

રાજરત્ન, દાનવીર શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા, પોરબંદર
જેમણે પૂજારીઓની વિનંતીથી આશરે દશ હજારના ખર્ચે સં. ૧૯૯૮ માં
અહીંનાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવી આપ્યો છે. (વિગત માટે જુઓ પૃ. ૩૬)

( પોરબંદરનું ભારત મંદિર તેમનો કલાપ્રેમ જણાવે છે. )

# બે બોલ

મૂળદ્વારકા ધામ એ ભારતવર્ષમાં મહત્ત્વનું તીર્થધામ છે. એનો ઇતિહાસ ને મહિમા વર્ણવતા આ ગ્રંથ વિષે 'બે બોલ' લખવાની આજ્ઞાથી પુરુષોત્તમગિરિની ઇચ્છાને હું નકારી શક્યો નહિ, કેમકે પહેલી વાત એ કે મારો એમની સાથે એટલો ઘનિષ્ઠ સંબંધ છે અને બીજી વાત એ કે દેવસ્થાનો એ પ્રેરણાના સ્થાનો છે, તીર્થધામો અને યાત્રા એ માનવજીવનમાં ઘડનારી મહદ્ વસ્તુ છે, એમ હું માનું છું. કાળે કરીને તીર્થધામોનો મહિમા વિસરાયો છે, ગુરુઓ ને ઉપદેશકો સિદ્ધો ને મહાત્માઓના વંશજો પૂજારી બન્યા છે, કેટલાક મંદિરો પ્રેરણાના સ્થાનોને બદલે આવકના સાધનો બન્યા છે અને યાત્રીઓ પ્રવાસી ને સહેલાણી બન્યા છે. આર્ય ઋષિમુનિઓનો આશય ઉચ્ચ હતો, પરંતુ આજે તે ભુલાઇ રહ્યો છે. આ ગ્રંથ આપણને ખરો માર્ગ દર્શાવે છે. તીર્થોનો મહિમા જાણવાથી યાત્રીની ભાવનામાં વધારો થાય છે, આ ઇતિહાસ લખવા પાછળ એવો મહદ્ આશય રહેલો છે.

પ્રાચીન કાળમાં યાત્રા કરવી એ આજના જેટલી સરળ ન હતી. ત્યારે તો ભાવના ને શ્રદ્ધા હોય તે જ યાત્રા કરી શકતો. આજે તો પૈસા હોય તો ગમે ત્યાં જઇ શકાય. આથી યાત્રીઓના ટોળા વધ્યા છે પણ ભાવના ઘટી છે. ચારે ધામની યાત્રા કરીને જીવતો ઘેર આવે તે મહાપુણ્યશાળી, ખરો ભાગ્યશાળી મનાતો. કેટલાક અડધે રસ્તેથી પાછા ફરી જતા ને પૂરી યાત્રા કર્યાની જૂઠી વાત કરતા, પરંતુ તે જમાનામાં **'મૂળ દ્વારકાની છાપ'** જેમણે મરાવી હોય, તેમણે જ પૂરી યાત્રા કરી છે એમ મનાતું. આમ ચાર ધામની યાત્રામાં મૂળદ્વારકાનું સ્થાન યાત્રીને યાત્રા પૂરી કર્યાં બદલના પ્રમાણપત્ર આપવા જેટલું મહત્ત્વનું હતું, મતલબ કે અખિલ ભારતવર્ષના ચાર ધામ અને અડસઠ તીર્થમાં મૂળદ્વારકાનું તીર્થ આટલું બધું મહત્ત્વનું લેખાય છે. યાત્રી મૂળદ્વારકાની—ચતુર્ભુજ ભગવાનના શંખ, ચક્ર, ગદા ને પદ્મ-છાપને ચિરસ્મરણીય રાખી પવિત્ર ને પ્રભુમય જીવન ગુજારી માનવ જન્મને સાર્થક કરતો. સમય જતા આ 'મૂળદ્વારકાની છાપ'નો તો જાણે તે વખતમાં દુરુપયોગ થઇ ગયો. 'મૂળદ્વારકાની છાપ' લાગી કે તે પછી

ચાહતો સમજાવો. ટૂંકમાં 'મુગદ્વારકાની છાપ'ની મહત્તા અદ્ભુત છે.

આ પરથી જોઈ શકાય છે કે ભારતવર્ષનાં સર્વ તીર્થોમાં મુગદ્વારકાનું સ્થાન અદ્વિતીય છે. આવા મહત્ત્વના તીર્થના આધારભૂત ગ્રંથની અનિવાર્ય જરૂર હતી, તે આ ગ્રંથથી હવે પૂરી પડે છે. આ ખોટ પૂરી પાડવા બદલ બાપુશ્રી પુરુષોત્તમગિરિને ધન્યવાદ સહ અભિનંદન આપ્યા વગર રહી શકતો નથી. એમણે સ્થાનનો સાચો ઇતિહાસ મેળવવાની જે જહેમત ઉઠાવી છે, તે સ્તુત્ય છે.

આ ગ્રંથમાં મુગદ્વારકા તીર્થની ઉત્પત્તિ, દેવસ્થાનોની સ્થાપના, મંદિરો બંધાવવામાં વંશપરંપરાગત ગુરુઓએ ભક્તો દ્વારા બજાવેલા ભાગની યથાર્થ માહિતી આપી છે, દાતાઓ અને ભક્તોની ગુણગાથા વર્ણવી છે, મહેર જાતિની વીરતા અને ભાવભરી ભક્તિને ભવ્ય અંજલિ આપી છે, સમાજજીવનઘડતરમાં અગ્રભાગ ભજવનાર અને તીર્થના સુવર્ણમય મહિમામાં સુગંધ પૂરનાર વર્ષ દરમિયાન ભરાતા મેળાઓ ને ઉત્સવોની પરંપરાનું વર્ણન પણ ગ્રંથની ઉપયોગિતામાં વધારો કરે છે સમાજજીવન વિકાસમાં મેળાઓ, ધાર્મિક મેળાઓ કેવો બહુમૂલો ફાળો આપે છે, ગ્રામ્યપ્રજા કેવી રીતે જીવનમાં આનંદપ્રમોદ માણે છે, છતાં વિલાસને બદલે સંયમ પાળે છે, તે દર્શાવ્યું છે મુગદ્વારકા એટલે મંદિરોનું ધામ, એક મંદિરને બદલે સત્તર મંદિરોનું નિર્માણ શી રીતે થયું ? એમાં શ્રી રણછોડરાય, શ્રી સિદ્ધેશ્વર મહાદેવ અને જ્ઞાનકુંડનો મહિમા વિશેષ વર્ણવાયો છે. ચમત્કારિક પ્રસંગો અને પરચાઓનું વર્ણન ભક્તોની ભક્તિમાં રંગ પૂરે છે. દેવોનાં વર્ણનરૂપ અને સ્તુતિરૂપ કાવ્યપુંજ ગ્રંથની વિશિષ્ટતા છે. શ્રી સિદ્ધેશ્વર મહાદેવની વ્રતકથા ધાર્મિક ભક્તોને પ્રેરણારૂપ છે.

હજારો વર્ષથી એકધારી રીતે ગુરુપરંપરા ધરાવતા ગિરિનામધારી મંદિરના અધિષ્ઠાતા મહંતો–ગોસ્વામી મહાનુભાવો સ્થાનના મહિમાને અખિલ ભારતવર્ષમાં પુનઃ ફેલાવવા ને અધિકાધિક પ્રયાસો કરતા રહેશે એવી ઇચ્છા સહ આશા વ્યક્ત કરું છું. આ ગ્રંથનો પ્રકાશ સર્વત્ર પ્રસરો ને સમગ્ર ભારત 'મુગદ્વારકાધીશની જય'થી ગુંજી ઊઠો.

સ્વામી નૃસિંહગિરિ મણિગિરિ મહંત કનાગામ (સૂરત)

# શ્રી માલદેવભાઈ રાણા કેશવાલાનો અભિપ્રાય

સ્વધર્મપ્રેમી શ્રી પુરુષોત્તમગિરિ સુંદરગિરિ.

આપ શ્રીમાને "શ્રી મૂળદ્વારકાનો ઇતિહાસ" એ નામનું હસ્ત-લિખિત લખાણ મને વાંચવા માટે મોકલ્યું, એ મારા વાંચવામાં આવ્યું પુસ્તકમાં પંચાવન વિષય રાખવામાં આવ્યા છે. તે સઘળા વિષયો મેં પ્રેમપૂર્વક વાંચ્યા છે. આપશ્રીને જન્મભૂમિ અને સ્વધર્મ પ્રત્યેની જે શ્રદ્ધા તેમ જ ભક્તિભાવ છે, તે લેખોમાં સ્પષ્ટ તરી આવે છે. આપશ્રીનું આ લખાણ માત્ર ઉપરછલ્લું જ નહિ પરંતુ આપના અંતરના ઊંડાણમાંથી નીકળતા અંતરાત્માના અવાજનું આલેખન છે. તેમ જ હૃદયના પ્રેમના ઉમળકાથી લખાણ લખવામાં આવ્યું છે. એની મારા હૃદયમાં સુંદર છાપ પડી છે. વીરતાના, પ્રભુભક્તિના, આતિથ્યસત્કારના, ઉદારતાના વગેરે સુંદર પ્રસંગો લીધા છે, એટલું જ નહિ પણ મૂળદ્વારકામાં વસનારાં નરનારીઓમાં સદ્દગુણો અને અવગુણો પણ હશે છતાં આપે ગુણગ્રાહક બનીને એમના અવગુણો તરફ લક્ષ ન આપતાં આપશ્રીએ એમનામાં રહેલ પ્રભુભક્તિ, અતિથિ સત્કાર, દિલની ઉદારતા, વીરતાદિ સદ્દગુણોને જ આપના દિલમાં વસાવ્યા છે, અને આ પુસ્તક દ્વારા પ્રસિદ્ધિમાં મૂક્યા છે. એ એઓના પ્રત્યેનો આપશ્રીનો પ્રેમ અને હૃદયની ઉદારતા એ જ મુખ્ય કારણ છે તેમ બતાવી આપ્યું છે. આપશ્રીએ મૂળદ્વારકાનો ઇતિહાસ મેળવવામાં તથા મૂળદ્વારકાના મંદિરો બંધાવનાર વિષે જે સત્ય હકીકત પ્રસિદ્ધ કરી છે એ ખરેખર પ્રશંસનીય છે, વળી એનો ખરો અને દટાયેલો ઇતિહાસ આજસુધી પ્રસિદ્ધિમાં મૂકવા માટે કોઇએ લક્ષ આપ્યું નથી ત્યારે આપશ્રીએ આ સુંદર રીતે પ્રસિદ્ધ કરેલ છે.

આ "મૂળદ્વારકાનો ઇતિહાસ" એ પુસ્તકમાં આપે જુદા જુદા પ્રસંગો પર જે કાવ્ય બનાવ્યાં છે તે કાવ્યની શબ્દરચના અતિ ઉત્તમ છે અને અસરકારક છે, એકંદર રીતે જોતાં આ પુસ્તક જે કોઇ સજ્જનો વાંચશે તેને જરૂર પ્રિય લાગશે એવું રસપ્રદ લખાણ છે. આપે આપશ્રીની શિક્ષક તરીકેની ફરજ બજાવવાની સાથે સાથે

સમયનો અમૂલ્ય ભોગ આપી આ પુસ્તક લખ્યું છે તેને માટે હું માગ હૃદયથી આપને ધન્યવાદ આપું છું. મહેર જ્ઞાતિના જે કેટ- ભાઇઓ આ પુસ્તક વાંચશે, વંચાવશે તેને જરૂર પ્રિય લાગશે, ખરી રીતે તો દરેકે દરેક મહેર ભાઇએ આ પુસ્તક પોતાના ઘરમાં રાખવાની જરૂર છે અને પોતાનાં બાળકોને વાંચી સંભળાવી વીરતાના, નીડરતાના, પ્રભુ ભક્તિના પ્રસંગો આ પુસ્તકમાં વર્ણવેલા છે, તે બાળકોને સમજાવી તેમના જીવનમાં ઉતરાવી, બાળકો સંસ્કારી બને, પ્રભુ- પરાયણ બને, એમનું જીવન પરમાર્થપરાયણ બને અને ન્યાય તેમ જ નીતિને પંથે ચાલનારું બને એ માટે બાળકોના નિર્મળ હૃદયમાં શુભ સંસ્કારોની છાપ પડે તે માટે માતપિતાએ પોતાની ફરજ છે એમ સમજીને આ પુસ્તક દરેકે ખરીદ કરી એનો સદુપયોગ કરવો.

આ પુસ્તકના લેખક શ્રી પુરુષોત્તમગિરિને પોતાની જન્મભૂમિ માટે તથા મહેર જ્ઞાતિ તરફ કેટલી સદ્‌ભાવના છે એ સ્પષ્ટ જોવામાં આવે છે અને એ કેવળ નિઃસ્વાર્થ પ્રેમ છે, એમ મારા જોવામાં આવે છે, એટલે મને તેમના પ્રત્યે માન છે અને પ્રેમ છે એઓશ્રીની અભિલાષાઓ પરમકૃપાળુ પરમાત્મા સફળ કરે એ જ અંતિમ યાચના.

શુભેચ્છક : માલદેવ રાણા કેશવાલા, શ્રી રામ નિવાસ–પોરબંદર.

---

## શ્રી ડૉ. દયાશંકરભાઇ મહેતાનો અભિપ્રાય.

સ્નેહી ભાઇશ્રી 'ગિરિ'ભાઇ.

આપના પ્રેમાળ અને નિઃસ્વાર્થભાવે લખેલું 'મૂળદ્વારકાનો ઇતિહાસ' નામનું પુસ્તક મળ્યું. આખું પુસ્તક પ્રેમથી વાંચી ગયો. આપનું પુસ્તક વાંચતાં જ અહીં બેઠાં છતાં મૂળદ્વારકા મંદિરની હૃદયમાં ઝાંખી થવા લાગી. આપને આપની જન્મભૂમિ અને મહેર જ્ઞાતિ પ્રત્યે જે પ્રેમભાવ છે તે આ પુસ્તકમાં પણ સ્ફૂરિત થાય છે. આપે આ ઇતિહાસ તૈયાર કરવામાં જે શ્રમ અને કાળજી લીધાં છે તે પ્રશંસાને પાત્ર છે. વળી આપે આ પુસ્તક પાછળ આપના અમૂલ્ય સમયનો જે ભોગ આપ્યો છે, તે આ પુસ્તકને જરૂર સફળતા

અપાવશે, એવી મને ખાતરી છે. વળી આપની સેવા, પરોપકારી ભાવના, સ્નેહાળ દિલ, મિલનસાર અને નીડર સ્વભાવ, ગરીબો પ્રત્યે સહાનુભૂતિ દાખવતું મન, વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે પ્રેમભર્યો સંબંધ, કર્તવ્યનિષ્ઠ, પ્રામાણિક, સૈદ્ધાંતિક અને નીતિ-પરાયણ જીવન વગેરે આપના સદ્‌ગુણોને લઈને આપ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાંથી માન, પ્રેમ અને કીર્તિ સંપાદન કર્યાં છે. આપે અમારા ગામે બે વખત આવીને ખૂબ જ પ્રેમ અને માન મેળવ્યાં છે. હજુ પણ અમારું આખું ગામ આપને યાદ કરે છે, આ પુસ્તક એ યાદીને તાજી બનાવીને એમાં વધારો કરાવશે. અમારા ગામમાં આવી આપે 'શ્રી મહાલક્ષ્મીની સ્તુતિ" રચી આપી હતી એની ૧૦૦૦ પ્રત મેં છપાવીને આખા ઉનેવાળ વણિક, બ્રાહ્મણ તથા ઇતર સમાજમાં પ્રસાદીરૂપે અહીં તથા મુંબઇ મોકલી આપી હતી અને મુંબઇમાં પણ આપ પ્રત્યે ઉનેવાળ સમાજ પ્રેમ અને માન દાખવે છે. તેથી ઊનેવાળ બ્રાહ્મણો, વાણિયાઓ તથા ઇતરવર્ગના ભાઇઓ ખુશ થઇ ગયા છે અને હજુ પણ પ્રેમથી આપને યાદ કરે છે. તેઓ બધા આ પુસ્તક ખરીદીને તેમ જ આ પુસ્તકની વધારે નકલો ખરીદ કરી બીજાઓને ભેટ આપશે—અપાવશે એવી તેઓને મારી વિનંતી છે, જેથી ગિરિભાઇના પ્રેમની યાદી હંમેશાં નજર સમક્ષ જોવા મળે. અને એ સ્તુતિના પ્રસાદી બદલ યોગ્ય બદલો વાળી શકાએ.

વળી આ પુસ્તકમાં ઇતિહાસ ઉપરાંત "શ્રી સિદ્ધેશ્વર મહાદેવ વ્રત મહિમા" જાણીને દૂર વસનારી ઘણી બહેનો પણ શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત શ્રદ્ધા અને ભાવનાથી કરશે. એટલે આ પુસ્તક દરેક ભાઇબહેનને ગમી જશે. આ પુસ્તકની વધારે નકલો ખરીદ કરીને, ભેટ આપી, અપાવીને લેખકને સાથ અને સહકાર આપશો, જેથી લેખક બીજું પુસ્તક હિંદીમાં તરતમાં પ્રસિદ્ધ કરી શકે. અંતમાં આપની સર્વે મનોકામના ઇશ્વર સફળ કરે, એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના.—

સ્નેહાધીન દયાશંકર બી. મહેતા, રાીમરખંડર ઊના

# —: નિવેદન :—

હું પચીસ વર્ષ પહેલાં મારા મિત્ર ભાઈના લગ્ન કરીને ગણ-દિવસોનિના રોજ, ઉપલેટા રેલવે સ્ટેશને ટિકિટ લઈ પ્લેટફોર્મ પર ઊભો હતો ત્યાં. થોડીવાર થઈ તેટલામાં ટ્રેન આવી પહોંચી. હું ટ્રેનના એક ડબ્બામાં બેસવા જતો હતો, ત્યારે પાછળના ડબ્બાઓ તરફથી “મૂળદ્વારકાધીશની જય...”નો બુલંદ અવાજ મારા કાનો પર અથડાયો. આથી હું એ અવાજ તરફ આકર્ષાયો ખાસ રીતે મારા દિલમાં વતનનો સાદ સંભળાયો. તેથી હું એ યાત્રિકો પાસે જઈને ઊભો. એ ભાવિક યાત્રિકો ચિત્રોડના હતા. એમને જોઈને, એમની ભૂમિનું ઐતિહાસિક દૃશ્ય મારી નજર સમક્ષ તરવરવા લાગ્યું. હું એ વિચારવમળમાં માનસિક રીતે ગુંચાયેલો હતો, ત્યાં ખાખીજળિયા સ્ટેશન આવતાં, એ યાત્રિકો ફરી “મૂળદ્વારકાધીશની જયની, ઉપરાઉપરી જયકાર ભરી ગર્જનાઓ બોલવા લાગ્યા. એ જયકારભરી બુલંદ ગર્જનાએ જ મારા દિલમાં આ ઇતિહાસ લખવાનો પ્રથમ ભાવ જાગૃત કર્યો હતો. તેથી એને આ પુસ્તકમાં પ્રથમ પ્રકરણરૂપે સ્થાન આપ્યું છે. ત્યારબાદ કતારગામ મુકામે શ્રી નૃસિંહગિરિજી તરફથી યોજાયેલી “શ્રી કાંતારેશ્વર સ્તુતિ-કાવ્ય સ્પર્ધા”માં મને પારિતોષિક મળેલું હોવાથી હું સં.૨૦૧૪ના ચૈત્ર વદ બીજના રોજ કતારગામ(સુરત)મુકામે યોજાયેલા “પારિતોષિક વિતરણ સમારંભ”માં હાજરી આપવા ગયો હતો ત્યારે મને દિલમાં થયું હતું કે આ સ્પર્ધામાં ભાગ લીધો ત્યારે મારી જન્મભૂમિ-તીર્થભૂમિ છે તો એનાં ગુણગાન શા માટે ન ગાવાં! આથી એક વેકેશનનો ઉપયોગ ઇતિહાસ લખવામાં ગાળવો, એવો દૃઢ વિચાર મનમાં કર્યો હતો પરંતુ પ્રતિકૂળ પરિસ્થિતિને લઈને એ વિચાર આજે સફળ થયો. વળી મારા મિત્રો, સ્નેહીજનો, ગામના અમુક સજ્જનો, કેટલાક બહારના વિદ્વાનો અને કેટલાક ભાવિક યાત્રિકોનો આગ્રહ 'મૂળદ્વારકાનો ઇતિહાસ પુસ્તકરૂપે જોવાનો હતો તે આજે ફળતાં એ સૌને આનંદ થશે.

આ પુસ્તકનાં ૧૪૪ પૃષ્ઠ છપાઈ ગયા બાદ અમુક બનાવો તથા વિગતો ઉપરથી જાણવા મળ્યું કે ત્રિકાળ ભક્તની પહેલાં પણ અહીં મંદિરો હતાં, જેથી આ પુસ્તકમાં આગળ આપેલી દંતકથા ખોટી

હતી ત્યારે આ મંદિરો ક્યારે અને કેવી રીતે બંધાયાં હશે ? એ પ્રશ્ન પર વધારે સંશોધનની આવશ્યકતા જણાતાં પુસ્તકનું છાપકામ બંધ રખાવી તપાસ શરૂ કરી. પુરાતત્વ-સંશોધનમાં રસ લેનારા ધર્મપ્રેમી મિત્રો, અમારી જ્ઞાતિના જૂના ઇતિહાસો જ્ઞાતિના ચોપડાઓ, બારોટોના ચોપડાઓ, દ્વારકા, કાશી વગેરે મંદિરોના ઇતિહાસો, ગાતા મોટા બાપુના સંશોધન કરેલા પ્રસંગોની નોંધો, રજતજયંતી અંક વગેરે વિગતો જાણીને આ પુસ્તક તૈયાર કર્યું છે એ મુજબ અહીંના મંદિરો ત્રણ તબક્કે બંધાયેલા છે ગુરુ સ્વામી ધર્મગિરિની મંદિર બંધાવવાની ઇચ્છાથી તેમના અહીંના શિષ્ય કેશવાના મહેર ખુડાભાઇએ તથા બીજા શિષ્ય કાશીના હરિકૃષ્ણગિરિએ ગુરુ ધર્મગિરિને મંદિરો બંધાવવા માટે જે રકમ ભેટ આપી હતી, અર્થાત્ જે રકમ ચરણે અર્પણ કરી દીધી હતી, તેમાંથી તેમણે સં ૧૧૫૮ થી ૧૧૬૦માં શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું તથા શ્રી રણછોડરાયનું એ બંને મંદિરો બંધાવ્યા હતા. ત્યાર પછી ગુરુ દેવગિરિને ચરણે તેમના શિષ્ય અહીંના મેશવાલા મહેર ચાડવાભાઇએ જે રકમ ભેટ ધરી દીધી હતી, તેમાંથી ગુરુ દેવગિરિએ સં ૧૨૨૧ થી ૧૨૩૨માં શ્રી ભીડભંજન મહાદેવનું ત્રણ મંદિરોનું ઝૂમખું બંધાવેલું છે એ પછી ગુરુ શિવગિરિના શિષ્ય અને પ્રખ્યાત ભક્ત વિંઝાત ભક્તે મંદિરો બંધાવવા માટે જે રકમ ગુરુને અર્પણ કરી દીધી હતી તે તથા ગુરુ શિવગિરિને દ્વારકાથી દાનવીરો, વિદ્વાનો અને ભક્તોએ જે રકમ ચરણે ધરી હતી તેમાંથી તેમણે બાર નાનાં મંદિરો ૧૨૬૦ થી ૧૨૬૨માં બંધાવેલા છે જેની વિગતવાર ઐતિહાસિક વિગત પૃષ્ઠ ૧૬૮ ઉપર આપવામાં આવી છે આથી હવે પછી આ મંદિરો અંગે કોઇપણ દંતકથાને સ્થાન નહેતું નથી ઉપરની રીતે ગુરુ સ્થાપિત આ મંદિરોની સેવા પૂજા અને વહીવટ તેમના ગિરિવંશના વંશવારસદાર મહંતો કરતા આવ્યા છે, અને આજેપણ તેમના વંશવારસદાર મહંતો સેવાપૂજા અને વહીવટ કરી રહ્યા છે.

આ પુસ્તક લખવાનો મૂળ ઉદ્દેશ અહીંનાં પ્રાચીન તીર્થધામ શ્રી મૂળદ્વારકા મંદિરની, ગામની તેમ જ આ ભૂમિને ગૌરવવંતી બનાવનાર મહાપુરુષોની વિગતોથી ભાવિક યાત્રિકો તથા સ્નેહી જનોને વાકેફ કરવા પૂરતો છે તથા આ પુસ્તક દરેક ભાવિક યાત્રિકને

ઉપયોગી થઈ પડશે તો હું મારો શ્રમ સફળ થયેલો માનીશ. અહીંનો શ્રી સિદ્ધેશ્વર મંદિર મહિમા પણ વિધિ-કથા-આરતી થાળ તેમજ ફોટા સહિત આપવામાં આવ્યો છે, વળી એક વિષય જ્યાં પૂર્ણ થાય છે એની નીચે ખાલી રહેતા પૃષ્ઠની જગાએ "આર્ય ધર્મ નીતિસાર" પુસ્તકમાંથી તારવેલા પુષ્પપરિમલ આપવામાં આવી છે, જે ભાવિક જનોને ઉપયોગી થઇ પડશે

આ પુસ્તકની પ્રસિદ્ધ કરવાની પ્રાથમિક વિધિ અંગે આચાર્ય સ્વામી શ્રી નૃસિંહગિરિ મ. મહેતાએ (તેમની વિગત જુઓ પૃ. ૧૨૯) અનેકવિધ માર્ગદર્શન આપ્યું છે, એ બદલ તેમનો આ તકે આભાર માનું છું. મહેરજ્ઞાતિના સમાજ સુધારક અને વિદ્યાપ્રેમી શ્રી માનદેવભાઇ રાણા કેશવાનાએ મારા પ્રત્યે પ્રેમ અને લાગણી દાખવી આ પુસ્તકમાંના શ્લોકો પૈકી ચાર શ્લોકો ઉપયોગ માટે આપ્યા છે, એ બદલ તેમનો પણ આભાર માનું છું. મારા સહકાર્યકર અને કલાવિશારદ શ્રી અરિસિંહભાઈ રાણા કેશવાનાએ પોતાના સમયનો ભોગ આપીને મૂળફોટાના આધારે બ્લોકો બનાવવા માટે બે ચિત્રો તૈયાર કરી આપ્યાં છે, જે બદલ તેમનો પણ આભાર માનું છુ. અહીંના મહેર શ્રી જેઠાભાઈ માનદેવ, શ્રી માલદેવભાઈ જેસા, શ્રી ભુરાભાઈ હરભમ તથા શ્રી ભીમજીભાઇ રામજીએ જે વિગતો કહી છે તે બદલ તેમનો પણ આભાર માનું છું. મારા લઘુબંધુ-મિત્ર ડૉ. પ્રભુજતિની ઇચ્છા પણ કેટલાક સમય થયાં એવી હતી કે હુ કોઇ પુસ્તકનુ સર્જન કરું, જે આજે ફળતાં અહીં તેને પણ યાદ કર્યા વગર કેમ રહી શકાય? તદુપરાંત આ પુસ્તકમા જે બ્લોકો આપ્યા છે તેના ફોટા ખેંચનાર અને આ પુસ્તકનું પ્રૂફ રીડીંગ કરનાર ભાઇશ્રી ધર્મગિરિને પણ આ તકે ભૂલી શકાય તેમ નથી વળી કાન્તિ પ્રેસના માલિક શ્રી બાબુભાઇ તથા ભગવાનજીભાઈ, કમ્પોઝીટર શ્રી મોહનભાઈ તથા પ્રિન્ટર શ્રી લાધાભાઈ તથા પ્રેસના તમામ સ્ટાફે ચીવટથી અને ધૈર્યથી આ પુસ્તકનું કાર્ય કર્યું છે, એ બદલ તે સૌનો આભાર માનું છું.

સમયના અભાવે આ પુસ્તકને ફરી વાંચી જવાનો સમય મળ્યો નથી, તો કોઈ ક્ષતિ રહી ગઈ હોય, મુદ્રક દોષ રહી ગયેલ હોય તો વાચકવૃંદ કૃપા કરી માફ કરશે, એવી આશા રાખું છું.

સ્નેહાધીન પ્રુ. સ. ગિરિ મૂળદ્વારકા-પોરબંદર જેઠ સુદ ૮ સં. ૨૦૨૬

# અનુક્રમણિકા

---

પૃષ્ઠ-૧૭૫માં લીટી ૧૪માં તેના સ્વામી શિવગિરિ તથા નારાયણગિરિ, શિવગિરિના ગુરુ. એમ વાંચવું.

# 'મૂળદ્વારકાધીશકી જય'-વતનનો સાદ


હાશિવરાત્રિનો પવિત્ર દિવસ હતો. હું એ દિવસે મારા પ્રિય મિત્રનાં માંગલ્યમય લગ્નની મધુરતા માણીને, સંયોગ-વિયોગ અને હર્ષ-શોકના વંટોળિયા જ્યાં વારંવાર અથડાયા કરે છે, એવા રેલ્વે સ્ટેશને આવ્યો. ત્યાં તો એ વંટોળિયાની પરવાર કર્યાં વગર કાલચંડિકા સમી, લાખ ફણિધરોના પેઠે ફૂંફાડા મારતી, રાક્ષસી રણશિંગાં જેવી વિસલો વગાડતી, કેટલાંક દિલોને આનંદ અને હર્ષના ભાવોથી નવડાવતી અને કેટલાંક દિલોને વિરહની વેદનાથી રડાવતી એવી ટ્રેન સ્ટેશનમાં આવી પહોંચી. તુરત જ કીડિયારાનાં દરમાંથી જેમ કીડીઓ ઊભરાતી હોય તેમ ટ્રેનમાંથી અને સ્ટેશનમાંથી માણસો ઊભરાવા લાગ્યાં, થોડીકવાર તો ટ્રેનમાંથી ઉતરનારાંઓ અને ચડનારાંઓ વચ્ચે દ્વન્દ્વ યુદ્ધ ચાલ્યું. એવામાં એકાએક 'મૂળદ્વારકાધીશકી જય'ની ઉપરા-ઉપરી બુલંદ ગર્જનાઓ સંભળાવા લાગી.

એ બુલંદ ગર્જનાઓ, ટ્રેનના ફૂંફાડાને પણ પરાજીત બનાવીને તેમજ વાયુપર સવારી કરીને આસપાસના વાતાવરણમાં રેલાતી હતી. 'જયકાર' ભરી એ બુલંદ ગર્જનાઓ શુષ્ક ન હતી પરંતુ એમાં અનોખી શક્તિ હતી, ભક્તિભરી ભાવના હતી, હૈયાંની હૂંફ હતી, આસ્તિકની આરજૂ હતી, નીતિની નિખાલસતા હતી વાણીની વિમળતા હતી. ઉરની ઉદારતા હતી, સૂરની સ્પર્ધા હતી, પ્રેમની પવિત્રતા હતી, ધર્મની ધીરતા હતી, ગીતની ગેયતા હતી, સંતની સુવાસ હતી, દયાની દિલાવરતા હતી, સુખની મિઠાશ હતી, આશા-

ભરી અભિલાષા હતી અને સાધુતા જેવી સાદાઇ હતી. આવી રીતની મનમોહક-જાદુભરી 'મુળદ્વારકાધીશકી જયે' મારા દિલને એ તરફ આકર્ષ્યું-જન્મભૂમિની પ્રશંસા સાંભળી-વતનનો દિલમાં સાદ સાંભળ્યો. એટલે વતનનો સાદ સાંભળતાં સ્વાભાવિક રીતે માનવીનુ મન આકર્ષાય છે કારણ કે દરેક માનવીને પોતાની જન્મભૂમિ પરત્વે મમત્વ હોય છે, પક્ષપાત હોય છે, પ્રેમ હોય છે, ઉન્નત જોવાની અભિલાષા હોય છે, પ્રશંસા સાંભળવાની તાલાવેલી હોય છે અને એના તરફ દિલમાં પ્રેમ ભર્યું આકર્ષણ હોય છે. એટલે જ જન્મભૂમિને સ્વર્ગ કરતાં પણ શ્રેષ્ઠ સ્થાન આપ્યું છે "जननी जन्मभूमिश्च स्वर्गादपिगरीयसी" આ કથન સત્ય કે જે જન્મભૂમિનાં અન્ન, જળ અને હવાથી માનવીનું શરીર સર્જાયું અને પોષાયું હોય છે એ જન્મભૂમિ પ્રત્યે આવું આકર્ષણ બળ રહે એ સ્વાભાવિક છે. વિદેશમાં જઇએ કે દેશમાં ગમે તે સ્થળે ફરવા જઇએ પણ અમુક સમય થયા પછી વહાલી જન્મભોમકાને ભેટવા હૈયુ થનગનતું હોય છે. દિલમાં કેવાં ઉલ્કાપાત મચાવી મૂકે છે. જાણે જન્મભૂમિ આપણને સાદ પાડીને બોલાવી રહી હોય તેવો ભાસ થાય છે! એ ગેબી સાદ સાંભળતાં જ મન આવવા માટે કેટલું આતુર થઇ જાય છે! મનમાં કેટલી બધી અધીરાઇ આવી જાય છે. એ વખતે મન ક્યાંય સ્થિર બનતુ નથી. આંખની અતૃપ્ત અને મનની ચંચળતા. બન્ને એક સાથ તાલ મિલાવીને માનવીના દિલને ડોલાવી મૂકે છે તેથી જ્યારે માણસ જન્મભૂમિને આંગણે જવા તૈયાર થાય છે. ત્યારે દિલમાં કેટલો ઉત્સાહ, કેટલો આનંદ અને કેટલી બધી લાગણી, ફુવારાની પેઠે રેલાય છે.

અભ્યાસાર્થે બહારગામ ગયેલ કોઇ ભાઇ-બહેનોને આનો અનુભવ થયો જ હશે. જ્યારે તેઓ પરીક્ષાનો સમય પૂર્ણ કરે અને બીજે દિવસે સવારમાં પોતાની જન્મભૂમિ તરફ પ્રયાણ કરવાનું

હોય છે ત્યારે દિલમાં કેટલો થનગનાટ જાગૃત થાય છે ! આનંદના આવેગમાં આખી રાત ઊંઘ પણ આવે નહિ, ઉજાગરો થાય છતાં થાકનું નામ નહિ, એ છેલ્લી રાત્રિ જાણે દુશ્મન બનીને લાંબી કેમ થતી જતી હોય ! એવો મનમાં ક્ષણિક ખ્યાલ જન્મે છે. હૈયામાં એવો અધીરાઇનો વેગ જન્મે છે કે એ વેગ આગળ દરેક વાહનોનો વેગ પાછળ રહી જાય છે, ત્યારે તો મનમાં એમ થઇ આવે છે કે જાણે પંખી બનીને જન્મભૂમિ તરફ ઊડી જઇએ !

એવી રીતે કોઇ સાસરે રહેતી બહેનને પણ આનો અનુભવ થઇ આવે છે, તેને પોતાનાં સાસરામાં દરેક જાતનું સુખ હોય છતાં જ્યારે તેને પોતાના પિયરમાંથી ભાઇ અગર સ્વજન તેડવા આવે તેમજ બીજે જ દિવસે પોતાની જન્મભૂમિ તરફ જવાનું નક્કી થાય ત્યારે એ આનંદ આગળ એનાં સાસરિયાનાં બધાં સુખો ફિક્કાં પડી જાય છે. એવો અનુભવ ઘણી બહેનોને થયો હશે.

એજરીતે કોઇ નોકરિયાત ભાઇ–બહેન ગુલામી નોકરીની પ્રબળતાને લઇને જન્મભૂમિથી દૂર ફેંકાયેલો હોય અને રજા પડવાના કારણે અગર તહેવાર પ્રસંગે પોતાની જન્મભૂમિમાં જ્યારે આવવાનું થાય છે ત્યારે તેમના દિલમાં પણ કેવો આનંદનો ફુવારો રેલાય છે. એવે વખતે કોઇ અધિકારી રુઆબ ચલાવે અગર રજા નામંજૂર કરે તો એ અધિકારી સામે દુશ્મનાવટ જેવી ભાવના જન્મે છે

એ રીતે વ્યાપાર અર્થે વિદેશ ગયેલો વેપારી પણ અમુક વર્ષો પછી જન્મભૂમિ યાદ આવતાં અને જ્યારે પોતાની જન્મભૂમિ તરફ આવવાનુ નક્કી થાય છે ત્યારે એમના દિલમાં પણ એવો જ ભાવ જન્મે છે.

આ ઉપરથી જાણી શકાય છે કે કુદરતે માનવીના દિલમાં

જન્મભૂમિ પ્રત્યે કેટલું અનોખું આકર્ષણ મૂક્યું છે.. એટલું જ નહિ, પરંતુ કેટલાંક પશુઓમાં પણ એવી ભાવના જોવા મળે છે. ગાય, ઘોડો કે કૂતરો વગેરે જાનવર પોતાના માલિકને ત્યાં અમુક વર્ષો સુધી ઊછર્યા પછી એનો માલિક એને વેચી દે છે અને લેનાર માણસ એને લઇને જ્યારે પોતાના ઘર તરફ જવા તૈયાર થાય છે ત્યારે એ જાનવર પગ ભરતું નથી. એને જન્મભૂમિને છોડવાનું મન થતું નથી. પરંતુ ખૂબ માર મારીને બળજબરીથી એને લઇ જવામાં આવે છે ત્યારે નવે ઘેર અમુક દિવસો સુધી તે ખાતું-પીતું પણ નથી. એમને પણ વહાલી જન્મભૂમિ યાદ આવે છે. તેથી જન્મભૂમિની દિશા તરફ મુખ રાખીને વિયોગ ઝૂરતું ઊભું રહે છે, 'પરપીડ' જાણવાનું જેમનું હૃદય હોય તેઓ જ એ મૂક પશુની ભાષા સમજી શકે છે.

આપણે બહારગામ-વિદેશ રહેતા હોય ત્યારે ત્યાં જન્મભૂમિનું માણસ તો ઠીક પરંતુ કોઇ કૂતરું આવીને નમે તો પણ તે કેવું પ્યારું લાગે છે! એના તરફ આપણી ભાવના ગુંથાય જાય છે. આ રીતે જન્મભૂમિ પ્રત્યે માનવીના દિલમાં અનૂટ આકર્ષણ અને અનુપમ પ્રેમ હોય જ છે. તેથી જન્મભૂમિની કોઇ પ્રશંસા ગાતાં હોય ત્યારે એ પણ આપણને પ્રિય લાગે છે. આપણું મન એ તરફ ખેંચાય છે.

એ રીતે 'મૂળદ્વારકાધીશકી જય'ની બુલંદ ગર્જનાઓએ મારાદિલમાં એવો આનંદ અને ઉત્સાહ જાગૃત કર્યો, આથી હું એ તરફ આકર્ષાયો. અને એ 'અવાજ ધરો' તરફ ચાલી, અંદર પ્રવેશ કરી તે યાત્રિકો પાસે જઇને બેઠો. તેઓ તો જેમ લગ્ન-જાનની બહેનો જ્યારે ગામ આવે અને ગીત શરૂ કરે તેમ તેઓ સ્ટેશન આવે કે તુરત જ 'મૂળદ્વારકાધીશકી જય'ની ગર્જનાઓ લાંબા લહેકાથી પોકારવા

લાગ્યા એ બુલંદ ગર્જનાઓ કરનારનું ખમીર પણ જેવું તેવું ન હતું. ભારતમાં સર્વશ્રેષ્ઠ કુરબાનીઓ આપીને પ્રસિદ્ધ થયેલ મેવાડ ભૂમિનું —ચિતોડભૂમિનું હતું, ચિતોડ અને મેવાડ નામ પડતાં ભારતીય બંધુઓની નજર સમક્ષ "ગઢતો ચિતોડકા ઔર સબ ગઢૈયાં નજરે તરે છે, એનો અડગ ટેકીલો મહારાણો પ્રતાપ યાદ આવે છે. જેમણે સ્વદેશ રક્ષાકાજે પોતાના નોંધા પ્રાણ હસતેમુખે આપ્યા છે. એ મેવાડી વીરો યાદ આવે છે. સ્વધર્મની રક્ષા ખાતર જૌહર કરીને હજારોની સંખ્યામાં હોમાઈ જનારી મેવાડી લલનાઓ નજરે તરે છે મીરાંબાઈનું જીવન–કવન સ્મૃતિ પર ડોકિયાં કરે છે. આમ હું એ યાત્રિકોના પ્રદેશમાં માનસિક રીતે ભ્રમણ કરતો હતો. ત્યાં તો સ્ટેશન આવતાં 'મૂળદ્વારકાધીશકી જય'ની ગર્જનાઓએ મને જાગૃત કર્યો. એમણે તો 'મૂળદ્વારકાધીશકી જય' દ્વારા સૂરની સ્પર્ધા ચાલુ કરી. એના સંઘમાં બોલતી વખતે 'જય'નો છેલ્લો અક્ષર લાંબા લહેકાથી વધારે વખત સુધી કોણ બોલી શકે છે. તેનો સર સૌથી લાંબો ચાલી શકે છે અર્થાત્ એનો શ્વાસ વધુ વખત રહી શકે છે. એ વખતે જેમ કૂકડા ગળું ફુલાવીને લાંબા સ્વરથી બોલતા હોય છે. તેમ એ ભાવિક યાત્રિકો પણ ગળું ખૂબ ફુલાવીને સૂરને લંબાવતા હતા અને ગમ્મત કરતા હતા.

આ રીતે આવા ભાવિક યાત્રિકોની 'મૂળદ્વારકાધીશકી જય'ની બુલંદ ગર્જનાઓ સાંભળીને દરેકને કુતૂહલ થઈ આવે છે કે મૂળદ્વારકા એ શું છે? ક્યાં આવેલું છે? એનું માહાત્મ્ય શું છે? વગેરે પ્રશ્નો થાય એ સ્વાભાવિક છે ભાવિક યાત્રિકોના કંઠે અનન્ય રીતે ગુંથાઈ ગયેલી 'મૂળદ્વારકાધીશકી જય' ઉપરથી મૂળદ્વારકા માહાત્મ્ય કે એનો ઇતિહાસ જાણવાની દરેકને ઇચ્છા થાય જ, જે આ પછીના પ્રકરણમાં આપવામાં આવેલ છે. ★

# મૂળદ્વારકાનું સ્થાન અને વિશિષ્ટતાઓ

ભારતભરમાં જ નહિ પરંતુ વિશ્વભરમાં પ્રખ્યાત બનેલ મહાત્મા ગાંધીજીની જન્મભૂમિ પોરબંદરથી (તીર્થભૂમિ તરીકે પ્રખ્યાત બનેલ સુદામાપુરીથી) લગભગ માઈલ દૂર, અરબી સમુદ્રથી એક માઈલ દૂર અને બરડા પર્વતની નજીક મૂળદ્વારકા તીર્થધામ આવેલું છે. તીર્થભૂમિ તરીકે ભારતભરમાં મૂળદ્વારકા નામે જાણીતું છે. આ ગામનું બીજું નામ વિસાવાડા પણ છે. આ તીર્થધામ પોતાની પ્રાચીન સંસ્કૃતિ અને શિલ્પકળાની ઉજ્જ્વલ જ્યોતિ પ્રકાશિત કરતું, શ્રીકૃષ્ણની અદ્‌ભુત લીલાઓની ઝાંખી કરાવતું અને એમના અવશેષની સાક્ષી પૂરતું તીર્થરૂપે પોતાનો વિજયધ્વજ દિગંતમાં લહેરાવતું ઊભું છે.

આ ગામ, આકાર-વિસ્તારની દૃષ્ટિએ તો નાનું છે પણ અહીંની ભૂમિનો મહિમા મોટો છે. અહીંની ભૂમિનું ખમીર અદ્‌ભુત છે, અહીંનું પાણી સાહસિક સરવાણીઓમાંથી નીતરેલું અને પ્રેરણાનાં પિયૂષ પાનારું છે, અહીંનું અન્ન નબળાને સબળા બનાવે છે, અહીંનાં હૈયાં હિંમતબાજ છે, અહીંની ભૂમિ ભારતમાં ભાત પાડે તેવી છે, અહીંનું આતિથ્ય અરમાનોને આનંદ આપનારું છે, બરડાપર્વતના પુરુષાર્થની અડીખમ બહાદુરી અહીં વેરાયેલી છે, ધર્મની સહિષ્ણુતા સુશોભિત બનેલી છે. સંત અને સતીઓના સહવાસ છે, વીરતા ભર્યાં વીર-વીરાંગનાઓ છે, મેરાભાની સેવકો છે, ભક્તિરસનો ભાવ ફેલાવનારા ભક્તો છે, સત્સંગની સુવાસ ભરનારા સજ્જનો છે, ખેતી સાથે મહોબ્બત કરનારા ખેડૂતો છે, ધર્મને જાણનારા ધર્મવીરો

છે, પરમાત્માના પ્રેમી પૂજારીઓ છે, દિલાવર દાતાઓ છે. તદુપરાંત બીજી દ્રષ્ટિએ એકાદ બે તક જોનારા તક સાધુઓ હશે, વર્તમાન સમયના નવલા નબીરાઓ પણ હશે, બનાવટી બગભકતો પણ હશે, ખટપટના ખજાનચીઓ પણ હશે, અને નવરાશના નિંદકોપણ હશે.

આ તીર્થભૂમિમાં આવવા માટે "પોરબંદરથી મિયાણી બસ સર્વિસ" દિવસના ત્રણ વખત આવક અને જાવક કરે છે. પોરબંદરથી ઉપડતી 'બસ-સર્વિસ' કલાક સવા કલાકે અહીં આવી પહોંચે છે. અહીં યાત્રિકો દર્શન કરી લે ત્યાં સુધી 'બસ' થોભે છે. ત્યારબાદ અહીંથી 'બસ' મિયાણી જાય છે. મિયાણી અહીંથી આઠ માઇલ થાય છે, ત્યાંથી યાત્રિકો (મિયાણી તથા હર્ષદ માતાજીના મંદિર વચ્ચે ખાડી આવેલી છે.) હોડીમાં બેસી ખાડી પાર કરીને સામે કાંઠે હર્ષદ-માતાજીનાં દર્શન કરીને ત્યાંથી 'બસ'માં બેસી ભાટિયા રેલ્વે સ્ટેશન સુધી જાય છે. ત્યાંથી ટ્રેનમાં બેસી દ્વારકા જાય છે. અને ત્યાંથી બેટ દ્વારકા જાય છે. આ રીતે પોરબંદરથી ઓખા સુધીમાં યાત્રિક, સુદામાપુરી, મૂળદ્વારકા, હર્ષદ માતા, દ્વારકા અને બેટ દ્વારકા એટલાં તીર્થસ્થાનોનાં દર્શન કરે છે.

હિંદુસમાજમાં 'ચાર ધામ'ની યાત્રાનો મહિમા ખૂબ જ પ્રખ્યાત છે. ઉત્તરમાં બદ્રિ-કેદાર, દક્ષિણમાં રામેશ્વર, પૂર્વમાં જગન્નાથપુરી અને પશ્ચિમમાં દ્વારકા. આ રીતે દ્વારકાની યાત્રાએ ભારતનો ભાવિક યાત્રાળુ આવે છે પરંતુ દ્વારકા કરતાં મૂળદ્વારકાનો મહિમા વધારે છે. જ્યાંસુધી યાત્રિક મૂળદ્વારકાની યાત્રા ન કરે ત્યાં સુધી દ્વારકાની યાત્રા અધૂરી ગણાય છે, એવી માન્યતા ભાવિક યાત્રિકોની છે. પરંતુ દ્વારકા તથા મૂળદ્વારકા બંને એક જ તીર્થ રસ્તે જોડાયેલાં હોવાથી

આગળ જણાવ્યા મુજબ બંને તીર્થોનાં દર્શન આપોઆપ કરી શકાય છે.

મૂળદ્વારકાનાં મંદિરો ભારતભરમાં પ્રખ્યાત છે. અને દર વરસે અહીં હજારો યાત્રિકો દર્શન કરવા આવે છે. જેમાં મુખ્યત્વે ગૂજરાત પ્રાંત, ઉત્તર પ્રદેશ તથા દક્ષિણ ભારતના લોકો વધારે પ્રમાણમાં આવે છે, બાકીના પ્રાંતોમાંથી ઓછા પ્રમાણમાં આવે છે. મારવાડ પ્રદેશમાં તો ઘણા અહીંની યાત્રા કરવાની બાધા-માનતા કરે છે અરે! કેટલાક તો અહીંની જ્યાંસુધી યાત્રા ન કરે ત્યાંસુધી લગ્ન-સંબંધથી જોડાતા નથી. તેઓમાં અહીંની યાત્રા કરી આવનારને ભાગ્યશાળી ગણવામાં આવે છે. પરિણામે તેઓ પોતાનાં કામકાજમાંથી ફુરસદ મેળવતા યાત્રાએ નીકળી પડે છે. તેઓ ઓછા-વત્તા પ્રમાણમાં દર વરસે યાત્રાએ આવેછે. ત્યારે આપણે જોઇએ છીએ કે ટ્રેન-બસ વગેરેમાં તેઓ 'જયકાર' ભરી બુલંદ ગર્જનાઓ કરી આનંદ મેળવતા હોય છે 'મૂળદ્વારકાધીશકી જય,' 'રણછોડરાયકી જય,' 'સુદામાપુરીકી જય' વગેરે જયનાદો બોલાવીને આસપાસનું વાતાવરણ ગુંજતું કરી મૂકે છે

અહીંનાં તીર્થસ્નાને, અહીંનાં લોકોમાં ધાર્મિક ભાવના જાગૃત રાખી છે તેમજ અનેક સંત પુરુષો-મહાત્માઓના સમાગમથી-સત્સંગથી કેટલાંક સદ્‌ગુણો જાળવી રખાયા છે. અહીંની ભૂમિ સંત, શૂરા અને સતીઓની જન્મદાતા છે. અહીંના પ્રખ્યાત ભક્ત વિંઝાત (કેશવાલા મહેર) થઇ ગયા છે. જેમણે ઇશ્વરની દૃઢ ભક્તિ કરીને કૃષ્ણ દર્શન કર્યાં હતાં (સંવત ૧૨૬૨માં).

વનમેં ચંદન ઊગિયો, હસત લગી વનરાય;
સબ વૃક્ષ ચંદન ભયે, સબકો સુગંધ દિલાય

એ મુજબ વિંઝાત ભક્તે આ જન્મભૂમિને તેમજ મહેર જાતિને ગૌરવવંતી બનાવી છે.

## મૂળદ્વારકા તથા રણછોડરાય નામ કેમ પડયાં



આશરે પાંચ-સાડા પાંચ હજાર વર્ષ પહેલાં જ્યારે ધરતી માતા પર પાપનો અસહ્ય બોજો વધી રહ્યો હતો, સત્યની સામે અસત્યનું પરિબળ દિન પ્રતિદિન વધતું જતું હતું, સાધુઓ, બ્રાહ્મણો, સ્ત્રીઓ, ગાયો, ધર્મ વગેરે સંકટમાં સપડાયાં હતાં, ધર્મનો લોપ થતો જતો હતો, ચારે બાજુ હિંસાનાં, અન્યાયનાં અને અત્યાચારનાં વાદળ ઉમટયાં હતાં, માણસો માનવતા ભૂલીને દાનવ જેવી હાહાકાર વર્તાવતાં હતાં, મોટા ભાગના રાજાઓ રક્ષકને બદલે ભક્ષક બની પોતાનો રાજધર્મ ભૂલ્યા હતા તેમજ સંતો, ભક્તો, સતીઓ અને ઋષિમુનિઓના નિત્યકર્મમાં-દુષ્ટો વિઘ્નો નાખી-ભંગ પડાવતા હતા. ત્યારે ભગવાનને મનુષ્યરૂપે અવતાર ધારણ કરવાની જરૂર પડી.-ભગવાને ગીતામાં કહ્યું છે.

> यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
> परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
> धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

"હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું પ્રત્યેક યુગમાં આત્માને સર્જું છું. કારણ કે સાધુ સંતો-ભક્તોનો ઉદ્ધાર કરવા માટે, દુરાચારીઓ-પાપીઓનો વિનાશ કરવા માટે તેમજ ધર્મની સ્થાપના કરવા માટે મારે દરેક યુગમાં અવતાર ધારણ કરવો પડે છે,"

ઉપર પ્રમાણે દ્વાપર અને કળિયુગની સંધિ સમયે ભગવાને

પિતા વસુદેવ અને માતા દેવકીજીને ત્યાં મનુષ્ય રૂપે પુત્રની સર્વશ્રેષ્ઠ શક્તિ રૂપે અવતાર ધર્યો. અને તેઓ કૃષ્ણ અવતાર તરીકે ઓળખાયા. ઉપરની રીતે કૃષ્ણે ધરતીપર દુરાચારી અને અધર્મી રાજાઓ—દાનવોનો અકલ્પી રીતે વિનાશ કરવાનું કાર્ય ધર્યું. કૃષ્ણનો મામો કંસપણ એ વખતે પ્રજામાં હાહાકાર વર્તાવી રહ્યો હતો. કોઈ જોષી મહારાજે કહ્યું હતું કે 'તારી બેનનો પુત્ર તને મારીને તારું રાજ્ય પ્રાપ્ત કરશે.' આથી કંસે પોતાના બનેવી તથા બહેનને કેદમાં પૂર્યાં હતાં. તેથી જ્યારે દેવકીને પેટે બાળક અવતરતું ત્યારે તેને કંસ મારી નખાવતો એનો એવો નિશ્ચય હતો કે મારી બહેનના એકપણ બાળકને હું જીવતો રહેવા દઈશ ત્યારે એ મને મારી નાખીને મારું રાજ્ય પ્રાપ્ત કરશેને ! પરંતુ એનો એ નિશ્ચય ખોટો પડયો. શ્રીકૃષ્ણ કેવી રીતે બચી ગયા એ વાત તો જગજાહેર છે. પાછળથી તેણે જ્યારે કૃષ્ણ તથા બળદેવની વાતો સાંભળી ત્યારે એના દિલમા ઘણો ભય બેસી ગયો. આથી કૃષ્ણ તથા બળદેવને મારી નાખવા માટે જુદીજુદી યુક્તિઓ ગોઠવી પરંતુ તે સફળ થયો નહિ, છેલ્લે મલ્લયુદ્ધ કંગાવી કૃષ્ણ તથા બલદેવને મારી નાખવા નક્કી કર્યું. આથી શ્રીકૃષ્ણ તથા બલદેવને ગોકુળમાંથી બોલાવી, પ્રખ્યાત મલ્લો સાથે મલ્લયુદ્ધ કરાવ્યું પરંતુ એમાં પણ એ તોશલ–મુષ્ટિક, ચાણુર વગેરે મલ્લોને શ્રીકૃષ્ણે હરાવી મારી નાખ્યા. આ રીતે કંસની એ યુક્તિ પણ નિષ્ફળ બની એટલું જ નહિ પરંતુ કંસ સિંહાસન ઉપર બેઠો હતો, તેને કૃષ્ણે કૂદકો મારી, તેના કેશ પકડી જમીન ઉપર પછાડયો અને કૃષ્ણ તેની છાતી ઉપર ચડી બેઠા કે તુરત જ ભયથી કંસના પ્રાણ ચાલ્યા ગયા.

ઉપર મુજબ શ્રીકૃષ્ણે દુરાચારી અને અધર્મી કંસનો નાશ કર્યો તેથી કંસની બંને સ્ત્રીઓ પોતાના પિતા જરાસંધ પાસે ગઈ અને બધી વિગતવાર ઘટના કહી સંભળાવી. પોતાની બંને વિધવા પુત્રીની

વિગત જાણતાં જરાસંધ ક્રોધિત બની ત્રેવીસ અક્ષૌહિણી સેના લઇ આખા યાદવકુળનો વિનાશ કરવા માટે ચાલી નીકળ્યો. પરંતુ એમાં હાર્યો. "હાર્યો જુગારી બેવડું રમે" એ મુજબ જરાસંધ હારતાં ખૂબ જ ગુસ્સે થયો. અને મથુરાપર સત્તર સત્તર વખત ચઢાઇઓ કરી હતી પરંતુ એમાં પણ જરાસંધ નિષ્ફળ ગયો. આ રણમેદાનમાંથી વિજય પ્રાપ્ત કરીને (જુઓ "તેજચિત્રો" પુસ્તક) કૃષ્ણ પોતાની રાજધાની દ્વારકા જવા નીકળે છે ત્યારે પ્રથમ નિવાસ—મૂળનિવાસ આ ભૂમિપર કરેલ હતો. એ વખતે અહીંનું કુદરતી સૌંદર્ય અદ્ભુત હતું. કૃષ્ણને પણ ગમી ગયું હતું જેથી કૃષ્ણે પ્રથમ અહીં નિવાસ કર્યો હતો. આથી આ સ્થાન મૂળદ્વારકા તરીકે પ્રસિદ્ધ થયું અને કૃષ્ણની કૃપાએ આ ભૂમિનું માહાત્મ્ય વધાર્યું. શ્રીકૃષ્ણે જ્યાં નિવાસ કરેલો હતો. એની યાદી રૂપે હાલ અહીં 'ચરણપાદુકા'નું મંદિર આવેલું છે. શ્રીકૃષ્ણ ભગવાન રણમેદાનમાંથી આવતા હોવાથી અહીં રણછોડરાય તરીકે ઓળખાયા. એટલે અહીંની યાત્રાએ આવતા ભાવિકો 'મૂળદ્વારકાધીશકી જય' અને 'રણછોડરાયકી જય' બોલાવી હર્ષથી અહીંનાં મંદિરોમાં આળોટે છે.

અમુક પુરાણમાં "રણછોડ" નામ પડવાનું બીજી રીતે વર્ણન કર્યું છે. "કૃષ્ણ જરાસંધ સાથે લડાઇમાં હારીને રણ છોડીને આવતા હતા. એટલે કૃષ્ણ અહીં રણછોડરાય તરીકે ઓળખાયા. પરંતુ ઘણા વિદ્વાનોએ આ મતનો વિરોધ કર્યો છે. શ્રીકૃષ્ણને હિંદુ-ધર્મમાં ભગવાનના અવતાર રૂપે નવાજ્યા છે. ભગવાનની શક્તિ-ઓનો પાર નથી તેમ તેમની લીલાઓનો પણ કોઇ પાર પામી શકતું નથી. એટલે જ પરમાત્મા વિષે કહ્યું છે,

यं ब्रह्मा वरुणेन्द्र-रुद्र-मरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः सांग-पद-क्रमोपनिषदै गायन्ति यं सामगाः ।

**ध्यानावस्थित – तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो**
**यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥**

આ રીતે બ્રહ્મા, વરુણ, ઇન્દ્ર અને પવન વગેરે દિવ્ય સ્તોત્રોથી જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ, ક્રમ અને ઉપનિષદ સાથે વેદોના મંત્રોથી જે પરમાત્માની સ્તુતિ કરે છે; યોગીઓ સમાધિ ચડાવીને પરમાત્મામાં રહેલા મન વડે જેમનાં દર્શન કરે છે, અને દેવતાઓ તથા દૈત્યો (રાક્ષસો) જેમના મહિમાના પારને પામતા નથી, તે શ્રી પરમાત્માને હું નમસ્કાર કરું છું.

ઉપરની રીતે ભગવાનને હિંદુધર્મનો દરેક માનવી નવાજે છે. તો ભગવાન હારીને–રણછોડીને ચાલ્યા જાય એમ જે પુરાણે વર્ણન કર્યું છે. તેને વિદ્વાનો માન્ય કરતા નથી. (જુઓ "તેજચિત્રો" પુસ્તક તથા અન્ય વિદ્વાનોનાં પુસ્તકો) "આગે સે ચલી આતી હૈ" મુજબ જે કાંઈ ખોટું હોય અગર ભગવાન કૃષ્ણનું જેમાં અપમાન થતું હોય એ કોઇ વિદ્વાન ચલાવી શકે નહિ. કૃષ્ણે મહાન શક્તિઓ ધારણ કરીને મનુષ્ય રૂપે અવતાર ધારણ કર્યો હતો. તેઓ યુગની પ્રજા અને સર્વશ્રેષ્ઠ શક્તિરૂપે હતા. દુષ્ટોને–રાક્ષસોને સંહારવા માટેનું તેમનું પ્રધાન કાર્ય હતું. એ કાર્ય પૂર્ણ કરી ધર્મની પુનઃ સ્થાપના કરીને મનુષ્ય જીવન પૂર્ણ કરવાનું હતું.

આગળ જણાવ્યા પ્રમાણે દ્વારકા જતાં રસ્તામાં અહીં કૃષ્ણ ભગવાને મૂળ–નિવાસ કર્યો હતો એથી આ ભૂમિનું નામ મૂળદ્વારકા પડયું અને રણમાંથી આવેલા હોવાથી અહીં કૃષ્ણ ભગવાન શ્રી રણછોડરાય તરીકે ઓળખાયા.

ભક્ત શિરોમણિ નરસિંહ મહેતાએ કહ્યું છે "ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં, અંત તો હેમનું હેમ હોયે." એ મુજબ જુદા જુદા સ્થાનમાં ભગવાનની જુદાં જુદાં સ્વરૂપે નામે પૂજા થાય છે. પરંતુ અંતે તો એ પરમાત્માનું-ભગવાનનું એક જ રૂપ છે. "અખિલ બ્રહ્માંડમાં એકતું શ્રી હરિ, જૂજવે રૂપ અનંતભાસે." આખા દુનિયામાં ભગવાન અનેક રૂપે ઓળખાય છે. પરંતુ અંતે તો હરિ એક જ છે. આ રીતે ભગવાનની લીલા-મહિમાનો પાર નથી. એને કોઇપણ જાણી શકયું નથી. એટલે ભગવાનની સર્વશ્રેષ્ઠ શકિતઓ ખ્યાલમાં રાખીને ભક્તજનો, ઋષિમુનિઓ, મહાત્માઓ વગેરે ભગવાનની માયાનાં ગુણગાન કરીને વંદના કરે છે. અને મનમાં આનંદ પ્રાપ્ત કરે છે.

કૃષ્ણની જ્યાં નિંદા થતી હોય, એમને ઉતારી પાડવાનાં લખાણો હોય, કૃષ્ણને હલકા ચિતરવામાં આવ્યો હોય અને કૃષ્ણની શકિતઓને નબળી વર્ણવી હોય, એને હિંદુ ધર્મ-ભક્તજનો સ્વીકારતા નથી. એવાઓને હિંદુ ધર્મ અધર્મ ગણે છે એટલા માટે ભગવાન કૃષ્ણનાં ગુણગાન વગેરે કરી. કૃષ્ણને હંમેશાં ભગવાન સ્વરૂપે વંદના કરવી જરૂરી છે. કૃષ્ણને યુરોપમાં પણ "લોર્ડ કૃષ્ણ" તરીકે નવાજવામાં આવેલ છે.

અહીંનાં મંદિરો ઉપરથી મૂળદ્વારકા તીર્થધામ તરીકે ભારતભરમાં પ્રસિદ્ધ થયું છે. આગળ જણાવ્યા પ્રમાણે વાચક વર્ગને ખ્યાલ આવી જશે કે મૂળદ્વારકા તથા રણછોડરાય નામ કેમ પડયા?

દંત કથા કહે છે કે ભગવાન કૃષ્ણે જ્યારે અહીં વાસ કરેલો ત્યારે સિદ્ધેશ્વર મહાદેવની સ્થાપના કરી હતી અને જ્ઞાનકુંડની

રચના કરીને એના જળ વડે સિદ્ધેશ્વર મહાદેવનો અભિષેક કર્યો હતો. ત્યારબાદ કૃષ્ણે મૂળદ્વારકા નગરીની રચના-કરાવી હતી. સમય જતાં ભૌગોલિક ફેરફારોને લઈને એ મૂળદ્વારકા નગરી અને જ્ઞાનકુંડ કાળનાગર્ભમાં અદ્રશ્ય થઈ ગયેલ. ત્યારબાદ જ્ઞાનકુંડ અને ભીડ-ભંજનનું મંદિર અહીંના કેશવાલા મહેર ચાડવાજીએ બંધાવેલ.

ભગવાન કૃષ્ણ પોતાના શુભ કાર્યોની શરૂઆતમાં શિવપૂજા કરતા એ વાત જાણીતી છે. અને રામચંદ્રજી પણ લંકામાં ગયા ત્યારે રામેશ્વર શિવલિંગની સ્થાપના કરી હતી. આ રીતે ભગવાન રામ અને ભગવાન શ્રીકૃષ્ણે પણ શિવ-મહાદેવની પૂજા કરી હતી. આમ મૂળદ્વારકા મંદિરમાં સિદ્ધેશ્વર મહાદેવ અને જ્ઞાનકુંડ એ બન્ને હાલ છે. એનું વર્ણન પાછળ કરવામાં આવ્યું છે,... મૂળદ્વારકા-ધીશકી જય.......રણછોડરાયકી જય. .....

"કૃષ્ણે કંસ, કાળયવન, જરાસંધ વગેરે બળવાન પરંતુ દુષ્ટ રાજાઓને યુદ્ધમાં મ.રી-પોતાનો હાથ બતાવી, (તેઓએ સમુદ્ર કિનારે દ્વારિકા નગરીની સ્થાપના કરાવી હતી ત્યાં) તેઓ દ્વારકા આવ્યા હતા. તેમજ કૃષ્ણ, દ્વાપર અને કલિયુગની સંધિ સમયે થયા હતા. તેઓ જગતમા સૌથી શ્રેષ્ઠ અલૌકિક પુરુષ હતા." (રમણલાલ વસંતલાલ દેસાઇ 'તેજચિત્રો' પુસ્તકમાંથી).





શ્રી મૂળદ્વારકાધીશ રણછોડરાય ભગવાન. (પ્રાચીન પોષાકમાં)
તથા શ્રી નીલકંઠ મહાદેવ (વિગત જુઓ પૃષ્ઠ ૧૩૨)



અહીના પ્રખ્યાત ભક્ત નિંઝાતને ભગવાન દર્શન દે છે (સ ૧૨૬૧)
(વિગત માટે જુઓ ૮ ૧૫)

## ભક્ત વિંઝાતની દૃઢ ભક્તિ અને કૃષ્ણ દર્શન

આપણે આગળ જોયું કે ભૌગોલિક ફેરફારોને લઇને મૂળ-દ્વારકા નગરી કાળના ગર્ભમાં અદૃશ્ય થઇ હતી. ત્યારબાદ અહીંનું ગામ બે ત્રણ વખત ઉજ્જડ થઇ ગયું હતું. પ્રથમ વિશ્રાંતિપુર ત્યાર પછી વિસલપુર અને અત્યારે વિસાવાડા નામથી ઓળખાય છે. શ્રીકૃષ્ણે અહીં વિશ્રાંતિ લીધી હતી એ ઉપરથી ગામનું નામ વિશ્રાંતિપુર રાખવામાં આવ્યું હતું. સં. ૧૨૬૨ ની પહેલાં તથા ત્યારબાદ અમુક વર્ષો સુધી વિસલપુર તરીકે પ્રખ્યાત હતું. "વિંઝાત તારે વિસલપુર આવું ને બોલ દઉં સાચા" અર્થાત્ વિંઝાત ભક્તના સમયમાં આ ગામ વિસલપુર તરીકે ઓળખાતું હતું. તીર્થસ્થાન તરીકે તો સાં. ૧૨૬૨થી મૂળદ્વારકા નામે જ પ્રખ્યાત રહ્યું છે. અને આજે પણ મૂળદ્વારકા નામે પ્રસિદ્ધ છે.

અહીં સંવત ૧૨૬૨માં સૂર્યવંશી કેશવાલા મહેર જ્ઞાતિમાં એક વિંઝાત નામે પ્રખ્યાત ભક્ત થઇ ગયા છે. તેઓ આખો દિવસ ભગવાનનું ભજન કીર્તન કર્યા કરતા હતા. સાધુ-સંતોનો આદર-સત્કાર કરતા-સેવા ચાકરી કરતા અને ઉપદેશ ગ્રહણ કરતા. પોતે અભણ હતા. જેથી ધર્મગ્રંથોની અટપટી ભાષા સમજતા નહિ પરંતુ સાધુ-મહાત્માઓ પાસેથી ખરું અનુભવજ્ઞાન-પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરીને પોતાનું જીવન પરોપકારી, નીતિપરાયણ, ધર્મપરાયણ, સદાચારી અને ભક્તિમય બનાવ્યું હતું. એટલું જ નહિ પરંતુ આંતરશત્રુઓ-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર પર વિજય પ્રાપ્ત કર્યો હતો. એટલે એમનું જીવન ઉંચકોટિનું હોય એ સ્વાભાવિક છે. સાધુ-સંન્યાસીઓના સતત સમાગમને લઇને રામાયણ, મહાભારત,

ગીતા, ભાગવત વગેરે હિંદુધર્મ ગ્રંથો સાંભળીને પોતાને જોઈતું જ્ઞાન સંપાદન કર્યું હતું. કેટલાક મહાત્માઓને તો તેઓ કેટલાય દિવસો સુધી પોતાને ઘેર ગખીને તેઓ પતિ-પત્ની ધર્મગ્રંથો સાંભળતાં. અને ઉચ્ચ જીવન ગુજારતાં—

"પ્રાતે ભલો પારેવડો ને ઉડતાં મારે ઉચાટ;
સરખે સરખાં જો મળે, લખ્યું હોય લલાટ.

એ રીતે વિંઝાત ભકત જેવા પરોપકારી અને સદાચારી હતા તેવાં જ તેમની ધર્મપત્ની પણ હતાં. જેથી તેનો ઘરસંસાર સુખી હતો. પોતાને ત્યાં ભાગ્યે જ કોઈ દિવસ સત્સંગ વિનાનો જતો. એમ કરતાં કરતાં વિંઝાત ભકતને ભગવાન પર ખૂબ દૃઢશ્રદ્ધા જાગૃત થઇ. એક દિવસ દૃઢ નિશ્ચય કર્યો "દ્વારકાધીશ ભગવાન કૃષ્ણની ધજાનાં દર્શન કર્યા પછી દરરોજ જમવું."

•

વિંઝાત ભકત પાસે એક પાણીદાર ઘોડી હતી. જેથી દરરોજ સવારે વહેલા ઉઠીને એ ઘોડી પર બેસીને દ્વારકાધીશના મંદિરની ધજાનાં દર્શન થાય ત્યાંસુધી જતા. અને ત્યાંથી પાછા આવીને પછી ઘેર ભોજન લેતા. એ રીતે ગમે તેવી ટાઢ હોય, તડકો હોય કે વર્ષા હોય છતાં એની જરાપણ દરકાર કર્યા વગર અખંડિત રીતે ધજાનાં દર્શન કરવા જતા આવી રીતે એમનાં મનમાં કૃષ્ણ સિવાય બીજું કોઈ રટણ ન હતું. 'અન્ન તેવો ઓડકાર' મુજબ દિવસના જાણે અજાણે જેવા વિચારો કર્યા હોય તેવા રાત્રે સ્વપ્નામાં દૃશ્ય થાય છે. એક વખત વિંઝાત ભકતને રાત્રે સ્વપ્નું આવ્યું "આ ભૂમિ પ્રાચીન સમયમાં મૂળદ્વારકા નગરી નામે પ્રસિદ્ધ હતી અને ભગવાન કૃષ્ણે અહીં વાસ કર્યો હતો. તેમજ કૃષ્ણે મૂળદ્વારકા નગરીની રચના કરાવી હતી, પરંતુ કાળબળે મૂળદ્વારકા નગરીનો લોપ થઇ ગયો છે." વિંઝાત ભકત દરરોજ પાંચ વાગ્યે ઉઠતા. એટલે આંખ ખોલી

તો ઊઠવાનો સમય થઇ ગયો હતો. ત્યારે ગામમાં ઘડિયાળ ન હતી. પરંતુ રાત્રિ જોઇને કેટલો સમય બાકી રહ્યો છે. એ જાણીને ઊઠી જતા.

ભક્ત એ દિવસે ઊઠીને દરરોજના નિયમ પ્રમાણે પોતાની ઘોડીપર બેસીને જાય છે. પોતાને સ્વપ્નું આવેલ એના વિચારો કરતા જાય છે. દ્વારકા જતાં રસ્તામાં "કાબાનો પ્રદેશ" આવતો હતો. કાબાનો ધંધો લૂંટફાટનો હતો. જેથી મુસાફરોને લૂંટી લેતા. એ દિવસે ભગવાને ભક્તની કસોટી કરી. ભગવાન બ્રાહ્મણનું રૂપ લઇને વિંઝાત ભક્તને આડા ફર્યા. અને કહેવા લાગ્યા કે ! હે ભક્ત ! તમો અહીંથી પાછા વળી જાઓ નહિતર આગળ કાબા લોકો ઓડા બાંધીને ઊભા છે એ તમને લૂંટી લેશે અને તમારી આ સુંદર ઘોડીને પણ લઇ લેશે. એમાં તમારી આબરૂ લૂંટાશે. માટે હું તમારા ભલા માટે કહું છું. અહીં કોણ દેખે છે કે તમે ધણીનાં દર્શન કર્યાં છે કે નહિ. માટે જીવ બચાવવો હોય અને આબરૂ રાખવી હોય તો અહીંથી પાછા ચાલ્યા જાઓ." પરંતુ વિંઝાત ભક્ત બગભક્ત કે ઢોંગી ભક્ત ન હતો. કે દુનિયાને બતાવવા માટે ભક્તિ નો'તો કરતો. એના આચાર વિચારમાં એકતા હતી. જેથી બ્રાહ્મણ પર ગુસ્સે થઇ કહ્યું કે "તમે બ્રાહ્મણ છો એટલે હું તમને વધુ કહી શકતો નથી. પરંતુ હવેથી આવી શિખામણ કૃપા કરીને કોઇને દેશો નહિ. હું મોતથી ડરતો નથી. કે જેથી એ કાબાઓથી ડરીને મારી ટેક તોડું ! 'રાખણ હારો રાખશે તો તો શું કરશે એ કાબા.' એમ કહી ભક્તે તો ઘોડીને એડી મારીને આગળ ચલાવી ત્યાં તો બ્રાહ્મણે કહ્યું "ભક્ત ! ઊભો રહે, તું તો મને જવાનું કહે છે પણ હું તને જવા દઇશ નહિ. એમ કહી મૂળસ્વરૂપ દેખાડ્યું, 'શંખ ચક્ર ગદા પદ્મ ધરી દર્શન દીધાં દાતા.' ભક્ત ઘોડી પરથી કૂદકો મારી ભગવાનના ચરણમાં ઢળી પડયા. વિશુદ્ધ હૃદય ભરાઇ આવ્યું. હર્ષાંસુ વડે ભગવાનના ચરણ ભીંજાવ્યા ભગવાને પ્રેમથી હાથ ઝાલી ભક્ત પર

ડબરો આપતાં કહ્યું કે લે શેઠ, આ તારો ડબરો. બધા દાગીના ગણી લે જે. અને આજે વીસલપુર (વીસાવાડા) મારે ત્યાં રોકાઇ જજે કાલે પોરબંદર (સુદામાપુરી) જજે. એ રીતે ઝવેરભાઇ બીજે દિવસે પોરબંદર ગયો હતો.

[ વિંઝાત, ભક્ત હતા પરંતુ ક્ષત્રિય હતા. જેથી ગરીબ, દુઃખી, સ્ત્રીઓ, ગાય, સાધુ સંતો વગેરેની રક્ષાનો સમય ઓચિંતાનો આવી જાય એ માટે હથિયાર પોતાની સાથે જ રાખતા હતા]

વિંઝાત ભક્તે ભગવાનના વચનની ખાત્રી કરવા માટે જ્ઞાન-કુંડમાં જઇને જોયું તો શંખ-ચક્ર-ગદા અને પદ્મ-ચતુર્ભુજ ધારણ કરેલી રણછોડરાયની મૂર્તિ નીકળી. એ મૂર્તિને ગામ લોકોએ હાલ જ્યાં ચરણ પાદુકાનું મંદિર છે ત્યાં રાખી હતી. ત્યારબાદ વિંઝાત ભક્ત દરિયાકિનારે ગયા તો ભગવાને આપેલા સંકેત મુજબ વહાણ હતું. એ સંપત્તિથી વિઝાત ભક્તે મંદિરો બંધાવ્યાં.

બીજો મત એમ છે કે દરિયા કિનારે ધણી વગરનું વહાણ આવેલું છે. એની જાણ રાજાના માણસોને થઇ જેથી તેમણે અંદર જોયું તો વહાણમાં કોઈ માણસ ન હતું પરંતુ અંદર કોલસા-કાંકરાં વગેરે રૂપે એ સંપતિ જોવા મળી. કુદરતી સંપત્તિ જેમના હક્કની હોય તેને જ એ મૂળ સ્વરૂપે દેખાય છે બીજાઓને બીજા રૂપે દેખાય છે. આથી રાજાના માણસોએ રાજાને જાણકરી, જેથી રાજા ખુદ ત્યાં આવ્યા. અને તપાસ કરતાં જાણ થઇ કે આમાં જરૂર કુદરતી સંપત્તિ છે. વિઝાંત ભક્તની ભક્તિની કીર્તિ રાજાએ સાંભળી હતી. જેથી વિંઝાત ભક્તને બોલાવવા માણસો મોકલ્યાં. વિંઝાત ભક્ત જ્યારે દરિયા કિનારે આવ્યા ત્યારે રાજાએ વિંઝાત ભક્તને કહ્યું કે ભક્ત ! તમારૂં વહાણ આવ્યું લાગે છે. વિંઝાત ભક્તે ભગવાનના

વચનની વાત કરી જેથી એ વહાણની સંપત્તિ વિંઝાત ભક્તને સોંપવામાં આવી. એમાંથી વિંઝાત ભક્તે મંદિરો બંધાવ્યાં. અને જે સંપત્તિ વધી તે સિદ્ધેશ્વર મહાદેવના મંદિરની ધજાના પડછાયે અમુક દિવસે–અમુક સમયે જમીનમાં અદશ્ય કરી દીધી.

ત્રીજો મત એમ છે કે વિંઝાત ભક્ત બારગામનો ગરાસદાર હતો જેથી એણે પોતાની પાસેના પૈસાથી મંદિરો બંધાવ્યાં છે.

આ મંદિરો સંવત ૧૨૬૨માં ફરી બંધાયાં છે. સિદ્ધેશ્વર મહાદેવના મંદિરમાં સં. ૧૨૬૨નો શિલાલેખ છે. વળી એ શિલાલેખ ઉપર એક મૂર્તિ છે એ વિષે પણ બે મત છે એક મત એવો છે કે વિંઝાત ભક્તે મંદિરો બધાવી લીધાં એટલે રાજા વિક્રમાદિત્યની મૂર્તિ પધરાવી છે. વિંઝાત ભક્તને પોતાની મૂર્તિ રાખવાનો શોખ ન હતો, એ વિશુદ્ધ દિલનો–ભગવાનનો સાચો ભક્ત હતો તેમજ એ કીર્તિદાનનો ભૂખ્યો ન હતો. ભગવાનના સાચા માણસોને પોતાની મૂર્તિની પૂજા થાય એવી ભાવના હોતી નથી. આદર્શ રાજા એ ઇશ્વરનુ અંગ ગણાતું એટલે વિંઝાત ભક્તે રાજાની મૂર્તિ પધરાવી છે અને બીજો મત છે કે આ મૂર્તિ વિંઝાત ભક્તની છે. આ બંને મત ચાલી આવેલી લોકકથાને આધારે આપવામાં આવેલ છે.

આજેપણ અહીં જે જે યાત્રાળુ આવે છે. તે તે વિંઝાત ભક્તની કીર્તિ જાણી. 'મુળદ્વારકાધીશકી જય'ની સાથે 'વિંઝાત ભક્તકી જય' પણ બોલાવે છે. આ રીતે વિંઝાત ભક્તની કીર્તિ અમર બની ગઇ છે.—

"નામ રહંતા ઠક્કરા ! નાણાં નવ રહંત,
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નવ પડંત"

પ્રેમભાવ દાખવી કહ્યું "તારી દઢ ભક્તિ જાણી હું ખૂબ પ્રસન્ન થયો છું તારે જે માગવું હોય તે માગી લે."

ભક્તના દિલમાં હજુ પોતાનાં સ્વપ્નના વિચારો ઘુરાયેલા હતા. વિંઝાત ભક્તે કહ્યું "પ્રભુ મને આ સંસારમાં કોઇપણ જાતનો મોહ નથી, પરંતુ અમારી મૂળદ્વારકા નગરીનો ઉદ્ધાર કરીને તમે ફરી નિવાસ કરો. મૂળદ્વારકાનો મહિમા વધારો. અને આ સેવકને કૃપા કરીને આપના ચરણમાં રાખો."

ભગવાને કહ્યું "તારા ગામને સમુદ્ર કિનારે કુદરતી સંપત્તિથી ભરેલું વહાણ આવશે એમાંથી મંદિર બંધાવજે, અને ત્યાં જ્ઞાનકુંડ છે. એમાંથી મારી મૂર્તિ નીકળશે એ મંદિરમાં પધરાવજે એટલે હું ત્યાં હાજર થઇશ. હવે તારે અહીં આવવાની જરૂર રહેશે નહિ અને તારી ભક્ત તરીકેની કીર્તિ અમર રહેશે." એમ કહી ભગવાન અદશ્ય થયા.

ભક્ત થોડીકવાર તો વિચાર સાગરમાં ડૂબી ગયા. બેભાન જેવા બની ગયા. પોતાને થયું કે હું સ્વપ્નામાં તો નથી ને ? ભગવાને મને દર્શન દીધાં એ શું ખરું છે ! અવિરામ ચારના વમળમાં ગુંચાઇ ગયા. થોડીવારે જ્યારે સ્વસ્થ થયા ત્યારે પોતાના ઘર તરફ ચાલી નીકળ્યા એ રસ્તામાં એક વેપારી (ભાટિયાનો રહીશ ઝવેરભાઇ) પોરબંદર જતો હતો એ ભળી ગયો. એ વખતે ભાટિયાથી વિસાવાડા સુધીનો રસ્તો ભયંકર ગણાતો હતો. અરે ! આજથી સો વર્ષ પહેલાં પણ ભયંકર હતો લોકો ચોર-લુંટારાઓથી લુંટાઇ જતા. વિંઝાને કહ્યું કે શેઠ ! તારી પાસે કંઇ જોખમ હોય તો મને, મારા પર ભરોસો રાખીને સોંપી દેજે, કારણ કે આ રસ્તો બીકવાળો છે ચોરી-લુંટફાટની બહુ બીક રહે છે. શેઠ પાસે પાંચ હજારના દાગીના

હતા એ પોતાના ખડિયામાં જ રાખેના હતા. પણ વેપારી ખરો ને! એટલે વનજંગલમાં કોઇનો ભરોસો કરવો નહિ, એ વિચારથી વિજ્ઞાન ભક્ત આગળ પણ એણે વાત છુપાવીને કહ્યું. "તમે મારી ફિકર કરોમા, મારી પાસે કંઇ જોખમ નથી" એમ કહી બને આગળ ચાલતા જાય છે. ત્યા તો કટારા (કાંટાવણ ઝાડ)ની ઝાડી પાછળથી છુપાતી બાપેલા બાર જણા નીકળી પડયા, તેમણે પડકાર કરી કહ્યું, "અલ્યાઓ ઊભા રહે જો! ખબરદાર! એક ડગલું પણ આગળ વધ્યા તો તમારૂ મોત છે. તુરત જ વેપારી તો હિમત હારી ગયો અને ધ્રાંગથી કહેવા લાગ્યો. વિજ્ઞાત બાપા મારી પાસે રૂપિયા પાચ હજારના દાગીના છે. હું તમારી પાસે ખોટું બોલ્યો છુ માટે માફ કરજો અને બચાવજો છૂટકો છે એમ કહી શેઠે તો એ દાગીનાનો ડબરો વિજ્ઞાતના હાથમા સોંપી દીધો. વિજ્ઞાને કહ્યુ કે હવે તુ તારે ચાલવા માડ હુ જીવતો રહીશ તો તારા દાગીના પહોચાડી દઇશ એમ વાતો થઇ રહી ત્યા તો એ લૂટારા નજીક આવી ગયા હોવાથી એ જોઈ જાય છે

એકે કહ્યુ એય ઘોડેસવાર! નાહક આ વાણિયા સારૂ થઇને તું શા માટે મરવા તૈયાર થાય છે? એમ કહી વિજ્ઞાત ભક્તની ઘોડીને ચારે બાજુથી ઘેરી લીધી વિજ્ઞાત ભક્તે બદૂકની ગોળીથી તેમના આગેવાનને વીંધી લીધો અને કૂદકો મારીને એકને જબિઆથી ભોય ચાટતો કર્યો તેમજ દુશ્મનોની કડિયાળી ડાંગોનો માર પોતાની બદૂકમા ઝીલતો જાય છે એમ થોડીવારમાં ચાર જણાને ઘાયલ કર્યા અને બે જણ તો તુરત રામશરણ પામી ગયા હતા બાકીના હિમત હારી જવાથી ભાગી છૂટયા વિજ્ઞાત ભક્તના શરીર ઉપર પણ પાચ ઘા પડી ગયા હતા છતાં જરાપણ હિંમત હાર્યા વગર દુશ્મનો ભાગી છૂટ્યા બાદ પોતે આગળ રસ્તે પડ્યા અને ઘોડીથી પેલા વેપારીની નજીક પહોચી જઈ, શેઠને દાગીનાનો

એ મુજબ વિંઝાત ભક્તની કીર્તિ અમર બની ગઇ છે. તેણે આ આ ભૂમિને ગૌરવવંતી બનાવી છે. આજે ૭૫૦ વર્ષ થઇ ગયાં છતાં એજ રીતે યાત્રિકો " વિંઝાત ભક્તકી જય " બોલાવે છે. સત્યની કિંમત છે, અસત્યની નહિ. વિંઝાત ભક્ત પ્રભુના પ્યારા ભક્ત હતા. અભણ હતા, છતાં ખરાદિલથી પ્રભુની ભક્તિ કરી ભગવાનનાં દર્શન કર્યાં હતાં.

વિંઝાત ભક્તની કોઇ 'પરમાણંદ' નામના માણસે પ્રભાતિયાના રાગમાં નીચેનું ગીત ગાયું છે—

એક ઈમાની વિંઝાત ભગત, નિત ગ્નાન (નાવ) ના'તા,
ઠાકોર આગળ ભોગ ધરી, પછી પરસાદ પાતા.
બ્રાહ્મણ રૂપે ભગવાન મગિયા, ભગત વળો હવે પાછા,
આગળ તમારે ઓડા બંધાણા, લૂંટી લેશે કાચા.
લુંટવાવાળા મનને લુંટે પગ ન ભરું પાછા;
ગાખણુ હારો રાખશે તો તો શું કરશે એ કાચા.
શંખ ચક્ર ગદા પદ્મ ધરી દર્શન દીધાં દાતા;
વિંઝાત તારે 'વિસલપુર' આવું બોલ દઉં સાચા.
ડેરાં ચણાવી ઠાકરા કીધી ફળી તમારી વાચા;
કર જોડીને બોલે ' પરમાણંદ ' શબ્દના છો સાચા.

'વિંઝાત ભક્તના સમયમાં આ ગામનું નામ વિસલપુર હતું. વિંઝાત ભક્ત સૂર્યવંશી કેશવલા મહેર હતા એનો મૂળ પુરુષ મિહિર છે. તેને આજે ૧૨૫૦ વર્ષ થયાં છે. એટલે એની પેઢી, વિંઝાત ભક્તનો સંબંધ દર્શાવી જોઈએ તો નીચે મુજબ છે. મૂળપુરુષ મિહિર, એનો પુત્ર મેઘરાજ, એનો પુત્ર લાખાજી, એનો

પુત્ર લુણાજી, એનો પુત્ર ભારમલ, એનો પુત્ર કેશવજી, એનો પુત્ર ધાધાજી, એનો પુત્ર ખુડાજી, એનો પુત્ર આસરજી, એનો પુત્ર મિયાઝરજી, એનો પુત્ર માલુજી, એનો પુત્ર વિંઝરાજી, એનો પુત્ર ચાડવાજી, એનો પુત્ર વિંઝાત ભક્ત અને એનો પુત્ર વિંઝરાજી.

વિંઝરાના ત્રણ પુત્રો (૧) ચાડવાજી (૨) લામોજી (૩) વણવાજી એ પછીની વિગત મળતી નથી. વિંઝાત ભક્તના કુટુંબમાં ઐતિહાસિક નોંધ લેવા યોગ્ય-ખુડાજી, ચાડવાજી, વિંઝાત ભક્ત અને વિંઝરાજી એ પ્રખ્યાત પુરુષો થઇ ગયા છે. જેમની વિગત પાછળના પ્રકરણોમાં આપવામાં આવી છે.

અમુક પુસ્તકોમાં વિંઝરાને વિંઝાત ભક્તના પૌત્ર તરીકે લેખવામાં આવેલ છે. પરંતુ એમની પેઢી જોતા તેમજ શ્રી માલદેવભાઇ રાણાભાઇ કેશવાળા પાસેની હકીકતથી જાણતાં, વિંઝરો, વિંઝાત ભક્તનો પુત્ર હતો.



(૧) જીવ એકલો જ જન્મે છે, એકલો જ મરે છે અને એકલો જ પોતાનાં સારા અને માઠાં કર્મોનુ ફળ ભોગવે છે.

(૨) નદીના પ્રવાહોમાં વહી જતું એજ પાણી જેમ ફરીને પાછું આવતુ નથી, તેમ રાત્રિ અને દિવસની સાથે વહી જતું મનુષ્યનું આયુષ્ય પણ પાછું આવતું નથી.

(૩) યુવાવસ્થા, રૂપ, જીવન, દ્રવ્યનો સંગ્રહ, ઐશ્વર્ય વગેરે નાશવંત હોવાથી જ્ઞાનવાને તેમાં મોહિત થવું નહિ.

# શૂરવીર વિંઝરાની વીરતા

પ્રભુના પરમ ભક્ત વિંઝાતનો પુત્ર વિંઝરો ઘણો જ બહાદુર હતો. એનું સિંહ જેવું શરીર હતું, વીરત્વ એના અંગે અંગમાં ઉછાળા મારતું હતું, ક્ષત્રિય તેજ એના ચહેરા પર નૃત્ય કરતું હતું એની આંખોમાં અગ્નિ જેવો જુસ્સો ભભરાતો હતો. એની વાણીમાં વીરતા તથા વિનય બંને ટપકતાં હતાં તેમજ ઘોડી–ઢાલ–તલવાર એ એની પ્રવાસસંગિનીઓ હતી.

એક વખત વિંઝરો દેશાટન અર્થે ફરતો ફરતો ધોળકાના દરબાર વીશળદેવ વાઘેલાના રાજ્યમાં આવી ચડયો. અને ત્યાં રાત-વાસો કર્યો, ઢાલને ઓસીકે રાખી, તલવાર સોડમાં રાખી અને બાજુમાં ઘોડીને પોતાની લગોલગ વૃક્ષના થડ સાથે બાંધીને પોતે કાગનિદ્રાએ સૂતો. સવાર પડતાં સંડાસ જવા માટે (ઝાડે ફરવા) ગામથી દૂર જતો હતો ત્યાં રસ્તામાં એક હાંફતો હાંફતો–દોડતો દોડતો ગોવાળ સામે મળ્યો. તેને પૂછયું કે ભાઇ, તું આટલો બધો ઉતા-વળો શા માટે દોડતો આવે છે? ત્યારે ગોવાળે જણાવ્યું કે આ સામે ભાઠ છે તેમાં એક સિંહ આવ્યો છે તે હમણાં મારણ કરશે માટે ગામમાં જાણ દેવા જાઉં છું. વિંઝરો સીધો એ ભાઠ તરફ ચાલ્યો. જ્યાં ભાઠ આગળ જાય છે. ત્યાં તો સિંહ લગભગ ગાય તથા આખલાની નજીક આવી ગયો હતો. વિંઝરો તુરત જ મ્યાન-માંથી તલવાર કાઢીને સિંહ તરફ દોડીને ઘા મારવા જાય છે એટલી વારમાં તો પેલા આખલાને સિંહે પંજો મારી ભોંય ચાટતો કરી દીધો હતો. વિંઝરાએ તલવારના એક ઝાટકે સિંહનું ગર્દન

ઉડાવી દીધું. આ રીતે આખલો હજુ છેલ્લા શ્વાસ ઘૂંટતો હતો ત્યાં તો તેની પહેલાં વિંઝરાએ સિંહને યમપુરીમાં મોકલી દીધો. અને ગાયને બચાવી લીધી. વિંઝરાએ સિંહનો જમણો કાન તથા પૂંછડીનો થોડો છેડો કાપી લઇ પોતે સાથે લીધાં ત્યારપછી પોતે શૌચાદિ ક્રિયા પતાવી પોતાના મુકામે ગયો.

ત્યારબાદ કલાક–દોઢ કલાકે ગામનો જવાંમર્દો હથિયારો લઇને ભાઠ તરફ ગયા. 'મર્યા ઉપર માર' મુજબ મરેલા સિંહ પર તેઓ ઘા કરવા લાગ્યા અને રાજા આગળ સિંહ મારવાની હરિફાઇ જાગી. એક કહે સિંહને મેં માર્યો છે, બીજો કહે મેં. એવી રીતે એક બીજા કહેવા લાગ્યા આથી રાજા ખુદ મરેલા સિંહને સ્થળે આવ્યો તેણે બારીકાઇથી જોયું તો સિંહનું લોહી ઠરી ગયું હતું. કલાક અગાઉ સિંહ મરેલો હોવો જોઇએ એમ મનમાં નક્કી કર્યું તેમજ બીજી ક્ષણે જોયું તો સિંહનો જમણો કાન તથા પૂંછડીનો છેડો કપાયેલાં જોયાં. આથી રાજાએ કહ્યું કે આ સિંહનો જમણો કાન તથા પૂંછડીનો છેડો જેની પાસે હોય એણે સિંહને માર્યો ગણાય. આ સાંભળીને સૌ 'જમીન ખોતરવા લાગ્યા.' ત્યારપછી કોઇએ કહ્યું નહિ કે મેં સિંહ માર્યો છે. બડાઇ મારનારાઓ વીલે મોઢે નગરમાં આવ્યા. રાજાએ નગરમાં ડાંડી પિટાવી. કે જેણે સિંહ માર્યો હોય તે દરબારમાં હાજર થઇ મને મળે. ડાંડી પિટનારો આખા નગરમાં ફરતો ફરતો વિંઝરા પાસેથી પણ નીકળ્યો વિંઝરો એ સાંભળીને રાજાના દરબારમાં હાજર થયો જઇને તેણે સિંહનો જમણો કાન તથા પૂંછડીનો છેડો બને રાજા આગળ રજૂ કરતાં કહ્યું કે એ સિંહને મેં મારીને મારો ધર્મ બજાવ્યો છે.

રાજાએ ખુશ થઇને તેની ઓળખાણ પુછી ત્યારે વિંઝરાએ કહ્યું "હું મોરઠ ભૂમિમાં મૂળદ્વારકા નામની તીર્થભૂમિ છે ત્યાંનો રહેવાસી

છું. મારું નામ વિંઝરો છે મહેર, ક્ષત્રિય વંશનો છું અને દેશાટન અર્થે નીકળ્યો. છું. રાજા ખુશ થઈને કહેવા લાગ્યો કે "માગ, માગ વિંઝરા, તારી બહાદુરી જોઈને હું ઘણો જ ખુશી થયો છું વિંઝરાએ કહ્યું "હે રાજા! મેં મારો ધર્મ બજાવ્યો છે. ગાયોની રક્ષા કરવી એ ક્ષત્રિયનો ધર્મ છે, અને હું પણ મરાસિયો—રજપૂત છું. ભિખારી નથી કે તમારી પાસે માગું. છતાં તમારો બહુ આગ્રહ છે તો ક્ષત્રિય તરીકે ક્ષત્રિયને શોભે એ માગું છું. "તમને જ્યારે ફુરસદ હોય ત્યારે મારે ગામ આવી લડાઈ કરવાની માગણી કરું છું." રાજા આ શૂરવીરના શબ્દો સાંભળીને ખુશ થઈ ગયો. તેણે કહ્યું ભલે જરૂર આવીશ રાજાએ વિંઝરાને એક દિવસ પોતાના મહેમાન તરીકે રાખી માન આપ્યું. બીજે દિવસે વિંઝરો, વીશળદેવ વાઘેલાની રજા લઈને ચાલી નીકળ્યો. અને જતાં જતાં કહ્યું કે મેં જે માગણી કરી છે એ ધ્યાનમાં રાખશો.

રાજા વીશળદેવ તથા તેનાં ધર્મપત્ની રમાકુંવર બન્ને ઉદાર દિલનાં હતાં. તેઓ દરરોજ મંદિરે દર્શન કરવા જતાં. એક વખત રમાકુંવરે મૂળદ્વારકા તથા દ્વારકાની યાત્રાએ જવાનું જણાવ્યું.

વીશળદેવે જવાની હા પાડી. તેથી રમાકુંવરે બે ત્રણ દાસીઓ તથા સાત–આઠ નોકરોને લઈને જવાનું નક્કી કર્યું. સાથે નગરનાં બીજા પંદરેક શ્રદ્ધાળુ ભાવિક યાત્રિકો પણ તૈયાર થયાં. આ રીતે ફરતાં ફરતાં દ્વારકા ગયા વળતી વખતે મૂળદ્વારકાનાં દર્શને આવ્યાં. વિંઝરાની વીરતા એ જાણતી હતી. વિંઝરો અહીંનો રહેવાસી છે એનો પણ એમને ખ્યાલ હતો. એ સંઘ જ્ઞાનકુંડમાં નાહીને પછી મંદિરમાં દર્શન કરવા ગયો. એ સમયે વિંઝરો પણ પોતાના નિત્યક્રમ મુજબ પોતાને ઘેરથી જ્ઞાનકુંડમાં નાહવા ગયો હતો. ત્યાં બહાર ઊભેલા રામગિરિ પૂજારીને વિંઝરાએ પૂછ્યું. "પૂજારી, ક્યાંનો સંઘ

છે ?" પૂજારી એ કહ્યું "ધોળકાનો, વીરધવલ વાઘેલાનાં રાણી પણ સાથે છે." તુરત જ પોતે એના નગરમાં સિંહને માર્યો હતો એ ઓળખાણ હતી. તુરત જ મંદિરમાં જઇ રમાકુંવર પાસે જઇને જે જે કર્યા અને પછી કહ્યું "બહેન, મને ઓળખો છો ?" રાણીએ કહ્યું કેમ નહિં, હમણાં જ મારા મનમાં મૂળદ્વારકાધીશનાં દર્શન કરતાં વિચાર આવ્યો હતો." વિંઝરાએ ખૂબ આગ્રહ કરીને, એ સંઘને તે પોતાને ઘેર લઇ ગયો. ઘેર જઇને વિંઝરાએ પોતાની ધર્મપત્ની સુંદરબાઇને ઓળખાણ આપી. સુંદરબાઇએ બધાંનો પ્રેમથી આદર સત્કાર તમને કર્યો. પ્રેમથી બધાંને જમાડયાં. વિંઝરાએ તથા તેની ધર્મપત્નીએ બે દિવસ રોકવાનો આગ્રહ કર્યો પણ તેઓ રોકાયાં નહિ. સુંદરબાઇના આતિથ્ય સત્કાર અને પ્રેમથી ખુશ થઇ રમાકુંવર યાદગીરી બદલ સોનાની એક વીંટી આપવા લાગ્યાં. પરંતુ સુંદરબાઇએ લીધી નહિ. ત્યારે વિંઝરાએ કહ્યું "બેન, તમે તો અમારાં અતિથિ ગણાવો વળી મેં તમને મનમા બહેન ગણેલ છે. માટે બહેનને અમારે કંઇક દેવું જોઇએ." ત્યા તો સુંદરબાઇ સમજી ગઇ. તેણે પરાગમાંથી એકસરની સોનાની કંઠી લાવી રમાકુંવરની ડોકમાં પરાણે પહેરાવી દીધી. વિંઝરાએ કહ્યું "બહેન, હવે ડોકમાંથી એ ઉતારોતો મારા સમ છે." ત્યારબાદ રમાકુંવરે જવાની રજા માગી. વિંઝરાનું કુંટુંબ તથા પાડોશીઓ પાદર સુધી સંઘને મૂકવા આવ્યાં. તેમને પ્રેમથી વિદાય આપી. રમાકુંવર રસ્તામાં આવતા તીર્થસ્થાનોનાં દર્શન કરતાં કરતાં ધોળકા આવી પહોંચ્યાં. યાત્રાનું વર્ણન પોતાના પતિ વીરધવલ પાસે કર્યું. એમા મૂળદ્વારકાના વિંઝરાનાં ઘણાં વખાણ કર્યા. અને એની સ્ત્રીએ મને યાદગીરી માટે આ સોનાની કંઠી પહેરી છે તે આપી છે. આવીરીતે તેણે વિંઝરા તથા સુંદરબાઇનાં અતિ વખાણ કર્યાં. અમુક માણસોએ રાજાના કાન ભંભેર્યા હતા. જેથી રાજા રમાકુંવરને શંકાની દ્રષ્ટિએ જોવા લાગ્યો અને વિંઝરા સાથે આડો સંબંધ છે. એવો તેના પર આક્ષેપ મૂક્યો. આવીરીતે

"વહેમનું ઓસડ–હોતું નથી.પરિણામ ત્યાંસુધી આવી ગયું કે વીશળદેવે–રમાકુંવરને કહી દીધું કે આજથી જ મારા મકાનમાંથી, મારી નજરથી દૂર થા ! એવાં આકરાં કટુવાકયો બોલી પરાણે રમાકુંવરને કાઢી મૂકી. રમાકુંવરે ખૂબ વિનંતી કરી, પોતે તથા વિંઝરો ભાઇ–બહેન તરીકે છે, શુદ્ધ ભાઇ–બહેનને પ્રેમ છે. એ માટે કેટકેટલું રૂદન કરતાં કરતાં કહ્યું પણ બધું 'પથ્થર ઉપર પાણી ઢોળવા' જેવું થયું. તેણે એક પણ વિનવણી માન્ય ન રાખી ઊલટો રાજા ક્રોધિત થતો જતો હતો. અને તે રમાકુંવરને ઝેરી વીંછી કરતાં પણ વધારે કટુવચન રૂપી ડંખ મારતો હતો. એને દરબારને બતાવી આપ્યું હતું કે અમારો બંનેનો સંબંધ ભાઇ–બહેનનો શુદ્ધ અને પવિત્ર છે. એટલે તે સીધી મુગદ્ધાગઢ વિંઝરાને ત્યાં ગઇ. આથી જ્યારે વીશળદેવને એ જાણ થઇ ત્યારે તે વધારે ઉગ્ર બન્યો. વિંઝરો લડાઇનું આમંત્રણ આપી ગયો છે એ બહાનાં હેઠળ વિચાર કરી તુરત જ વિશ્વાસુ માણસો સાથે લઇ રાજા ચાલી નીકળ્યો.

વીશળદેવ જતાં પહેલાં મંદિરે દર્શન કરવા ગયો. ત્યારે દરરોજ પૂજારી પુષ્પની નમણ દેતો પરંતુ આજે તેણે ન આપી. જેથી રાજાને નવાઇ લાગી. તેણે કારણ પૂછ્યું, ત્યારે પૂજારીએ નીડરતાથી કહ્યું "નિર્દોષ, ધર્મપરાયણ અને સતી રાણીને વગર વાંકે, પૂરતી તપાસ કર્યા વગર તમે કાઢી મૂકી એ અધર્મનું કાર્ય કર્યું છે. અને તમારા જેવા પૂરતી તપાસ કર્યા વગર કાઢી મૂકે એ કેટલું ખરાબ ગણાય ! તો બીજાઓને તો શું કહેવું ? મને ખાત્રી છે કે સામેનો માણસ હશે એ પણ પવિત્ર જ હશે અને શુદ્ધ ભાઇ–બહેનનો જ સંબંધ હશે માટે પૂરતી તપાસ કરાવ્યા પછી જ પગલું ભરવું હતું. આજે આખા નગરમાં ગુપચુપ વાતચીતો ચાલે છે, કે વીશળદેવે બહુ ખરાબ કર્યું છે. માટે હું વિનંતી કરૂં છું કે લડાઈ ન કરતાં પૂરતી

તપાસ કરશો." વીશળદેવે પૂજારીના હૃદયના ખરા શબ્દો સાંભળ્યા. આથી પૂરતી તપાસ કરવા માટે તેમણે પોતાના અંગત વિશ્વાસુ ગુપ્તચરોને અગાઉ મોકલ્યા. અને કહ્યું કે અમે આવીએ છીએ માટે એ પહેલાં બધી ગુપ્ત બાતમી જાણીને અમને સુદામાપુરી (પોરબંદર) આવવાને જાણ આપી જવી. ત્યારપછી ત્યાં અમે આવશું.

એ પ્રમાણે ગુપ્તચરો ચાલી નીકળ્યા. ત્યારપછી અઠવાડિયે વીશળદેવ પોતાનાં લશ્કર સાથે ચાલી નીકળ્યા. જ્યારે વીશળદેવ સુદામાપુરીમાં આવે છે ત્યારે ગુપ્તચરો સાચી વસ્તુ જાણીને વીશળદેવ પાસે સામા આવ્યા. અને કહ્યું "રમાકુંવરબા અને વિંઝરાનો સંબંધ સગા ભાઇ-બહેન કરતાં પણ વિશેષ શુદ્ધ છે. વિંઝરાએ એક જુદો ઓરડો કાઢી આપ્યો છે એમાં રમાકુંવરબા ભજન-કીર્તન કરે છે. તેમનું શરીર સુકાઇને અર્ધું થઇ ગયું છે. રમાકુંવરબાને તો આપણા નગરમાં જ મરી જવું હતું પરંતુ એમ કરતાં આત્મઘાતની ખબર શું પડત? અને એમ કરવાથી એને સદાનું કલંક રહેત, માટે એ કલંક દૂર કરવા અને શુદ્ધ સંબંધની ખાત્રી કરાવવા માટે થઇને એવું પગલું ભર્યું નથી. તેથી જ સીધાં મૂળદ્વારકા ગયાં છે." પોતાના વિશ્વાસુ માણસના શબ્દો સાંભળીને વીશળદેવને ખૂબ જ પસ્તાવો થયો. પોતાની ધર્મપત્નીને વગર વાંકે કાઢી મૂકી એ માટે હવે એના દિલને ખૂબ જ આઘાત લાગ્યો અને તેમણે વિંઝરાને મનમાં ધન્યવાદ આપ્યા. આવી રીતે તેઓ રમાકુંવરને તેડવા માટે મૂળદ્વારકા ગયા.

મૂળદ્વારકામાં વીશળદેવ આવે છે. એ વાતની વિંઝરાને જાણ થતાં વિંઝરો તો લડવા માટે તૈયાર થઇ ગયો અને પોતાની ધર્મપત્નીને કહ્યું કે હું કદાચ્ લડાઇમાં મરી જાઉં તો તને કહી દઉં

છું કે આ, મારી ધર્મની બહેનનું બરાબર પાલન કરજે અને છોકરાઓને પણ કહી દેજે. રમાકુંવર તો એક જ વખત ફળફૂલ સિવાય કશું લેતી જ ન હતી એ પણ શરીર ટકાવવા પૂરતું જ.

પીથળદેવે ગામમાં જાણ આપી કે "વિંઝરાને મોકલજે હું મારી ભૂલ બદલ માફી માગવા આવ્યો છું. અને તમારી બહેનને તેડવા આવ્યો છું તો મંદિરે આવી જશો. અને ગામના મોટા મોટા માણસોને પણ બોલાવતા આવશો."

વિંઝરાને જાણ થતાં વિંઝરો મંદિરે આવ્યો એ વાતની જાણ થતાં આખા ગામના પુરુષો મંદિર આગળના ચોકમાં એકઠા થયા. વિંઝરાને કહ્યું કે તું ખરો વીર છે. તારી વીરતા બદલ હું ખુશ થયો છું અને તેં લડાઇ માગી હતી એટલે હું હાર્યો છું અને તું જીત્યો છે. માટે એવી રીતે તું આ અમારા લશ્કરની વચ્ચે થઇને ખુલ્લી તલવાર લઇને ઘોડી ઉપર બેસીને નીકળ, એટલે તું જીત્યો અને હું હાર્યો એવી રીત થઇ જણાય. જેથી તેં માગણી કરી હતી એ પૂર્ણ થાય. તારા જેવા શરીર, નીતિવાન પુરુષોની દેશમાં પ્રશંસા થાય છે. આ રીતે વિંઝરો પીથળદેવના લશ્કર વચ્ચેથી નીકળે એ અમુકને સારૂં લાગ્યું નહિ. તેથી પીથળદેવને કહ્યું કે તમે નીકળો એ તો ઠીક કે અમારા રાજા ગણાવો. પરંતુ વિંઝરો આવી રીતે અમારા ઉપરતા નીકળે એમાં અમારૂં અપમાન થયું ગણાય.

આ રીતે અમુક કાઠીઓ અને ચારણો તાડુકયા. ચાપરાજ-કાઠીએ છુટ્ટી તલવારનો ઘા કર્યો એમાંથી વિંઝરો બચી જાય છે. કે તુરત જ વિંઝાએ, ચાંપરાજવાળા કાઠીને પ્રથમ ઠાર કર્યો. જેની નિશાની તરીકે ધર્મશાળા પાછળ ગીગા સામતના મકાન પાછળના

બાડામાં સ્થાન છે. હમ્મુરે પાછળથી વિંઝરા પર ઘા કર્યો, એમાં વિંઝરાનું માથું ધડથી જુદું પડી ગયું. અને દંત કથા કહે છે કે તેથી વિંઝરાને અંગે અંગમાં એટલું ઝનૂન ચડી ગયું હતું કે તેનું ધડ થોડેસુધી એવા જ જોરમાં તલવાર ચલાવતું, આડે આવતાં લશ્કરને કાપતું કાપતું પડી ગયું. જ્યાં ધડ પડયું એ જગ્યા 'વિંઝરા ચોરા' નામથી હાલ ઓળખાય છે. એ જગ્યાએ વિંઝરાનો પાળિયો છે. તેમજ માથું જ્યાં પડયું હતું ત્યાં પણ એક મોટો ખાંભો (સ્તંભ) છે (પરિયા ડેરીઓની પાછળ ગામમાં જતાં રસ્તા પર) એમાં બારોટોના હાથે દરસર ચારણ મરાયો હતો. એનો ખાંભો પણ હાલ મોજૂદ છે. આ વિગ્રહમાં બે ત્રણ બારોટો પણ મરાયા હતા જેના પાળિયા પણ હાલ મોજૂદ છે. એ બારોટોના પાળિયા ઉપર મંદિરો બાંધેલાં છે જે હાલ "પરિયા ડેરીઓ"ના નામથી ઓળખાય છે પહેલાં બારોટો કે ભક્તોનાં કે શૂરવીરોનાં મૃત્યુ થતાં ત્યારે જેની સમાધિ દેવાતી, તેની પાસે શિવલિંગની સ્થાપના કરવામાં આવતી, આથી બારોટોના પાળિયા પાસે શિવ-લિંગની સ્થાપના કરવામાં આવી છે. આ રીતે ત્રણેય મંદિરો, પરિયાડેરીઓના નામે ઓળખાય છે.

'નાગ' કે દેડગરોડીને મારી નાખ્યા પછી એની પૂંછડી કેટલોક સમય સુધી પછડાતી હોય છે. એવી જ રીતે શૂરવીર પુરુષોનું માથું પડી ગયા પછી એનું વીરત્વ—ઝનૂન—ધડમાં જ્યાં સુધી જોમ રહે ત્યાં સુધી એ જોશમાં ચાલ્યું જતું હશે, ઇતિહાસમાં જયશિખરી ચાવડાની પણ એવી જ વાત ચાલે છે કે એનું પણ માથું પડયા પછી ધડ લડયું હતું. "શિર પડે ને ધડ લડે એવા બ્રહ્મચારી છે જ્યાં" એ આપણા દેશની વિશેષતા છે—

જનની જણજે ભક્ત જન, કાં દાતા કાં શૂર.
નહિતર રે'જે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

આવી રીતે ધર્મ માટે બલિદાન દેનાર વિંઝાની વીરના અમર બની ગઈ છે.

---

(૪) જે ધર્મ બીજાના ધર્મનો બાધ કરે છે તે અધર્મ છે. જે ધર્મ બીજાના ધર્મનો વિરોધી નથી તેજ સાચો અને પ્રભાવશાળી ધર્મ છે.

(૫) સત્ય એ બ્રહ્મ રૂપ છે, તપ એ સત્ય છે. સત્ય વડે જ જગત ટકી રહે છે. અને સત્ય વડે જ મનુષ્ય સ્વર્ગમાં જાય છે.

(૬) મનુષ્યોને શુભ અને અશુભ બંને પ્રકારનાં ફળ પોતપોતાનાં કર્મોને લીધે મળે છે.

(૭) સત્ય, સુવિદ્યા, ધીરજ, ક્ષમા, અહિંસા, ચોરી ન કરવી, પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, બુદ્ધિ અને અક્રોધપણું એ ધર્મનાં લક્ષણો છે.

(૮) પુણ્ય અને પાપને જોનારો પુરૂષ માનવીના હૃદયમાં સર્વદા વસે છે.

(૯) પ્રાણીઓ પ્રત્યે દયા, મિત્રતા, દાન અને મધુરવાણી એ ચારના જેવું વશીકરણ ત્રણે લોકમાં નથી,

# મૂળદ્વારકા મંદિરોનો જીર્ણોદ્ધાર

---

સંવત ૧૨૬૨ થી સંવત ૧૯૯૨ સુધીમાં મંદિરોનો જીર્ણોદ્ધાર થયો ન હતો એ સાત સો, છત્રીસ વર્ષમાં તો સમયના અવનવા પ્રવાહો બદલાઇ ગયા આ મંદિરોની આસપાસ એકાદ બે માઇલમાં ભયંકર ગીચ ઝાડી ઊગી હતી, દિવસે પણ અંધારું પડે તેવું ગાઢ જંગલ બની ગયું હતું, તેથી આ મંદિરના દર્શન કરવા આવનારને ખૂબ જ મુશ્કેલીઓ નડતી–હિંસક પ્રાણીઓનો તેમજ લૂટારાઓનો ખૂબ જ ભય જણાતો એટલે યાત્રિકોની સંખ્યામાં 'મરજીવા' જેવા જ આવતા–ભગવાનના દર્શને આવવું એ 'માથા સાટે મોંઘી વસ્તુ સાંપડવા નહિ સહેલ જોને' એ મુજબ ક્યારે હિંસક પ્રાણીઓનો શિકાર બની જવાય એ કહેવાતું નહિ એવું ગાઢું જંગલ મંદિરોની આસપાસ ફેલાયું હતું જાણે વનસ્પતિરૂપી સેનાએ મંદિરોરૂપી સેના સામે અવિરત યુદ્ધ આદર્યું હોય ! એવીરીતે જણાતું હતું. એ સતત યુદ્ધમાં શ્રીમૂળદ્વારકાધીશ અને શ્રીસિદ્ધેશ્વર મંદિરરૂપી બે મહારથીઓ સિવાય નાના મંદિરોરૂપી સૈનિકોના શિરચ્છેદ થઇ ગયા હતા તેમના શરીર ઉપર દુશ્મન સેનાએ ઘણા ઘા માર્યા હતા એ બંને મહારથીઓના સૈનિકો ઘાયલ થઇ ગયા હતા જેથી માનવીઓ સાથે, સહાય કરવા અંગેના કોલકરાર કર્યા ! તુરત જ માનવ લશ્કર ઉમટી પડ્યું કેટલાય સતત વર્ષોના અવિરત યુદ્ધને લઇને વનસ્પતિ સેનાએ હાર ખાધી તેથી એ બંને વિજેતા મહારથીઓએ પોતાનો વિજયધ્વજ અડગતાથી ફરકાવવો શરૂ કરી દીધો પ્રકાશના કિરણો પૃથ્વીપર પથરાવા લાગ્યા પરંતુ ઘાયલ થયેલ એ નાના મંદિરોરૂપી સૈનિકોને દવાદારૂ કરી સારવાર કરી શકે તેવો વૈદ મળતો ન હતો

# શ્રી મૂળદ્વારકા મંદિરના જીર્ણોદ્ધારક

## શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતા.



પોરબંદરના રાજરત્ન, પ્રખ્યાત ઉદ્યોગપતિ, આર્યકન્યા ગુરુકુળ પોરબંદરના કુલપિતા અને પ્રણેતા, પ્રખ્યાત શાહસોદાગર, પ્રખરપુરુષાર્થી, વિદ્યાપ્રેમી, ધર્મપ્રેમી, કીર્તિમંદિર પોરબંદર, મહિલા કૉલેજ પોરબંદરના પ્રણેતા, આર્ય સંસ્કૃતિના ઉપાસક, સ્વદેશ ભક્ત અને દાનવીર શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતાએ આ ભૂમિની અંદર ત્રણ વરસ સુધી– (પોતાના સ્વ. મામાશ્રી રામજી વેલજીને ત્યાં રહી) પ્રાથમિક શિક્ષણ પ્રાપ્ત કર્યું છે, તેમણે આ ભૂમિમાં પોતાના બાળપણના અનેક યાદગાર દિવસો પસાર કર્યા છે, તેમનાં બચપણનાં અનેક સંસ્મરણો આ ભૂમિના અણુએ અણુમાં સંગ્રહિત થયેલાં છે, તેમની રમત-ગમતોની ગુલાબી શરતો આજ ભૂમિપર ગુંથાયેલી છે, સાગરની બુલંદ ગર્જનાઓ હૃદયમાં ઝીલીને દરિયાપાર જવાની અનેક કલ્પનાઓ તેમને આ ભૂમિની અંદર પ્રગટ થયેલી છે, અનેરી આશાઓનાં મીઠાં સોણલાં આ ભૂમિપર બેસીને તેમણે સેવેલાં છે તેમજ તેમનો નિખાલસ અને નીડર સ્વભાવ, દૃઢ મનોબળ, પ્રામાણિકતા, સચ્ચાઇ ધાર્મિક ભાવના, ઉદારતા, સાહસિકતા વગેરે સદ્‌ગુણોનાં બીજ આ પ્રેરણાદાયી ભૂમિએ રોપ્યાં છે. એટલે જ શેઠશ્રીને આ ભૂમિપર મમતા છે. તેથી જ્યારે જ્યારે તેઓશ્રી અહીં આવે છે ત્યારે ત્યારે તેમનાં સંસ્મરણો જાણે જીવંત બનીને તેમને ભેટવા આવતાં હોય તેમ જણાય છે.

તેઓશ્રીએ તેર-ચૌદ વર્ષની વયે આફ્રિકાની અતિ સાહસિક

અક્ષરોના શ્રીગણેશ કર્યા હતા. અનેક કસોટીઓ તેમના ધૈર્યને હચમચાવી મૂકતી હતી. છતાં દૃઢ મનોબળે તેમને વિજયમાળા આરોપી છે. અનેક વર્ષોના સતત પુરુષાર્થ અને અનેક મુશ્કેલીઓનો સામનો કર્યા બાદ તેમનો ભાગ્ય સિતારો ઉદય પામ્યો–લક્ષ્મીદેવીએ કૃપા કરી પછી તો દિન પ્રતિદિન તેમણે પોતાના ધંધામાં અવનવા અનુભવો પ્રાપ્ત કરીને એને વિકસિત કર્યા. તેમની નીડરતા, સતત પુરુષાર્થ, વેપારનું સાહસપણું અને આત્મવિશ્વાસને લઇને આફ્રિકા તથા ભારતભરમાં શાહસોદાગર તરીકેની ખ્યાતિ પામ્યા છે. કંપાલા, નાઇરોબી, મોમ્બાસા, લુગાઝી, જિન્જા વગેરે પૂર્વઆફ્રિકાના શહેરોમાં આલેશાન બંગલાઓ બનાવી સુખી જીવનમાં પ્રવેશ કર્યો પરંતુ તેમના હૃદયમાં ઉદારતા, દયા, ધાર્મિકશ્રદ્ધા, વિદ્યાપ્રેમ, ગરીબો પ્રત્યે સહાનુભૂતિ, પરોપકારી ભાવના, કન્યા કેળવણી પ્રેમ વગેરે સદ્‌ગુણો અને સદ્‌ભાવો છુપાયેલા, તેથી એ ભાવોએ તેમના દિલમાં સંચાર કર્યો. તેથી તેમણે બીજાઓને માટે-પરોપકાર અર્થે ધનનો સદુપયોગ કરવો શરૂ કર્યો.

> પાની બાઢે નાવમેં, ઘરમેં બાઢે દામ,
> દોનોં હાથ ઉલેચિયે, યહી સજ્જન કા કામ.

સમુદ્રમાં વહાણ ચાલ્યું જતું હોય તેમાં કોઇ છેદમાંથી વહાણની અંદર પાણી દાખલ થતું હોય, તેમજ ઘરમાં ધનનો વધારો થતો જતો હોય ત્યારે વહાણમાંથી બંને હાથે પાણી ઉલેચવા લાગી જવું જોઇએ અને તેવીજ રીતે ધનનો પણ બંને હાથે સદુપયોગ કરવા લાગી જવું જોઇએ. એમ કરે એ સજ્જન માણસનું કામ છે. આ રીતે શેઠશ્રીનો સજ્જન સ્વભાવ જાગૃત થઇ ગયો. તેમના દિલાવર દિલે ઉદારતાને ઉજ્જવળતી કરી-દાનનાં વહેણો વહેતાં કરી મૂકયાં. નાતજાત-દેશ–પરદેશનો ભેદભાવ ભૂલી દાન દેવાં શરૂ કરી દીધાં. જેમ જેમ

પૂજારીઓએ ઘણા સદ્‌ગૃહસ્થોને વિનંતી કરી હતી પરંતુ એ બધી 'બહેરા કાને અથડાઇને' પાછી ફરતી હતી.

એવામાં એક દિવસ પોરબંદર નિવાસી દાનવીર–રાજરત્ન શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતા પોતાના કુટુંબ સહિત અહીં આવ્યા હતા. આ મંદિરોની સ્થિતિ જોઇને તેમને પોતાનું બાળપણ યાદ આવ્યું હતું. તેના સંસ્મરણો એક પછી એક તેમના હૃદયમાં તાજાં થવા લાગ્યાં. તેમણે અહીં પોતાના મામાને ત્યાં રહી પ્રાથમિક શિક્ષણનાં ત્રણ વર્ષ સુધી શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. ત્યારે તેઓ આ મંદિરોમાં ભાવિક બનીને આવતા અને મંદિરમાં ચોખા ધરીને વંદના કરતા. તેમજ એ વખતે દરરોજ સવારે અને સાંજે આરતી થતી વખતે તેઓ ઝાલર–વગાડવા માટે આવતા, દરરોજ મંદિરની આરતી થઇ ગયા બાદ સાંજે જમવા જતા. દરેક મંદિરનાં દર્શન કરતા. ક્યારેક તેમનું મન કલ્પનાની દોડમાં નિરાશ થતું ત્યારે મંદિરોની મૂર્તિઓ સામે ધ્યાનમાં બેસી જતા. એક વખત જ્યારે તેઓને આફ્રિકા જવાનું હતું ત્યારે તેમના પિતાશ્રીએ જવાની ના પાડી. તેથી તેઓ અહીં આવતા રહ્યા હતા. અને આ મંદિરોની મૂર્તિઓ સામે કેટલોક સમય સુધી ભેગી રહેતા. એમના દિલમાં વિચાર આવેલો કે ભગવાન મને આફ્રિકા જવા દે અને ત્યાં હું ખૂબ પૈસા કમાઉં ત્યારપછી આવાં મંદિર બંધાવીશ. અને આ મંદિરો પણ સારાં કરાવી દઇશ. પૂજારીઓએ શેઠશ્રીને વિનંતી કરી; "શેઠશ્રી તમોને પ્રભુએ પૈસો આપ્યો છે. માટે પ્રભુ લેખે આ મંદિરોમાં વાપરો તો મંદિરો સારાં થઇ જાય, નહિતર બધાં પડી જશે." આ સાંભળીને શેઠશ્રીએ મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો હતો કે મંદિરોનું જીર્ણોદ્ધારનું કામ તો કરાવવું જ છે. તેમણે પૂજારીઓને કહ્યું કે ઇશ્વરની ઇચ્છા હશે તો થઈ જશે. થોડાક સમય ગયા બાદ પૂજારીઓની ધીરજ રહી નહિ. એટલે બધા પૂજારીઓએ થોડી થોડી

પૂજારીઓ ગયા. એ રકમ
રકમ કાઢીને શેઠશ્રી પાસે બધા પૂજારીઓ ગયા. એ રકમ
આપીને કહ્યું "અમારી પાસે આટલી રકમ છે. બાકીની તમો
નાખીને કાર્ય કરાવી દો." શેઠશ્રીએ વિચાર તો નક્કી કરી લીધો
હતો. જેથી પૂજારીઓ ગયા એને બીજે જ દિવસે પોરબંદરથી માલ-
સામાન સાથે કડીઆઓને મોકલી દીધા. અને મંદિરનું કામકાજ શરૂ
કરાવી દીધું. આ જીર્ણોદ્ધારના કાર્યમાં મંદિરોના કમ્પાઉન્ડમાં
સિદ્ધેશ્વર મહાદેવને ચારે ખૂણે બબ્બે મંદિરોનાં જોડકાં આવેલાં હતાં.
તેમાંથી ઇશાન ખૂણાથી બે મંદિરોમાંથી એક ઓછું કરી નાખ્યું
અને અગ્નિ ખૂણેથી બે મંદિરોમાંથી એક કાઢી નાખ્યું એટલે
સિદ્ધેશ્વર મહાદેવને ચારે ખૂણે આઠ મંદિરો હતાં એમાંથી બે કાઢી
નાખવાથી અત્યારે ૭ રહ્યાં છે, આ બે મંદિરો કાઢી નાખવાથી
મંદિરોનો ચોક વિશાળ થયો છે. જેથી જન્માષ્ટમી વગેરેના મેળા
પ્રસંગે માણસોને બેસવામાં વધારે સગવડતા થઇ છે.

શ્રી મૂળદ્વારકાધીશ-
આ મંદિરોનો જીર્ણોદ્ધાર થઇ રહ્યા બાદ શ્રી મૂળદ્વારકાધીશ-
રણછોડરાય, '(એની અંદર) નીલકંઠ મહાદેવ, સિદ્ધેશ્વર મહાદેવ અને
ભીડભંજન મહાદેવની મૂર્તિઓ સિવાયની બધી મૂર્તિઓ જયપુરથી
આરસની નવી મંગાવી, સં. ૧૯૯૮ના શ્રાવણ વદી આઠમ-કૃષ્ણ
જન્માષ્ટમીના દિવસે, શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતાએ વિધિ-
સરનો યજ્ઞ કરાવીને મૂર્તિઓની પ્રાણ પ્રતિષ્ઠાપન વિધિ કરાવેલી છે.
આ રીતે શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતાએ પોતાના બાળપણમાં
કરેલ વિચારને, સં. ૧૯૯૮ના કૃષ્ણ જન્માષ્ટમીના રોજ (રૂા. દમેક
હજારના ખર્ચે આ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવીને) સાર્થક કર્યો છે.

તેમણે દાન રેલાવ્યાં તેમતેમ પ્રભુએ તેમનાં ધનમાં વૃદ્ધિ કરી.

ધર્મશાળાઓ, દવાખાનાંઓ, દેવમંદિરો, જાહેર આરોગ્યનાં સ્થાનો, દુષ્કાળફંડો, ઉદ્યોગગૃહો, વિકાસગૃહો, લાઇબ્રેરીઓ, વિદ્યામંદિરો, મહાવિદ્યાલયો, કોલેજો, નદીઘાટો, તળાવો, સ્મશાનભૂમિઓ, વ્યાયામ-શાળાઓ, સોસાયટીઓ, વગેરે પરોપકારી સંસ્થાઓમાં દાનનાં પૂર રેલાવી જીવનને મ્હેકાવ્યું છે.

જ્યાં જ્યાં નજર તારી ઠરી, ત્યાં ત્યાં રેલાવ્યાં દાન તેં;
ઉદાર હાથે વાપર્યા, ના ભેદ જોયા ભીર તેં.
આર્યકુલ તવ 'બાગ' ખીલી, સુગંધ દેશે દેશ જો,
ઉદાર ઉરથી આપિયાં, 'કોટિ' તણાં તેં દાન જો૦

– (ગિરિ)

પોરબંદરનું આર્યકન્યા ગુરુકુલ એ શેઠશ્રીની અમર કીર્તિનું અને વિદ્યાપ્રેમનું પ્રતીક છે, આર્ય સંસ્કૃતિનું ગૌરવ સ્થાન છે, કન્યા કેળવણી દ્વારા ભારતકુંજને વિકસિત કરવાનું અને સમાજ ઘડતરનું અનુપમ સ્થાન છે, પ્રાચીન અને અર્વાચીન વિચાર સરણીઓનું તેમજ સંસ્કૃતિઓનું મિલન સ્થાન છે, જીવનની સર્વાંગીય કેળવણીનું વિદ્યાધામ છે, મહર્ષિઓ અને મહાત્માઓના સિદ્ધાંતોના પાયાપર ચણાયેલ જ્ઞાન ઇમારતનું આલેશાન જ્ઞાનમંદિર છે. અનેક શિક્ષણશાસ્ત્રીઓના અખતરાઓને આંજતું, મનમોહક સરસ્વતી-મંદિર છે, આ ભારતીને અનોખી રીતે ભવ્ય બનાવવાનું પ્રેરણા-દાયી સ્થાન છે, શેઠશ્રી અને તેમનાં કુટુંબના ત્યાગ અને ભોગોનું પ્રતિબિંબ છે તેમજ શ્રી સવિતા બહેનના સંસ્કાર, સાહિત્ય, જ્ઞાન, તપ અને ત્યાગની સરિતાઓનું વહન સ્થાન છે.

અહીંનાં મંદિરો તથા ધર્મશાળા, સોમનાથ જીર્ણોદ્ધાર,

મિયાણી, બખરલા, રાણાવાવ વગેરે, સૌરાષ્ટ્રનાં કેટલાંક ગામડાંઓનાં દેવમંદિરો તથા ધર્મશાળાઓ શેઠશ્રીના ધાર્મિક પ્રેમની સાક્ષી પૂરે છે.

સૌરાષ્ટ્રનાં જુદાંજુદાં શહેરોની હોસ્પીટલો, બાગ બગીચાઓ, જાહેર આરોગ્યનાં સ્થાનો શેઠશ્રીની સામાજિક કલ્યાણની ભાવના દર્શાવે છે.

દુષ્કાળફંડો, રાહતફંડો, દરિદ્રનારાયણની થેલીઓમાં ઉદાર હાથે દાન આપીને તેમની ગરીબો પ્રત્યેની સહાનુભૂતિ વ્યક્ત થાય છે

પોરબંદર રાજ્યનાં ગામડાંઓ તેમજ સૌરાષ્ટ્રનાં બીજાં, કેટલાંક ગામોની સ્કૂલો તેમજ કન્યાશાળાઓ, આર્યકન્યા ગુરૂકુલ, મહિલા વિદ્યાલય વગેરે શેઠશ્રીનો વિદ્યાપ્રેમ બતાવે છે.

પોરબંદરનું મહારાણા મિલ્સ અને પૂર્વ આફ્રિકાનાં જુદાં જુદાં સ્થળોએ તેમજ અન્ય સ્થળે, ફેકટરીઓ, જીનેરીઓ, સિમેન્ટ ફેકટરીઓ, સુગર ફેકટરીઓ, ટી. ફેકટરીઓ, તથા જુદાજુદા દેશો સાથે મોટા મોટા વેપારો કરી શાહ સોદાગર અને ઉદ્યોગપતિ તરીકેનું ગૌરવ સાર્થક કર્યું છે. તેમનો સ્કૂલ જીવનનો અભ્યાસ ઓછો છે છતાં અનુભવ જ્ઞાન વિશાળ છે. ઇતિહાસ અને ભૂગોળનું ખરૂં જ્ઞાન નિશાળની ચાર દિવાલોની અંદર મેળવી શકાતું નથી. એતો પ્રવાસો-પર્યટનો સફરોથી-પ્રત્યક્ષ જ્ઞાન મેળવીએ એ જ મનમાં ચિરસ્થાયી રહે છે. પ્રવાસનો શોખ તો તેમને બચપણથી જ હતો. તેર ચૌદ વર્ષની વયે તો દરિયાપારની સફરે ઉપડેલા અને તેમાં અનેક જાતની કસોટીઓમાંથી તેઓ પસાર થયા હતા. અને એજ કસોટીઓએ તેમના સ્વભાવ ઘડતરમાં મુખ્ય ભાગ ભજવ્યો છે. તેમણે આપણા દેશ ઉપરાંત યુરોપ-ચીન-જાપાન આફ્રિકાના દેશો

વગેરેનો પ્રવાસ ખેડયો છે. પ્રવાસ કરતી વખતે તેમની સૂક્ષ્મ, ચકોર અને કુશાગ્ર બુદ્ધિને લઇ. બારીક નિરીક્ષણ કરી જ્ઞાન સંપાદન કર્યું છે. અને એ જ્ઞાન ફક્ત પોતાના હૃદયમાં ભરીને એમાં પોતે સંતોષ માન્યો નથી. પરંતુ એ જ્ઞાનનો લહાવો બીજાઓને મળે એ માટે સગવડતાઓ પણ આપી છે. ભારતનાં પ્રસિદ્ધ તીર્થસ્થાનો અને વિદ્યા મંદિરોની મુલાકાતો લઈને અનેક સંત-મહાત્માઓ-સંન્યાસીઓ-કવિઓનાં દર્શન કરી તેમણે પોતાનું જીવન ધન્ય બનાવ્યું છે.

તેમણે બાળપણમાં ગ્રામ્ય જીવનનો લહાવો લીધો છે, જેમણે ગ્રામ્યજીવનની મધુરી મિઠાશ ચાખી નથી તેમણે જીવનમાં ઘણું ગુમાવ્યું છે ગ્રામ્યજીવનનો એ આરોગ્યપ્રદ-શુદ્ધ ખોરાક-શુદ્ધ 'ઘી-દૂધ-દહીં, શુદ્ધ હવા, શુદ્ધ પાણી, જુદી જુદી મોસમનો જુદો જુદો પાક-ખાવાની ચીજો, શહેરના મેવા-મિઠાઇઓને લાત મારીને ઉડાવી દે તેવાં હોય છે. પરંતુ જેમણે એ લહાવો લીધો નથી એમને એનો ખ્યાલ ન જ આવી શકે.

ગ્રામ્ય માણસોનો નિર્દોષ પ્રેમ, મેલાઘેલાં કપડાં પણ નિર્દોષ હૈયાં, કર્કશ ને તોછડી છતાં પ્રેમ નીતરતી વાણી, માનવતાનાં મોંઘાં દર્શન અને ગામડાંની અનુપમ મહેમાનગીરી એ બધું ગામડાંઓની વિશિષ્ટતા રૂપે છે. જો કે અત્યારે તો ગામડાંઓમાં પણ શહેરોના સતત સંસર્ગને લઇ મલિન પવન ફૂંકાયો છે તેથી ફેરફારો થઇ ગયા છે છતાં હજુ નામનિશાન રૂપે તો જોવા મળશે જ.

અહીં જ્યારે તેઓ ત્રીજી ચોપડી ભણતા ત્યારે મારા દાદાશ્રી આનંદગિરિ (જેમનું અવસાન તા. ૭-૯-૫૬ ના રોજ થયું છે.) તેમની પહેલાં ચોથી ભણતા. તેથી ગુરુશ્રીનાં વિદ્યાર્થી જીવનના

અનેક રસપ્રદ પ્રસંગો અને કહેતા. શેઠશ્રીએ બાલપણના અનેક લાહાવા આ ભૂમિ પર લીધા છે જેથી તેઓ અહીં આવેછે ત્યારે આનંદમાં આવી જાય છે. તેમના કેટલાક બાલમિત્રોની સાથે સંસ્મરણો તાજાં કરી હાસ્ય રેલાવે છે. મહેરાનાં એક હજાર કુટુંબને તેઓ આફ્રિકા લઇ ગયા છે, ત્યાં તેઓ બધા આજે સુખી છે તેઓશ્રી અગર તેમનું કુટુંબ જ્યારે અહીં આવેછે ત્યારે પ્રથમ દરેક મંદિરોનાં દર્શન કરી યોગ્ય ભેટદાનધરી-પ્રસાદધરી, પ્રસાદ લીધા પછીજ ગામની અંદર જાય છે. આ એમનો દરવખતનો નિયમ છે. તેઓ કહેછે કે આ બધું પ્રભુની કૃપા સિવાય બનતું નથી. ધન્ય છે આવા દાનવીર શેઠશ્રીને કે જેમણે પુષ્કળ દાન રેલાવીને (તેમની અનુભવ કથા' પુસ્તક આધારે કુલ શ. ૧,૩૬,૦૯,૪૨૪ નો દાનનો આંકડો પહોંચ્યો છે-આવી રીતે દાનવીર તરીકેનું પદ સાર્થક કર્યું છે. આવા સપુતો અમારી ભારતભૂમિ પર અવાર નવાર જન્મ ધર્યા કરે જેથી પોતાની તથા પોતાના દેશની આબરૂ ચારેતરફ પુષ્પના પમરાટની પેઠે ફેલાવે, મહાત્મા કબીરદાસે કહ્યું છે—

દાઇ બાત હરિ ભજન કર, દ્રવ્ય બડા કછુ દેહિ;
અકકલ બડી ઉપકાર કર, જીવન કા ફલ એહિ.

એ રીતે શેઠશ્રીને પ્રભુએ ધન આપ્યું છે. જેથી તેઓ પરોપકાર અર્થે દાન આપ્યા કરેછે અને જીવનને સાર્થક બનાવે છે.

---

(૧૦) જરૂર પડે તો કુળના હિત માટે માણસનો ત્યાગ કરવો; ગામના હિત માટે કુળનો ત્યાગ કરવો; દેશના હિત માટે ગામનો ત્યાગ કરવો અને પરમાત્મા પ્રાપ્તિરૂપ-આત્મહિત માટે સમગ્ર પૃથ્વીનો પણ ત્યાગ કરવો.

# મૂળદ્વારકા મંદિરના ચમત્કારી પ્રસંગો

[ મારી આ જન્મભૂમિમાં મેં કુલ ચૌદ વર્ષ ગાળ્યાં છે. જેમાં ત્રણ વર્ષ શિક્ષક તરીકે અહીં નોકરી કરી છે. એ સમય દરમિયાન નીચેના પ્રસંગો જોયેલા અગર સાંભળેલા છે. એ ઉપરથી અહીં રજૂ કરવામાં આવ્યા છે. ]

ચમત્કાર પહેલો :–

અહીંના મંદિરોનું જીર્ણોદ્ધારનું કાર્ય પૂર્ણ થઇ રહેવા આવ્યું હતું. ત્યારે રણછોડરાયના મંદિરમાં જ આગળ, નીચેના ભાગમાં નીલકંઠ મહાદેવનું લિંગ છે, (આ મંદિરમાં હરિ અને હર બંને એક જ મંદિરમાં બિરાજે છે. એ ખાસ વિશિષ્ટતા છે) નીલકંઠ મહાદેવનું લિંગ જરા નીચે હતું. જેથી યાત્રિકો મંદિરના ઘુમ્મટમાં આવે ત્યારે જ દર્શન કરી શકે છે. વળી શિવભક્ત–શિવજીના પોઠિયાની નજર હંમેશાં શિવલિંગ પર પડતી જોઇએ અર્થાત્ પોઠિયો લિંગનાં દર્શન કરી શકે એવી સ્થિતિમાં હોવો જોઇએ. આમ ન હતું જેથી નીલકંઠના લિંગને અખંડિત રીતે કાઢી નીચે એક ફૂટ ભરતી કરી શિવલિંગને મૂળસ્થિતિમાંથી એક ફૂટ ઊંચું કરવાની કડીઆઓની અગર શેઠશ્રી નાનજીભાઇની સદ્‌ભાવના હતી. શિવલિંગને અખંડિત રીતે કાઢવા માટે કડીઆઓ શિવલિંગની ચારે તરફથી ઊંડે ખોદવા લાગ્યા ઘણે ઊંડે સુધી ખોદ્યું છતાં શિવલિંગનો છેડો જ આવ્યો નહિ. જેમ જેમ ઊંડે ખોદતા ગયા તેમતેમ જાણે શિવલિંગ જમીનમાં વધતું જતું હોય તેવું જણાયું ! લગભગ આઠેક ફૂટની ઊંડાઇ સુધી ખોદ્યું હશે ત્યારે ખોદનારાઓ આંધળા જેવા બની

ગયા હતા, અને તેમના દિલમાં મુંઝવણ થવા લાગી હતી. ખોદનારાઓના હાથ જાણે કોઇ કાપી નાખતું હોય તેવું ખોદનારાઓને થવા લાગ્યું હતું. તેમજ નીચે લોહી નીતરતી માટી નીકળવા લાગી આથી ખોદવુ બંધ કરાવી પાછી ખોદેલ જગ્યામાં નીકળેલી માટી હતી તેમ ઢાંકી દીધી. એ વખતે આ શિવલિંગમાંથી એક અદ્દભુત પ્રકાશ ચમકયો હતો. સાડા સાતસો વર્ષ થયા અખંડિત રીતે લાખો માણસોની શ્રદ્ધા વડે જેમનું પૂજન થતું આવ્યું છે, એમાં એટલી શ્રદ્ધાનું બળ જાણે એ પ્રકાશ રૂપે ચમકયું હોય એમ જણાયું !

ચમત્કાર બીજો :-

કોઇ ધાર્મિક તહેવાર અગર એકાદશી જેવા ધાર્મિક વ્રત આદિ દિવસોમાં શ્રાવણ માસમાં કોઇક સમયે રાત્રિના લગભગ બારેક વાગ્યાના સમયે એક મોટો ચમત્કારી નાગ (આશરે આઠ નવ ફૂટની લંબાઇ જેવડો) નીકળે છે. પ્રથમ એ શ્રીસિદ્ધેશ્વર મહાદેવના મંદિરની પ્રદક્ષિણા ફરે છે ત્યારપછી રણછોડરાયના મંદિરની પ્રદક્ષિણા ફરીને ત્યાંથી એકાએક અદશ્ય થઇ જાય છે. એ પ્રદક્ષિણા ફરતો હોય છે ત્યારે એના મુખની આસપાસ આછા પ્રકાશની રેખા ફેલાયેલી રહે છે અને મુખની આસપાસ જાણે માળા પહેરેલી હોય એવાં ટપકાં જોવા મળે છે. અને નાની મુછો જેવું જણાય છે. એ નાગને મેં મારા અહીંનાં ચૌદ વર્ષના નિવાસ દરમિયાન બે વખત પ્રત્યક્ષ જોયેલ છે. મેં મારા દાદાને આ વાત કરી હતી., ત્યારે તેમણે કહ્યું કે એ શંકરનો ભક્ત છે અને શ્રાવણ માસમાં એક વખત પ્રદક્ષિણા કરવા નીકળે જ છે તેમણે તો ઘણી વખત એ નાગને જોયેલ હતો.

ચમત્કાર ત્રીજો :-

મારી દશેક વર્ષની ઉંમર હતી ત્યારે અમારા કુટુંબમાં મંદિરનો ભાગીદારી રીતે અમારો પૂજાનો વારો (હિસ્સો) ચાલતો હતો. એ દિવસે હું તથા મારા દાદા બંને જ હાજર હતા. (મારા પિતાશ્રી તથા કાકા બહારગામ ગયા હતા) મારા દાદા કહે "તું સિદ્ધેશ્વર મહાદેવની પૂજા કરી આવ, લે આ ફૂલ–ચંદન પાણીનો કળશ વગેરે, ત્યાં તો હું રણછોડરાયની પૂજા કરી લઈશ" મને એ વખતે પૂજા વિધિ તો આવડતી ન હતી. પણ સુંદર રીતે ફૂલો શણગારનાં આવડતું હતું. શિવલિંગને જ્ઞાનકુંડના પાણીથી ધરતી ધરતીને નવડાવ્યું, ભૂગોળમાં નદીઓનાં નામ આવેલાં જેથી ફક્ત નદીઓનાં નામ બોલતો જાઉં અને પાણી શિવલિંગ પર રેડતો જાઉં, પછી ચંદન ચોપડું ત્યારબાદ શિવલિંગ પર સુંદર રીતે, ફૂલો શણગારતો. એ વિધિ કરી લીધી ત્યાં તો પોરબંદરથી 'બસ સર્વિસ' આવી ગઇ. તેમાંથી યાત્રિકો દર્શન કરવા આવ્યાં. એકપછી એક દર્શન કરીને યાત્રિકો ચાલ્યાં ગયાં. તેમાં છેલ્લે એક પડછંદ સંન્યાસી બમ્ બમ્ ભોલેનાથની બૂમો પાડતો પાડતો મંદિરમાં દાખલ થયો, તેના હાથમાં એક કાળો દંડ (જાદુગરો પાસે હોય છે તેવો) હતો. લગભગ બધાં યાત્રિકો મંદિરના ઉંબર આગળ ધુમ્મટમાં ઊભીને દર્શન કરે છે, એ સંન્યાસી મંદિરની અંદર દાખલ થવા લાગ્યો, એટલે મેં ના પાડી 'ભીતર નહી જાના" મને એવી બીક હતી કે આ સંન્યાસી મેં પૂજા કરી છે. એને ધોઇ નાખશે તો. "દૂધનો દાઝેલો છાસનેપણ ફૂંકીને પીએ" એ મુજબ એકવખત એક સાધુએ મારી કરેલી પૂજા વિધિ ઉપર પાણી રેડીને બધાં ફૂલો ધોઇ નાખ્યાં હતાં. જેથી મારે બીજી વખત પૂજા કરવી પડી હતી. તે દિવસથી મને મારા બાલસ્વભાવ પ્રમાણે ગુસ્સો ચડેલો કે હવેથી કોઈ મંદિરની અંદર આવે તો તેને એક લાકડીનો બળાકિયો (જે સિદ્ધેશ્વર મહાદેવના મંદિર અંદરની ઉપર એક છાજલી છે ત્યાં મૂકી રાખતો તે) મારી મારીને બહાર કાઢી મૂકવો. એટલે મેં એ સંન્યાસીને અંદર જવાનીના પાડી.

તેણે કહ્યું કે મૈં જાઊંગા તો તૂ ક્યા કરેગા ? (હું એ વખતે યાત્રિકોના સહવાસને લઇને જેવું તેવું અશુદ્ધ હિંદી બોલતાં શીખી ગયો હતો) મે કહ્યું 'તો મૈં લાકડી મારૂંગા' સંન્યાસીએ કહ્યું 'કહાં હૈ તેરી લાઠી ?', મેં તુરત જ શિવલિંગની જલાધારી ઉપર પગ દઇને પેસો લાકડીનો બળિયો લઇને તેને બતાવ્યો. 'ઠીક હૈ લેકિન મૈં તુઝે ઇસ શિવલિંગમેં એક છબી બતલાઉં તો મુઝે જાને દેગા ?' મને જુદાજુદા ફોટાઓ જોવાનો અને રાખવાનો બચપણથીજ ભારે શોખ હતો. જેથી એ લાલચે હા પાડી. આથી તેઓ મંદિરમાં દાખલ થયા. તેમણે શિવલિંગ પરથી થોડા ફૂલો હટાવી દઇ બાળક જેમ પોતાની માતાના ખભા પર માથું નાખી હેત કરે છે તેમ એ સંન્યાસી શિવલિંગને બને હાથે બાથ ભરીને વહાલ કરવા લાગ્યો. મને કુતૂહલ થયું કે આ શું કરતો હશે ! મને છબી બતાવવાનું કહ્યું છે એને બદલે આ શું કરવા માંડ્યો. અને ઘડીભરતો થઈ આવ્યું કે તેના વાંસાપર બે બળિયા લગાવી દઉં. એવો ગુસ્સો ચડી ગયો છતા ધીરજ પકડાઇ ગઇ. ત્યારપછી તેણે શિવલિંગ પર પોતાનો કાળો દંડ ત્રણ વખત ફેરવ્યો. અને મને કહ્યું "બચ્ચા દેખ, ઇસ શિવલિંગમેં તુઝે ક્યા દિખાતા હૈ ? ત્યારબાદ શિવ લિંગમાં મને 'રાધાકૃષ્ણ'નો પ્રત્યક્ષ ફોટો દેખાયો. એ જોઇ મને એ સંન્યાસી ઉપર ભાવ જાગૃત થયો. અને હું એના પગમાં પડી ગયો. તુરત જ તેણે મને તેડી લીધો. તેણે મને કહ્યું કે "અબ, તૂ મુઝે મારેગા ? એણે જતા જતા મને કહ્યું " ઇસકી પૂજા અચ્છી તરહસે કરતે રહના"

એ દશ્ય આજે પણ મારાથી ભુલાતુ નથી. એના જેવો સન્યાસી હજુ સુધી મે ક્યાંય જોયો નથી. હરિદ્વાર, દિલ્હી, શ્રીનાથદ્વારા, મથુરા વૃંદાવન, ગિરનાર, આબા વગેરે સ્થળે મને ઘણા સાધુઓ મહાત્માઓ મળ્યા છે પરંતુ એ સંન્યાસીનું તપ, તેજ અદ્ભુત હતું

તેજસ્વી લલાટ, પડછંદ શરીર અને શરીર પર ભગવું વસ્ત્ર, હાથમાં કમંડલ અને દંડ ધારણ કરેલ. હું ક્યારેક ધ્યાનમાં બેઠો હોય ત્યારે "આ શિવલિંગમાં મને 'રાધાકૃષ્ણ' કેમ દેખાયાં? એ વિચારે હું તરંગમાં ચડી જાઉં છું, ત્યારે મને સમજાતું નથી" આ પ્રસંગ પછીથી મને સિદ્ધેશ્વર મહાદેવ ઉપર અખૂટ શ્રદ્ધા જન્મી છે અને ક્યારેક તો એમ થઇ આવે છે કે નોકરી મૂકી દઈને ભૂખ્યો અને તરસ્યો આ લિંગ સામે ધ્યાનમાં બેસી રહું. પરંતુ હજુ સુધી ગુલામી નોકરીની માયા તોડી શકતો નથી.

ચમત્કાર ચોથોઃ—

અહીં જ્ઞાનકુંડ છે એમાં નાહવાનો મહિમા યાત્રિકોએ વધારે વર્ણવ્યો છે. એમાં શ્રદ્ધાપૂર્વક નહાવાથી યાત્રિકોનાં પાપ ધોવાય જાય છે અને જ્ઞાન પ્રાપ્ત થાય છે એવી લોક માન્યતા છે. ત્યારબાદ સૌ મંદિરોનાં દર્શન કરવા જાય છે. મેં આ કુંડમાં નહાવાનો ઘણો લહાવો લીધો છે. ઉપરથી ઠેકડા મારવા, મિત્રો સાથે ડુબકીદાવ રમતું તરવાની હરિફાઇ-વગેરેનો આનંદ બચપણમાં ખૂબ માણ્યો છે. આ કુંડની અંદર કેટલાય દુષ્કાળ પડેલાં છતાં પાણી બિલકુલ ખૂટયું નથી. આ કુંડની અંદર અમુક શ્રાવણ માસમાં(શ્રાવણ મહિનાને હિંદુ સમાજ બધા માસમાં પવિત્ર રીતે માને છે) અમુક સમયે પાણીની અંદરથી ત્રણેક ગેબી અવાજો થયા પછી પાણી ગંગાજી જેવું બની જાય છે. આથી ગામનાં લોકો તથા આજુબાજુનાં લોકો જ્ઞાનકુંડમાં ગંગાજી નીકળ્યાં છે એવી ભાવના સાથે દર્શને આવે છે. અને ત્યારે એ પાણીમાં દીવાની વાટ મૂકવાથી દીવો ઘીની માફક બળયા કરે છે. થોડા સમય બાદ પાણી મૂળ સ્થિતિમાં આવી જાય છે. આ પ્રસંગ ચૌદ વર્ષમાં મેં એક વખત પ્રત્યક્ષ જોયેલ છે.

ચમત્કાર પાંચમો:—

[આ પ્રસંગ સખપુરના એક વૃદ્ધ મહેર ભગત પાસેથી સાંભળેલો છે.]

હું અહીંની સ્કૂલમાં ત્રણ વર્ષ શિક્ષક તરીકે હતો ત્યારે રજાનો દિવસ હતો. એ દિવસે અમાસ પણ હતી. હું સ્વર્ગદ્વાર આગળ બેઠો હતો. એવામાં એક વૃદ્ધ મહેર પોતાની ઘોડી ઉપર ચડીને ડાબે હાથે ઘોડીની લગામ પકડી હતી અને જમણે હાથે ઘી ભરેલી માટીની કુલડી હતી. તે દર અમાસે સિદ્ધેશ્વર મંદિરના દીવા માટે શેર જેટલું ઘી આપી જતો. એ વ્રત તેણે અખંડિત રીતે ચાલુ રાખ્યું હતું ગમે તેવી ટાઢ, તડકો કે ચોમાસું હોય છતાં એનું વ્રત ખંડિત થતું નહિ. અહીંથી એ ગામ દોઢેક માઈલ દૂર થાયછે એ ઘોડી ઉપરથી ઊતરીને જ્ઞાનકુંડમાં ના'વા ગયો ત્યારબાદ સ્વર્ગદ્વાર આગળ થા (હું જ્યાં બેઠો હતો ત્યાંથી) નીકળ્યો ત્યારે મેં પૂછ્યું ભગત, તમારી શી માનતા છે કે દર અમાસે તમે ઘી લઈને આવોછો? તેમણે કહ્યું કે તારે વાત સાંભળવી હોય તો થોડીવાર બેસજે. હું આ ઘી અંદર પૂજારીને આપી આવું અને દીવો કરી આવ્યા બાદ કહીશ. મારા મનમાં એ વાત જાણવાની જિજ્ઞાસા જાગૃત થઈ હતી તેથી હું તેમની રાહ જોઈને બેઠો રહ્યો.

એ ભકતના ગળામાં માળા શોભતી હતી, સાદાઈ અને નમ્રતા એ તો ભકતનાં આભૂષણ રૂપે હતાં અને વાણીમાં નિર્દોષતા હતી, ઉંમર તે વખતે ૭૨ વર્ષની હતી. પરંતુ વૃદ્ધાવસ્થા વાળ સિવાય ક્યાંય દેખાતી ન હતી, એવું ખડતલ શરીર અને સુદૃઢ બાંધો હતો. તે દર્શન કરી, સિદ્ધેશ્વર મહાદેવના મંદિરમાં દીપક જલાવીને પછી મારી પાસે આવ્યો. અને વાત શરૂ કરી.

સિદ્ધેશ્વર મહાદેવનો દીવો તો અમારી પેઢીઓથી થતો આવે છે. મારો બાપ જીવ્યો ત્યાં સુધી તેમણે ચાલુ રાખ્યું અને તેમનાં

મરણ પછી મેં ચાલુ રાખ્યું છે. તેમણે કહ્યું કે "મારો બાપ કહેતા હતા કે આપણા બાપ દાદાઓમાં એક પૂર્વજ શિવનો પરમ ભક્ત હતો, તે જ્યારે ફરતો ફરતો મુળદ્વારકાનાં દર્શને આવ્યો હતો. ત્યારે મહાત્માઓ જેવા સંન્યાસીઓ પણ આવ્યા હતા, તેમાં એ બંને વચ્ચે "સિદ્ધેશ્વર મહાદેવના પોઠિયા અંગે વાદવિવાદ થયો હતો. સિદ્ધેશ્વર મહાદેવ પછી તેના પોઠિયાની પણ પૂજાવિધિ થાય છે. એક સંન્યાસી કહે હું આ પોઠિયાને ઘાસ ખવડાવી દઉં, બીજો કહે એ ન બને. આતો પથ્થરનો છે. એ વળી કાંઈ ઘાસ ખાતો હશે એમ વાદવિવાદ ખૂબ જ ગરમ સ્વરૂપ ધારણ કરવા લાગ્યો. શરત થઈ કે જે જીતે એ ગુરુ અને હારે તે શિષ્ય બની જાય. એની સાક્ષી રૂપે આપણા એ પૂર્વજને રાખવામાં આવ્યો હતો. પછીએ સંન્યાસી ઘાસની ભારી લાવ્યો. એણે પોતાની થેલીમાંથી ભભૂતિ કાઢી ત્રણ વખત એ પોઠિયા પર મંત્રોચ્ચાર કરતાં કરતાં છાંટી ત્રીજી વખત છાંટતાં જ એ પથ્થરનો પોઠિયો ત્રાડ પાડીને મંદિરની બહાર નીકળ્યો. અને એ સંન્યાસીએ ઘાસની ભારી ખવડાવી. ત્યારબાદ ઘાસ ખાય લીધા પછી તેના ઉપર હાથ ફેરવતાં પાછો પોઠિયો મૂળસ્થિતિમાં ફેરવાઇ ગયો. જ્યારે પોઠિયે ત્રાડ પાડી ત્યારે એ પૂર્વજ બેભાન અવસ્થામાં પડી ગ્યો હતો અને જ્યારે ભાનમાં આવ્યો ત્યારે પેલા બે સંન્યાસીઓ ત્યાં ન હતા ત્યારથી વંશપરંપરાની રીતે અમારો સિદ્ધેશ્વરનો દીવો શરૂ થયો છે. પહેલા અમે જે ગામ હતા ત્યાંના મહાદેવને દીવો કરતા. હવે અહીં (સખપુર) રહેવા આવ્યા છીએ, ત્યારથી અહીં દીવો કરવા આવીએ છીએ. અમાસને દિવસે લગભગ હું બહારગામ જતો નથી. આવી રીતે હું અમાસે હું સિદ્ધેશ્વર મહાદેવનો દીવો કરવા આવું છું."

---

# શ્રદ્ધાનો મહિમા

શ્રદ્ધા એ સદ્‌ગુણ છે પરંતુ અંધશ્રદ્ધા એ દુર્ગુણ છે. હૃદય પૂર્વકની અનન્ય શ્રદ્ધા હોય અને સાથે પુરુષાર્થનો સહકાર હોય તો એમના હેતુપૂર્વકની અભિલાષાઓ સાકાર રૂપે દર્શન આપે છે. આપણે જોઇએ છીએ કે લગભગ દરેકના મકાનની અંદર ફોટાઓ હોય છે. ઉપરની દૃષ્ટિએ જોઈએ તો ફોટા તો જડવસ્તુ છે. એક કલાકારની પીંછી વડે આલેખાયા હોય છે અગર ફોટોગ્રાફથી ખેંચેલ હોય છે. આપણે જાણીએ છીએ કે આ જડ છે, ચેતન નથી. છતાં ઘણાં માણસો, એ ફોટાઓ પર કેવી શ્રદ્ધાથી જુએ છે, એ ફોટાઓ જોઇને કેવી લાગણીઓ જન્મે છે. કેવો આનંદ અનુભવે છે. જાણે એ દ્વારા એના સજીવ સ્વરૂપને અનુભવતા હોય! તેવો સંતોષ લે છે. કોઇ માણસ પોતાના પિતાના અવસાન બાદ તેમના ફોટાની પૂજા કરતા હોય છે. અને એની આગળ ધૂપ-દીપ આદિ કરતા હોય છે. તેમાં એ એવો અનુભવ-આનંદ-સંતોષ લે છે કે પોતે જીવિત પિતાની સેવા કરી રહ્યો હોય છે. એની આગળ ક્યારેક સુખ-દુઃખની હૈયાવરાળ ઠાલવે છે.

એવી જ રીતે મંદિરની મૂર્તિઓ પણ કોઇ શિલ્પીના હાથે સર્જાયેલી હોય છે એ ઘડનારને મન એ પથ્થર છે. અને સૌ કોઇ જાણે છે કે એ પથ્થરની મૂર્તિ છે, છતાં હજારો લોકો શ્રદ્ધાથી પૂજે છે. માનવીનું મન એટલું ચંચળ છે કે એ સ્થિર રાખવું મુશ્કેલ છે, અને જ્યાં સુધી અસ્થિર મન વડે કોઇ કાર્ય હાથ ધરવામાં આવે ત્યારે એ ભાગ્યે જ સફળ બને છે. એટલા માટે મૂર્તિઓ માનવીના મનને પોતાનામાં કેન્દ્રિત કરાવે છે. મનને સ્થિર બનાવે છે, પરિણામે

એક જ મૂર્તિમાં ધ્યાન કેન્દ્રિત બનતાં એમાંથી શ્રદ્ધા પ્રગટે છે. શ્રદ્ધા ગાઢ-અતૂટ બનતાં કાર્ય-ફળ સાકાર રૂપે દર્શન દે છે મૂર્તિઓ પર અખૂટ હૃદયપૂર્વકની શ્રદ્ધા જન્મતાં દિલ-મન પવિત્ર બને છે, દિલમાં પવિત્ર વાતાવરણ સર્જાય છે સદ્‌ભાવો જાગૃત થાય છે. પવિત્ર વિચારો સ્ફૂરે છે, પાપાચાર કરતાં અટકે છે. એથી જીવન સદાચારી બનતાં એ જડ મૂર્તિ ખુદ પોતાના ઇષ્ટદેવ-ઇશ્વર રૂપ બની જાય છે એટલે એ જડમૂર્તિએ ઇશ્વરનું જ રૂપ ધારણ કરી લીધું આ રીતે મૂર્તિ પરની દિનપ્રતિદિન શ્રદ્ધા ગાઢ બનતી જાય છે. અંતે હૃદય પૂર્વકની શ્રદ્ધા ફળે જ છે.

આ રીતે એ મૂર્તિઓએ આસ્તિક માનવીના જીવનને ઉન્નત બનાવ્યું. અને એમાં એટલો તલ્લીન બની ગયો કે એમાં ચેતનનો સાક્ષાત્કાર થયો જાણીએ છીએ. આ રીતે જડ દ્વારા ચેતનનો આવિર્ભાવ થયો. જડ દ્વારા ચેતનની ભાવના જન્માવવી એ સહેલી વાત નથી. અને એજ હિંદુસંસ્કૃતિની વિશિષ્ટતા છે.

ભક્તશિરોમણિ નરસિંહ મહેતાનો દાખલો લઇએ-પોતાની ભાભીએ મહેણું માર્યું " તારા કરતાં તો ધોબીનો પથ્થર પણ સારો જેથી ધોવા માટે તો કામ આવે " આ કઠોર વચન સાંભળીને ખૂબ્યો અને તરસ્યો નરસિંહ ઘરમાં ન જતાં સીધો જંગલમાં ચાલી નીકળ્યો. જંગલમાં અપૂજ શિવલિંગ-ગોપનાથનાં મંદિરમાં જઇ શિવલિંગને બાથ ભીડીને પોકેપોક રોવા લાગ્યો. પોતાના મનનો ઊભરો શિવલિંગ પર ઠાલવવા લાગ્યો. અખૂટ શ્રદ્ધાથી કહેવા લાગ્યો " હું નિરાધાર બની તારે શરણે આવ્યો છું તું જીવાડે તો જીવવું અને મારે તો મરવું" એ રીતે દૃઢ શ્રદ્ધા અને દૃઢ સંકલ્પને લઇ એ જડ ગણાતું શિવલિંગ તેને મન ખુદ શંકર ભગવાન જ હતા. પરિણામે તેમને શંકર ભગવાને સાક્ષાત્ દર્શન આપ્યાં. '






બીજો દાખલો મીરાંબાઇનો, કૃષ્ણઘેલી મીરાં જ્યાં જતી ત્યાં કૃષ્ણની મૂર્તિને પોતાની સાથે લઇ જતી. તેની પૂજા કરતી, તેની સન્મુખ ભજન કરતી-કીર્તન કરતી-ભક્તિ કરતી. અરે ! પગે ઘૂઘરા બાંધીને કૃષ્ણની મૂર્તિ આગળ નાચતી ! એ રીતે કૃષ્ણમાં તલ્લીન બની જતી. કૃષ્ણ સિવાય બીજું કશું દેખતી નહિ. આખું જગત કૃષ્ણમય જોતી એમને મન કૃષ્ણની એ જડ મૂર્તિ નો'તી રહી પરંતુ સાક્ષાત્ કૃષ્ણનું જ રૂપ હતું પરિણામે રાણાએ મીરાંબાઇને મારવા માટે કેટકેટલી યુક્તિઓ કરી હતી છતાં કૃષ્ણે તેને બચાવી લીધી. "ઝેરનો પ્યાલો અમૃત બની ગયો, કરંડિયામાં રાખેલો નાગ હાર બની ગયો, રાણો તલવાર લઇને મીરાંને મારવા જાય છે ત્યારે અનેક રૂપે મીરા દેખાવા લાગી વગેરે પ્રસંગોએ મીરાંને બચાવનાર કૃષ્ણ જ હતા. એટલે એને મન કૃષ્ણની જડમૂર્તિ ન હતી એ મૂર્તિ પર એમને કેટલી અદ્ભુત અને અખૂટ શ્રદ્ધા હતી.

શિષ્યોનો આદર્શ-શ્રદ્ધામૂર્તિ એકલવ્ય, જ્યારે ધનુર્વિદ્યા શીખવા માટે દ્રોણગુરુ પાસે જાય છે. ત્યારે દ્રોણગુરૂ જણાવે છે "હું તો ફક્ત ક્ષત્રિય રાજકુમારોને જ ધનુર્વિદ્યા શીખવાડું છું શુદ્રને નહિ "ત્યારે એકલવ્ય નમ્રતાથી ગુરુને વંદન કરી જંગલમાં ચાલ્યો ગયો તેણે દ્રોણગુરુને શ્રદ્ધાથી પોતાના ગુરુ ગણી લીધા. તુરતજ તેણે દ્રોણગુરુની માટીની મૂર્તિ બનાવી. તેમાં પોતાની અખૂટ અને દૃઢ શ્રદ્ધા રેડી. પરિણામે એકલવ્યને મન એ જડ મૂર્તિ રહી નહિ. પરંતુ સાક્ષાત્ દ્રોણગુરુ રૂપે હતી. તેથીજ ગુરુદ્રોણ પાસેથી એ રીતે ધનુર્વિદ્યા પ્રાપ્ત કરીને, ધનુર્વિદ્યામાં અર્જુન કરતાં પણ તે શ્રેષ્ઠ બાણાવળી બન્યો. શ્રદ્ધાના બળે ગુરુ પાસેથી ધનુર્વિદ્યા પ્રાપ્ત કરી.

પાંડવોમાં અર્જુનનો નિયમ હતોકે શંકરની પૂજા કર્યા બાદ જમતું. ગમે ત્યાં જાય પરંતુ શિવલિંગની પૂજા કર્યા પછીજ જમાય.

એટલે એને મન શિવલિંગ જડ ન હતું પણ સાક્ષાત્ શિવરૂપે જ હતું. એક વખત તેમણે અજ્ઞાત વેશમાં ફરતા ફરતા એક સુરમ્ય સ્થાનમાં નિવાસ કર્યો. જમવાના સમયને થોડીવાર હતી. ભીમને બહુ ભૂખ લાગી હતી. પરંતુ અર્જુન શિવની પૂજા ન કરી લે ત્યાં સુધી કોઈથી જમી શકાય નહિ એવો ધર્મરાજ યુધિષ્ઠિરનો આદેશ હતો. શિવલિંગ એ સ્થાનથી દૂર હતું ભીમે વિચાર કર્યો "અર્જુન વેવલો છે. એટલે ત્યાં જાય અને આવે વળી પૂજા કરી લે ત્યાં સુધી મારાથી ભૂખે મરાય તેમ નથી." આથી તેણે એક યુક્તિ કરી, ગામમાંથી કુંભારને ત્યાંથી માટીનો નાનો કુંડો લઈ આવ્યો એને ઊંધો વાળીએ એટલે નાના શિવલિંગ જેવો દેખાવ આવે છે. એ લઈને બાજુમાં જ નદી કિનારે વડના વૃક્ષ નીચે ભીમ તેને શિવલિંગના રૂપે ગોઠવીને, તેના ઉપર સારી રીતે ફૂલો શણગારીને આવતો રહ્યો, આવીને અર્જુનને ભીમ કહેવા લાગ્યો; "અર્જુન, હું હમણાં નદી કિનારે ગયો હતો. ત્યાં એવું સરસ શિવલિંગ જોયું વળી તે વડના વૃક્ષ નીચે!" એ રીતે શિવલિંગની ખૂબ જ પ્રશંસા કરી ચાલ, તને હું બતાવું. તું ત્યા પૂજા કરી આવ. અર્જુન તો એ પ્રશંસા સાંભળીને ખુશ થઈ ગયો. એટલે પૂજાવિધિ કરવા ચાલી નીકળ્યો. એ તો શિવરૂપે શ્રદ્ધાથી એની પૂજા કરવા લાગ્યો. બીજી બાજુ ભીમ એકલો મનમાં હસવા લાગ્યો "અર્જુન જેવો વેવલો કોઈ નથી. એની આજે ખરી ખાત્રી થઈ મારે હાથે જ માટીનો કુંડો રાખ્યો છે છતાં આ વેવલો એની પૂજા કરે છે. હવે એ પૂજા કરી લે ત્યારે વાત. "અર્જુને ભાવ, પ્રેમ અને શ્રદ્ધાથી પૂજા કરી લીધી. ત્યારે ભીમને કહ્યું "ચાલો ભાઈ." ભીમે હસીને કહ્યું "અર્જુન, તારા જેવો મેં કોઈ વેવલો જોયો નથી. તેં કોની પૂજા કરી?" અર્જુને કહ્યું, કેમ? મેં તો શંકર ભગવાનની પૂજા કરી." ભીમે કહ્યું, "શું ધૂળ શંકર ભગવાનની પૂજા કરી! એ માટીનો કૂંડો છે. એમાં ક્યાં તારા શંકર ભગવાન આવી ગયા!" અર્જુને કહ્યું; "ના, ભાઈ, એ શિવ-

છે કુરડો નથી દેવની મશ્કરી કદી ન કરીએ." ભીમને પોતાને તો ખાત્રી હતી કે કુરડો જ છે. "નાસ્તિકને મન જડ છે, આસ્તિકને મન ચેતન છે–સાક્ષાત્ છે." ભીમે કહ્યું, "તો તારે ખાત્રી કરવી હોય તો હું મારી આ ગદા તારા શિવલિંગ ઉપર મારૂં છું, કુરડો હશે તો કાચલાં ઊડી જશે–ભાંગી પડશે અને તારા ખરા શંકર હશે તો લોહીની ધારાઓ છૂટશે." અર્જુને કહ્યું, "ના, ભાઈ શિવલિંગ ઉપર ગદા ન મરાય," ત્યાં તો ભીમે ગદા ફટકારી એથી શિવલિંગમાંથી લોહીની ધારાઓ ફુવારાની પેઠે છૂટીને ભીમના શરીર ઉપર પણ ઊડી, આથી ભીમે અર્જુનની માફી માગી ત્યારથી ભીમે અર્જુનની શિવ–પૂજા અંગે કોઈ દિવસ મશ્કરી કરવાનું છોડી દીધું. આ રીતે અર્જુનની અપૂર્વ અને દૃઢશ્રદ્ધાએ એ જડ શિવલિંગ, સાક્ષાત્ શંકર ભગવાન રૂપે જ હતું

વળી બાલભક્ત નામદેવનો દાખલો પણ જાણીતો છે. તેમના પિતાને કાર્ય અંગે બહારગામ જવાનું થતાં તેમણે નામદેવને કહ્યું. "બેટા નામદેવ, જો તું ભગવાન વિઠોબાને દૂધ પિવડાવીને પછી જમજે." તેને તો વિઠોબાની પૂજા કરવાનો માંડ મોકો મળ્યો હતો, જેથી ખૂબજ ખુશ થઈગયો.પિતાના વચનમાં એને શ્રદ્ધા હતી કે વિઠોબાને દૂધ પિવડાવ્યા પછી જ જમાય. આથી નામદેવ તો સવારમાં વહેલો ઊઠીને પ્રેમથી વિઠોબાની પૂજાકરવા લાગ્યો. ભોગ ધરવાનો સમય થયો ત્યારે દૂધથી ભરેલો વાટકો–પ્યાલો વિઠોબા આગળ ધર્યો. થોડીવાર થઈ ત્યાં તો બાલક નામદેવે જોયું કે વિઠોબા દૂધ પી ગયા છે કે નહિ. પરંતુ દૂધ તો હજુ એમ જ પડ્યું હતું. એને તો દૃઢ શ્રદ્ધા હતી કે વિઠોબા દૂધ પી જશે. વળી એને બાલ સ્વભાવ મુજબ વિચાર કર્યો કે દરરોજ મારા પિતા દૂધ પિવડાવે છે. અને આજે હું પિવડાવું છું એટલે કદાચ વિઠોબા દૂધ નહીં પીતા હોય. આથી તેણે વિઠોબાને કહ્યું "તમે દૂધ પી જાઓ, મારા પિતાશ્રી બહારગામ ગયા છે. એટલે તેઓ

મને કહેતા ગયા છે. એટલે એમની વતી હું દૂધ પિવડાવવા આવ્યો છું માટે તમો આજે ખુશીથી પી જાઓ, કાલે તો મારા પિતાશ્રી આવી જશે." એમ ખૂબ વિનંતી, કરી છતાં વિઠોબાએ દૂધ ન પીધુ. આથી બાળક નામદેવ ગુસ્સામાં આવી ગયો. અને હાથમાં કટાર લઈને વિઠોબાને કહ્યું "જો તમે નહિ પીઓ તો હું આ કટાર ખાઈને મરી જઈશ. એમ કહી તેણે તો શુદ્ધ ભાવે, કટાર છાતીમાં લગાવવા ઊંચી કરી, ત્યાં એનો કટાર પકડેલો હાથ-વિઠોબા-એ પકડી લીધો અને વિઠોબા દૂધનો પ્યાલો હસતાં હસતાં પી ગયા. આથી ખુશ થઈ બાળક નામદેવ કહેવા લાગ્યો., "કેમ, નો'તું પીવું ને! આ રીતે બાળક નામદેવના દૃઢ સંકલ્પ અને શ્રદ્ધાના બળે નામદેવે, વિઠોબાને દૂધ પિવડાવ્યું.

એવો દાખલો બાલભક્ત પ્રહ્લાદનો છે—એમને ભગવાન રામ ઉપર અખૂટ શ્રદ્ધા હતી. રામના શત્રુ હિરણ્યકશ્યપુ—પ્રહ્લાદના પિતાએ એને રામનામ છોડાવવા માટે પ્રહ્લાદ ઉપર કેટકેટલા જુલ્મો ગુજાર્યા હતા. પર્વત પરથી ફેંકાવ્યો, સાપના ગડા પાસે મૂકાવ્યો, હાથીને પગે ચગદાવ્યો, દરિયાના પાણીમાં ડૂબાવ્યો, હોલિકાના ખોળામાં બેસાડી સળગાવી નાખવા પ્રયત્ન કર્યો છતાં પ્રહ્લાદની શ્રદ્ધા ડગી નહિ. પરંતુ વધતી ગઇ. છેવટે તેના પિતાએ લોહસ્તંભને ખૂબ લાલચટક જેવો તપાવીને કહ્યું કે તારો રામ આ સ્તંભમાં હોય તો આ સ્તંભને બાથ ભીડ, બાલભક્ત પ્રહ્લાદને તો બધે રામ હતા. જેથી રામનું નામ લઈ, પ્રહ્લાદ તો એ સ્તંભને, ભેટયો કે તુરત રામ ભગવાને નૃસિંહ અવતાર ધારણ કરીને હિરણ્યકશ્યપુનો વધ, કરી ભક્ત પ્રહ્લાદને ઊગાર્યો.

સૌરાષ્ટ્રની ભૂમિ, સંત-શૂરા-સતી, ચારણોની તેમજ તીર્થોની-ભૂમિ છે સૌરાષ્ટ્રમા કોઈપણ ગામ એવું નહિ હોય કે જેમાં એક

પણ નાનું અગર-મોટું મંદિર નહિ હોય ! દરેક ગામમાં જે દેવનું મંદિર હશે ત્યાં માણસો શ્રદ્ધાથી તેમનાં દર્શન કરવા જાય છે. એ મૂર્તિ આગળ પોતાના પાપોનું પ્રાયશ્ચિત કરે છે, સદાચાર કેળવે છે, પવિત્ર આચાર વિચાર રાખે છે. બાધા-માનતાઓ-વ્રતો લે છે. અને પોતપોતાની મનોકામના પૂર્ણ થયે શ્રદ્ધાથી માનતાઓ કરે છે.

આ ઉપરથી ખ્યાલ આવે છે કે માનવીના દિલમાં ભાવ-પૂર્વકની શ્રદ્ધા હોય છે તો તેનું ફળ મળે છે. એવી જ રીતે આ મંદિરો ઉપર ગામ તથા પરગામ-દેશ-વિદેશનાં માણસોને ખૂબ જ શ્રદ્ધા છે. જેથી દૂર સુદૂરથી આવીને જ્ઞાનકુંડમાં નાહી, શારીરિક અને માનસિક થાક ઉતારીને પવિત્ર વાતાવરણમાં પ્રવેશે છે. ત્યારં બાદ શ્રદ્ધાપૂર્વક આ મંદિરોનાં દર્શન કરી ગુણગાન ગાય છે.



---

(૧૧). જેમ કાચબો પોતાનાં સર્વ અંગોને સમેટી લે છે તેમ મનુષ્ય જ્યારે ઇન્દ્રિયોને વિષયમાંથી ખેંચી લે છે, ત્યારેજ મનુષ્યની બુદ્ધિ સ્થિર થાય છે.

(૧૨). સુખ હો યા દુઃખ,શુભ હો યા અશુભ, પરંતુ જે કાંઇ આવી પડે તે હારી ગયા વિના દૃઢ ચિત્તથી સેવવું.

(૧૩). કોઇ પ્રાણીથી જે ભય પામતો નથી અને જેનાથી કોઇને ભય થતો નથી તે ઉત્તમ પુરુષ, યથાર્થ જ્ઞાની છે.

આજે તો નવી-ઊગતી પ્રજાનો મોટો ભાગ ધર્મથી વિમુખ બનતો જાય છે.-નાસ્તિક બનતો જાય છે. પરિણામે ચારિત્ર્યભ્રષ્ટ પણ બનતો જાય છે. ધર્મનો સંયમરૂપી અંકુશ દૂર થતાં નૈતિક અધઃપતન થયું, આજની પ્રજાનો મોટો ભાગ ધર્મ એટલે શું? ધર્મની સાચી વ્યાખ્યા પણ સમજતો નથી તો પછી ધર્મ અભિમુખ શી રીતે બને? આજે તો થિયેટરોએ મંદિરોનું સ્થાન લઇ લીધું છે, અભિનેતાઓ અને અભિનેત્રીઓને દેવ-દેવીઓ રૂપે વંદના કરે છે. અને મંદિરની માફક સિનેમાનાં દર્શને જાય છે. અભિનેતા અને અભિનેત્રીઓનાં ગુણગાન ગાય છે. પરિણામે અવળે રાહે દોરાઇને નૈતિક અધઃપતનને પંથે વિનાશ નોતરે છે. ધર્મનું સાચું જ્ઞાન નહીં હોવાથી ધર્મની નિંદા કરે છે,-ધર્મનાં કેન્દ્ર સમાં મંદિરોની ઉપેક્ષા કરે છે.

આજના પૂજારીઓએ સાચા ધર્મગુરુઓ તરીકેની લાયકાત કેળવી પ્રજાને ધાર્મિક શિક્ષણનું પાન કરાવી-ધાર્મિક ભાવના જાગૃત કરીને-એવું સાહિત્ય પીરસીને આસ્તિક બનાવવા મહેનત કરવી જરૂરી છે. અને સમાજે પણ સાચા આસ્તિક બનીને સમજવું જોઇએ કે ચારિત્ર્ય વિશુદ્ધ બનાવવું હોય અને નૈતિક ધોરણ ઊંચે લાવવું હોય તો સાચા ધર્મને અપનાવ્યા વગર લઇ શકાશે નહિ. જ્યારથી પ્રજામાં ધાર્મિક ભાવ ઓછો થતો ગયો ત્યારથી ખતરનાક પરિણામ આવ્યાં છે. દુરાચાર, લાંચરુશ્વત, કાળાંબજાર, અપ્રમાણિકપણું, ખુન-ખરાબા, સમાજનું ભિન્નભિન્ન રીતે શોષણ, ચારિત્ર્યભ્રષ્ટતા વગેરે આપણને જોવા મળે છે. એનું મુખ્ય કારણ આપણા દિલમાંથી ધાર્મિક ભાવના ઘટી ગઇ કે ધાર્મિક શિક્ષણ લેવાની બેદરકારીથી મંદિરો પ્રત્યે ઉપેક્ષા જન્મી છે. પરિણામે ચારિત્ર્ય ઉન્નત પંથે ચડવાને બદલે અધઃપતનને માર્ગે દોરાયું છે. ★

# મૂળદ્વારકા ગામની વસ્તી-મહેર લોકોના રીત રિવાજો

આજથી પાંચ હજાર વર્ષ પહેલાં ભગવાન કૃષ્ણે અહીં મૂળ-દ્વારકા નગરીની રચના કરાવી હતી અને દ્વારકામાં રાજધાની તરીકે દ્વારકા નગરીની રચના કરાવી હતી શ્રીકૃષ્ણના સમયમાં અહીંનું કુદરતી સૌંદર્ય અદ્ભુત હતું. પરિણામે જ કૃષ્ણના મનને ગમવાથી તેમણે દ્વારકા જતાં અહીં વિશ્રાંતિ લીધી હતી. ત્યારબાદ ભૌગોલિક પરિવર્તનને લઇને મૂળદ્વારકા નગરી કાળના ગર્ભમાં અદ્રશ્ય થઇ ગઇ હતી. ત્યારબાદ જ્યારે ફરી અહીં ગામ વસ્યું ત્યારે કૃષ્ણે અહીં વિશ્રાંતિ લીધી હતી એ ઉપરથી ગામનું નામ 'વિશ્રાંતિપુર' રાખવામાં આવ્યું હતું. લોકકથા કહે છે કે ત્યારે ગામ નાનું હતું અને દરિયા કિનારો નજીક હોવાથી ચાંચિયા લોકો અવારનવાર મોટી સંખ્યામાં આવી ગામને લૂંટી જતા અને ત્રાસ વર્તાવી જતા એટલે એ વખતે ગામ ઉજ્જડ બની ગયું અને ફરી વસ્યું ત્યારે આ ગામ 'વિસલપુર' તરીકે ઓળખાતું. સંવત ૧૨૬૨માં પણ વિસલપુર તરીકે ઓળખાતું. સંવત ૧૨૬૨મા અહીં પ્રખ્યાત વિંઝાત નામના પ્રભુના પરમ ભક્ત થઇ ગયા છે. એમની વિગત આગળના પ્રકરણમાં આપવામાં આવી છે. જ્યારે કૃષ્ણે તેમને દર્શન દીધાં એ વિગત એક પ્રભાતિયામાં આવે છે. ત્યારે આ ગામનું નામ 'વિસલપર' આપવામાં આવ્યું છે. " વિંઝાત તારે 'વિસલપર' આવું ને બોલ દઉં સાચા." ત્યાર-પછી આ ગામનું નામ વિસાવાડા તરીકે ઓળખાય છે. એટલે ભારતભરમાં તીર્થભૂમિ તરીકે 'મૂળદ્વારકા' નામે પ્રસિદ્ધ છે. બર્ડામાં તેમજ ભૌગોલિક રીતે 'વિસાવાડા' નામે ઓળખાય છે. આ ગામ બર્ડા પર્વતની પાસે આવેલું હોવાથી આ બાજુનો પ્રદેશ 'બર્ડા પ્રદેશ' તરીકે ઓળખાય છે. આ ગામની વસ્તી આશરે અઢી હજા-

# મંદિરો અને ધાર્મિક શિક્ષણ

આપણો ભારત દેશ જેમ ખેતી પ્રધાન છે. તેમ ધર્મ પ્રધાન પણ છે. હિંદુધર્મ અને હિંદુ સંસ્કૃતિના ઉદ્દેશો એટલા બધા ઉન્નત, ઉદાર ભવ્ય, સરલ, કલ્યાણ-જનક અને સહિષ્ણુતાભર્યા છે કે દુનિયાના બીજા કોઈ ધર્મમાં એવા જોવા મળતા નથી. પરિણામે દુનિયાની અન્ય સંસ્કૃતિઓ આથમી ગઈ-નામનિશાન રહ્યાં નથી ત્યારે હિંદુ સંસ્કૃતિ-ભારતીય સંસ્કૃતિ-આર્ય સંસ્કૃતિ-પોતાની એવીજ અદાથી અમર બની છે.

ભારતીય સંસ્કૃતિમાં મંદિરોનો ફાળો પણ નાનો સુનો નથી. મંદિરોએ પ્રજા જીવનને ધર્માભિમુખ બનાવી પ્રેરણાનાં પાન પાયાં છે. અનેક મંદિરોએ ધાર્મિક શિક્ષણ દ્વારા સમાજને સદ્‌માર્ગે દોર્યો છે. મંદિરોએ પવિત્ર વાતારણ સર્જવામાં મુખ્ય ભાગ ભજવ્યો છે. થાકેલો, જીવનથી કંટાળેલો, દુનિયાની સ્વાર્થબાજીથી નિરાશ થયેલો સંસારની માયાવી જાળથી ફસાયેલો માનવી જ્યારે મંદિરના વાતાવરણમાં આવતો ત્યારે શાન્તિ મેળવી સંતોષ અનુભવતો. ધાર્મિક શિક્ષણનો પ્રચાર મંદિરો મારફત ખૂબ જ થતો. એટલે પૂજારીઓ ધર્મગુરુઓનું કાર્ય પણ કરતા. મંદિરોમાં રામાયણ, મહાભારત, ભાગવત, ગીતા, ઉપનિષદો વગેરેનું વાચન કરીને સમાજને ઉપદેશો આપીને સદાચારને પંથે દોરતા. તીર્થધામોમાં આ રીતે ધાર્મિક સત્સંગ ચાલુ રહેતો. અનેક સંતો-ભક્તો-વિદ્વાનો-મહાત્માઓ-સંન્યાસીઓ વગેરે વારંવાર મંદિરોનાં દર્શને આવીને તેઓ પણ સત્સંગમાં ઉપદેશો આપ્યા કરતા. એટલે સત્સંગો અને ઉપદેશો દ્વારા ધાર્મિક ભાવના ખીલવી

પ્રજાજીવનનું તેઓ ચારિત્ર્ય ઘડતર કરતા. તેથી મંદિરો ભારતીય સંસ્કૃતિનાં પ્રતીકો ગણાતાં. દુરાચારી માણસ પણ જ્યારે મંદિરોમાં પગ મૂકતો ત્યારે ત્યાંના પવિત્ર વાતાવરણથી સદાચારી બની જતો. અનેક મહાપુરુષોના ઉપદેશો ગ્રહણ કરીને ભાવિક માનવી ભક્તિના પંથે પ્રયાણ કરતો. આ રીતે મંદિરો ધર્મનાં અંગ ગણાતાં હતાં

રાજા મહારાજાઓ શેઠ-શાહુકારો, મંદિરોના નિભાવ અર્થે આર્થિક સહાયતા પૂરી પાડતા. ઘણા રાજાઓને એવા નિયમો હતા કે મંદિરોનાં દર્શન કર્યા પછીજ પોતાના નિત્યના કાર્યમાં જોડાતા. મંદિરો બંધાવવા પાછળ લાખો અને કરોડો રૂપિયા ઉદાર હાથે વાપરતા. અને અત્યારે પણ વપરાય છે. ગિરનાર શેત્રુંજા તથા અન્ય તીર્થસ્થાનોમાં જોવાથી સહેજે ખ્યાલ આવી જાય છે કે મંદિરો પ્રત્યે લોકોને કેટલી ઉમદા લાગણી અને શ્રદ્ધા હતી મંદિરોએ પ્રજા જીવનમાં ધાર્મિક ભાવના જાગૃત કરી ન હોત અગર કશો લાભ ન કર્યો હોત તો, લોકો મંદિરો પાછળ આટલો પૈસો શા માટે વાપરત ? મૂર્તિઓને જોવાથી જ માનવીના દિલમાં ધાર્મિક ભાવના પ્રગટે છે સદ્‌વિચારો જન્મે છે, સદ્‌પ્રેરણા મળે છે, જીવન પવિત્ર બનાવવાની વૃત્તિ વિકસે છે. અને જ્ઞાન મળે છે. બુદ્ધ-મહાવીરની જીવનકથા મૂર્તિઓ દ્વારા આલેખાયેલી છે. એને જોવાથી બુદ્ધનું આખું જીવન દર્શકોના મન ઉપર ખડું થઇ જાય છે.

દાનવીરોએ મંદિરો બંધાવ્યાં પરિણામે પ્રજામાં ધાર્મિક ભાવના વધુ વિસ્તૃત રીતે વિકસી. મંદિરોના રક્ષણાર્થે કેટલાય મોંઘાં બલિદાનો અપાયાં છે સોરઠનો જ દાખલો લઇએ તો સોમનાથ પર મહમદગર્જનીએ ચડાઇઓ કરી ત્યારે કેટલાય રાજા મહારાજાઓએ, શૂરવીરોએ પોતાનાં બલિદાનો આપીને મંદિરોની રક્ષા કરી હતી

ની-છે, જેમાં મહેર, રબારી, ચારણ, લોહાણા, સુથાર, લુહાર, સોની, પ્રજાપતી, વાણંદ, હરિજન અને હજામ વગેરે જાતિના લોકો વસે છે. મોટા ભાગની વસ્તી મહેર જાતિની છે ક્ષત્રિય-રજપુત કોમની એ શાખા છે. મહેર કોમનો વંશ તેમજ ઇતિહાસ-એમની જાતિના આગેવાન અને જ્ઞાતિ ઉદ્ધારક શ્રીમાલદેવભાઇ રાણા કેશવાલાએ લખ્યો છે. [ મહેર જ્વાંમર્દ ભાગ ૧થી૫ તથા બીજા પુસ્તકો લખ્યાં છે. એટલે મહેર વંશ તથા મહેર જાતિની સંસ્કૃતિ જાણવી હોય તેણે એ પુસ્તકો વાંચવા જરૂરી છે ] મહેર જાતિનો ભૂતકાળનો ઇતિહાસ ભવ્ય અને ઉજ્જવલ છે આ કોમની અંદર અનેક શૂરાઓ, સતો અને સતીઓ-થઈ ગયેલ છે. અનેક શૂરવીરોએ ધર્મની રક્ષા ખાતર સ્વધર્મ પાલન અર્થે દુશ્મનો સામે પ્રાણની બાજી ખેલી છે.

મહેરના કોઇ યુવાન પુરુષને જુઓ તો માથાપર આંટિયાળી-પાઘડી, પગમાં સુરવાલ(ચોરણો), શરીર પર કેડિયું(આંગડી), હાથમાં કુહાડી અગર લાકડી, ખંભેખેસ, કાનમાં સિસોરિયાં તથા છાપવાં અને ગળે ચકુડીવાળી સોનાની માળા પહેરેલી હોય છે. એ અડીખમ અને સશક્ત બાંધાનો યુવાન ભારતની કોઇપણ કોમમાં અનેરી ભાત પાડે તેવો દેખાય છે. એનો વીરતાભર્યો ચહેરો, મર્દાઇની ખુમારી-ભરેલી આંખો, ભોળપણ, ઉદારતા અને નિંકપટભાવ ભરેલ દિલ, કર્કશ-તોછડી છતાં નિર્દોષ અને સ્નેહાળ વાણી અને હિંમતબાજ તેમજ નીડર છાતી એ સ્પષ્ટ તરી નીકળશે

પોરબંદરના શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતાએ આ કોમની નીડરતા, સાહસિકતા અને નિખાલસતા જોઇને મહેરના હજાર કરતા પણ વધારે ભાઇઓને આફ્રિકા લઇ ગયેલ છે. ત્યાં તેઓ સુખી છે.

મહેર કોમની બહેનો પણ વીરાંગના જેવી સશક્ત બાંધાની, મોટીમોટી જુસ્સાભરી તીક્ષ્ણ આંખો, કુદરતી સ્વરૂપવંતી, ધર્મ-

પુરાયણ અને પુરુષોને ખેતીના કાર્યમાં સહકાર દેનારી સન્નારી, આર્ય-
લલનાઓમાં જુદીજ તરી આવે છે. બીજી જાતિઓમાં કેટલીક સ્ત્રીઓ
પોતાના સ્વરૂપને કૃત્રિમ સાધનો વડે સુંદર બનાવવા પ્રયત્ન કરતી હોય છે.
સિનેમાના અનુકરણને લઈને કેટલીક સ્ત્રીઓ પોતાના કુદરતી સૌંદર્યને
તેમજ પૈસાની બરબાદી કરે છે દા.ત. સ્નો, પાવડર વગેરે ચહેરા
ઉપર લગાડવાથી થોડો સમય સુંદર બનવાની હરિફાઈ કરે છે. પરંતુ
એને લઈને ચામડી પરનાં રજકણો પૂરાય જતાં મૂળ ચામડીનું તેજ
વિકસવું જોઈએ, ખીલવું જોઈએ એ ખીલતું નથી. એટલે કૃત્રિમ
સાધનોએ ખરી રીતે તો એના કુદરતી સૌંદર્યને નુકસાન પહોંચાડ્યું
છે. એટલે જ્યારે દરરોજ એ ચામડી ઉપર લગાડે અને એક દિવસ
ન લગાડે તો એ ચામડી કેવી ખરાબ લાગે છે! એ એની તુરતજ
પરીક્ષા છે. એટલે માબાપના પૈસા બરબાદ કરનારી કન્યાઓએ ફિલ્મ-
નું અનુકરણ છોડીને પોતાના કુદરતી સૌંદર્યને વિકસવા દેવું. જેથી
સ્વરૂપનાં કિરણો આપમેળે પોતાના ચહેરા ઉપરથી પ્રકાશિત થશે.
કોઈ બહેનોને કુદરતી સૌંદર્યવંતી સન્નારીને આના ઉદાહરણ રૂપે
જોવી હોય તો અમારા ગામમાં રહેતી બહેનોને જોવી સ્નો, પાવડર
વગેરે લગાવનારી-ફિલ્મનું અનુકરણ કરનારી સ્ત્રીએ પોતાની શક્તિ
હોય તેટલી બધી કૃત્રિમ સાધનોથી ચામડીને શણગારીને મહેર-બહેનો
પાસે સરખામણી કરવા આવવું. એટલે નીચું મોઢું ઘાલીને-તેમના
કુદરતી સ્વરૂપ આગળ પરાજીત બનીને આવવું પડશે. મહેર બહેનોનો
પોશાક-કન્યા યુવાવસ્થામાં પ્રવેશ કરે ( પિયરમાં રહે ) ત્યારે કાપડું
અને ઘાસિયું પહેરે છે અને સાસરે જાય છે ત્યારે ઘાસિયાને બદલે
ઢાળવો પહેરીને જાય છે. ઘાંસિયું (ચણિયા ઘાઘરાને બદલે) સફેદ રંગનું
હોય છે અને ઢાળવો લાલ રંગનો હોય છે મહેર બહેનોમાં 'વહુ' છે-
કે 'દીકરી' એની ઓળખાણ ફક્ત આ ઘાસિયું કે ઢાળવા ઉપરથીજ
થઈ જાય છે. આ રૂઢિનું પાલન, યુવાન, પ્રૌઢા કે વૃદ્ધ દરેક મહેર
સ્ત્રીઓને કરવું પડે છે. તેઓ ઘરેણાંમાં, નાની ઉંમરની છોકરીઓ

ગળામાં સોનાની અગર ચાંદીની હાંસડી, દુલર અને સાંકડી પહેરે છે. કાનમાં ઝુમક તથા મોતીની વાળિયું, માથામાં સેંથાનાં સીંદુર નાખી સોનાની ડોઢી બાંધે છે. મોટી સ્ત્રીઓ નાકમાં સોનાની નથ, ગળામાં સોનાની કાનસમાળા, કાંઠલી, ઝુમણાં, પોપટ હાર, છડા પહેરે છે. કાનમાં સિસોરિયાં-વેઢલા, પાંદડી વગેરે પહેરે છે, હાથમાં રૂપાની ચુડ તથા કડિયા અને સરલિયાં પહેરે છે, પગમાં રૂપાની કાંબી અને કડલાં પહેરે છે જ્યારે મેળામાં ટોળાબંધ મેરાણીઓ ચાલીને અહીં મંદિરે આવે છે ત્યારે એમનાં પગોમાંથી મધુર સંગીત રેલાતું હોય છે અને આસપાસના વાતાવરણમાં એના પડઘા ગુંજે છે.

મહેર બહેનો પોતાના પિતા-ભાઇ કે પતિને એનીના ધંધામાં પુરેપૂરો સહકાર આપે છે. ટાઢ, તડકો કે વરસાદની પરવાહ કર્યા વગર એનારે જાય છે. અને ખેતરમાં કામ કરે છે. કૂવાપર કોશ હાંકે છે, ખેતરમાં ગાડું હાંકે છે, વાઢ કરે છે, અનાજ મસળાની વખતે બળદનું હાલરું હાંકે છે, આ ઉપરથી ખ્યાલ આવી જાય છે મેરાણીઓ એનીનું કાર્ય, પુરુષોની સાથે કરે છે. જેથી જ ખડતલ અને સશક્ત બાંધાની હોય છે. હિંમતવાન, સંયમી, પવિત્ર આચરણવાળી, ઉદાર દિલની, ધર્મપરાયણ, અતિથિનો આદર કરનારી, નમ્રતાશીલ, વિરાંગના અને જરૂર પડે તો હથિયાર પણ ધારણ કરનારી મેરાણી રજપૂત કોમમાં જુદી તરી આવે છે.

સૌથી વિશિષ્ટતા તો એ છે કે ઘૂંઘટ-પડદાનો રિવાજ મેરાણીઓમાં નથી. છતાં વડીલોની મર્યાદા જાળવવામાં-ઘૂંઘટ કાઢનારી કેટલીક સ્ત્રીઓ ઠરતાં ચડિયાતી છે. ઘૂંઘટ-પડદાનો તેમજ બાળલગ્નની પ્રથા, મુસલમાન યુગથી શરૂ થયેલ છે. એ વખતે એ દુરાચારી દુષ્ટો પોતાના રાજ્યમાં સ્વરૂપવાન સ્ત્રીઓને જોઇને કુદૃષ્ટિ કરતા. પરિણામે રજપૂતો વારંવાર મુસલમાન સામે લડાઇઓ કરતા. આથી

કન્યાઓનાં માબાપને ઘણી જ ચિંતા રહેતી, આવીરીતે બાળલગ્નની પ્રથા શરૂ થઇ. એ દુષ્ટો સ્રીઓનાં મુખ જોઇ શકે નહિ એટલા માટે ઘૂંઘટનો રિવાજ શરૂ થયો. અત્યારે હવે એ જમાનો રહ્યો નથી. જેથી ભારતની લલનાઓએ મર્યાદાનું બરાબર પાલન કરીને ઘૂંઘટની પ્રથાને તિલાંજલિ આપવી જોઇએ. વડીલોએ એ માટે સહકાર આપવો જોઇએ. ઘૂંઘટનો કુરિવાજ સ્રીઓના વિકાસને અવરોધે છે, પ્રાચીન સમયમાં ઘૂંઘટની પ્રથા ન હતી. રાજવંશી સ્રીઓ ન્યાય સભામાં બેસતી અને ન્યાય પણ આપતી. સંસ્કારી માબાપોએ તથા વડીલભાઇઓએ પોતાની પુત્રવધૂઓ તથા ભ્રાતૃવધૂને પુત્રી સમ માનીને ઘૂંઘટની પ્રથા છોડાવવી જોઇએ.

મહેર કોમમાં નીચેના બનાવ ઉપરથી ઘૂંઘટનો કુરિવાજ દૂર થઇ ગયો. એક વખત મહેર કોમની દીકરી તથા પુત્રવધૂ બને પાણી ભરવા ગઇ હતી. એમનો આવક જાવકનો રસ્તો ચોગ પાસે થઇને નીકળતો. આથી એ દીકરી તથા પુત્રવધૂ પાણી ભરીને ચોરા પાસેથી નીકળી, દીકરીએ ઘૂંઘટ નો'તો કાઢયો જેથી શરમને લઇને નીચું જોઇ ચાલી આવી. પુત્રવધૂને ઘૂંઘટમાંથી જોવાની સગવડતા હતી. એથી ચોરામાં કોણુ કોણ બેઠું છે એ જોઇ લીધું હતું. ઘેર આવી ત્યારે દીકરીને એની માએ પૂછયું. "તારો બાપ, ચોરે હતા કે નહિ ? દીકરીએ કહ્યું. મેં જોયું નથી એટલે મને ખ્યાલ નથી. તુરત જ વચ્ચેથી પુત્રવધૂ બોલી ઊઠી કે હા, ફુઇ (સાસુ), મારા સસરા (મામા) ચોરે બેઠા હતા અને 'ફલાણા'ની સાથે વાતો કરતા હતા. દીકરીએ ઘૂંઘંટ નો'તો તાણ્યો છતાં મર્યાદા જાળવી, જ્યારે પુત્રવધૂએ ઘૂંઘટ તાણ્યો હતો છતાં મર્યાદા જાળવી નહિ. આ પ્રસંગ ઉપરથી મહેર કોમમાં પડદાનો કુરિવાજ દૂર થયો. ત્યારથી આજ-સુધી મહેર કોમની સ્રીઓ ઘૂંઘટ તાણતી નથી. ઘૂંઘટ એ કુરિવાજ છે. અને સ્રીઓના વિકાસ આડે આવે છે. માટે હિંદુ સમાજની

બહેનોએ ઘુંઘટને દૂર કરી દેવો. શરૂઆતમાં કોઇ કુદૃષ્ટિ કરે તો સ્ત્રીઓએ પગનું ચંપલ તૈયાર રાખવું. જેથી ગાલ ઉપર પ્રસાદ ચખાડવામાં મદદ રૂપ બને.

મહેર કોમ ૯૦ ટકા ખેતીનો ધંધો કરે છે, કેળવણીનું પ્રમાણ ઓછું છે હવે શ્રી માલદેવભાઇ રાણા કેશવાલાના ખૂબ પ્રયત્નને લઇને કેળવણી લેવાનું શરૂ કરાવ્યું છે. અને છાત્રાલયોની સગવડતા કરાવી આપેલ છે.

આ પ્રદેશના લોકો મહેનતુ, ખંતીલા, ઉદાર, અતિથિઓનુ સન્માન કરનારા, નિખાલસ સ્વભાવના અને હૃદયના ભોળા છે જેથી કેટલાક સ્વાર્થ સાધુઓ જેમતેમ ફોસલાવી પોતાનું મનધાર્યું કાર્ય કઢાવી જાય છે. વળી 'જર, જમીન અને જોરૂ એ ત્રણે કજિયાનાં છોરૂ' એ મુજબ મહેર લોકોમાં એક મોટો દુર્ગુણ છે અંદરો અંદર ખુન–ખરાબા–તકરારો કરવી. જેથી તેમની કમાણીનો મોટો ભાગ કોર્ટ–વકીલોને ચરણે ધરાય છે વળી ધર્મ ખાતર પ્રાણદેનારાઓ છે. આરઝી હકૂમતમાં અહીંના મહેર વીરોએ કુતિયાણાના જંગમાં પ્રશંસનીય કાર્ય કર્યું છે. જેનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આપવામાં આવ્યું છે. મહેર યુવાનોને લશ્કરી તાલીમ આપવામાં આવે તો લશ્કરમાં પણ અનોખી ભાત પાડે તેવા મહેર જવાંમર્દો છે.



(૧૪) આધીન થયેલા શત્રુનો અને હાથમાં આવેલા વીર પુરુષનો નાશ કરવાને શક્તિમાન છતાં પણ તેઓ પર દયા કરે છે, તેજ ખરો વીર પુરુષ કહેવાય છે.

# મૂળદ્વારકા મંદિરોએ પૂરેલા પરચાઓ

અહીં, વસ્તા હરદાસ નામનો પ્રખ્યાત મહેર ભક્ત થઇ ગયો છે. તે પ્રભુનો પ્યારો ભક્ત હતો. એને મૂળદ્વારકાધીશ ઉપર અખૂટ અને અનન્ય શ્રદ્ધા હતી. તે વહેલી સવારે ઊઠીને શૌચાદિ વિધિ પતાવ્યા બાદ જ્ઞાનકુંડમાં નાહી લીધા પછી મૂળદ્વારકાધીશ રણછોડરાયની સામે બેસીને કલાક દોઢકલાક સુધી માળા ફેરવ્યા કરતો. આ એમનું દરરોજનું મન હતું. તે પોલીસ પટલાઇનું પણ કામ કરતો. જેથી એ રીતે તેમણે બે બહારવટિયાઓને પકડાવવામાં રાજ્યને વફાદારી બતાવી હતી. આથી એ પકડાયેલા બહારવટિયાના બીજા બે બહારવટિયા મિત્રો હતા. તેમને ગુસ્સો ચડયો જેથી વસ્તા પટેલને મારી નાખવા માટે ઓડાબાંધ્યા–કાવતરાં ગોઠવ્યાં. 'ઘર ફૂટે ઘર જાય' એ મુજબ અહીંના કોઇ બે માણસો ફૂટી ગયા હતાં, તેમણે કહ્યું કે વસ્તો પટેલ દરરોજ મંદિર માળા કરવા જાય છે. ત્યારે મારી નાખવો હોય તો મોકો છે. વસ્તો પટેલ તો દરરોજના નિયમ-પ્રમાણે જ્ઞાનકુંડમાં નાહીને ભગવાનના મંદિર સામે માળા ફેરવવા બેસી ગયો જ્યારે માળા પૂરી થઇ રહેવા આવી હતી ત્યારે એ ફૂટેલ માણસોના કહેવા પ્રમાણે એ બંને દુશ્મનો આવ્યા એકના હાથમાં બંદૂક હતી. અને બીજાના હાથમાં તલવાર હતી. બંદૂક વ્યર્થ જાય તો વસ્તા પટેલને તલવારથી કાપી નાખવો પણ પૂરો કરીને–મારીને જવું એવો દુશ્મનોનો સ્પષ્ટ અને મક્કમ નિશ્ચય હતો આથી પાછળથી દુશ્મને બંદૂક છોડી એજ ક્ષણે ભક્તની માળા પૂરી થઇ જતાં ભક્તે ભગવાનને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા માથું નમાવ્યું. આથી દુશ્મનને જણાયું કે વસ્તો બંદૂક લાગતાં નીચે પડી ગયો છે. જેથી

તેઓ ભાગી છૂટ્યા. એ દુશ્મનને ક્યાંથી ખબર હોય કે 'મારનાર એ હાથવાળો હતો ત્યારે બચાવનારો હજાર હાથવાળો હતો.' વળી ભગવાનને ખોળે મસ્તક મૂકીને ભક્તિ કરનારનું રક્ષણ કરવું એ ભગવાનનું કાર્ય હોય છે ભક્તની પત રાખવી એ ભગવાનને હાથ હતું. આથી બંદૂકની ગોળી ઉપર થઈને પસાર થઈ ગઈ હતી.

બીજી વખતે એ ખૂટેલ માણસોએ ફરી બહારવટિયાઓને જાણ આપી કે વસ્તો હજુ જીવે છે. આ વખતે જન્માષ્ટમીના મેળા વખતે મારી નાખવાનું કાવતરું ગોઠવ્યું. વસ્તો પટેલ લીલી રેશમી ભેટ બાંધીને મૂળદ્વારકાધીશના મન્દિરમાં માળા કરવા ગયો ત્યારે એ ખૂટેલ માણસોએ ઓળખાવ્યો કે લીલી ભેટ બાંધેલ વસ્તો છે. આથી દુશ્મનો બંદૂક ભરીને-મંદિરના સ્વર્ગદ્વાર (મંદિરનો આવક જાવકનો રસ્તો છે) આગળ રાહ જોઈને બેઠા. એ નીકળે એટલે બંદૂકથી ઉડાડી દેવો. એમ નિશ્ચય કરીને બેઠા. વસ્તો ભક્ત તો પ્રભુને ખોળે માથું મૂકીને દરરોજના નિયમ પ્રમાણે માળા લઈને બેસી ગયો. માળા પૂરી થઈ ત્યારે પોતે બાંધેલી રેશમી ભેટ જોઈને એને શરમ આવી કે આવી ભેટ મને શોભે! ભક્ત તો સાદો હોવો જોઈએ. એ વિચારે આવી ભેટ બાંધવામાં એને શરમ આવી, જેથી કોઈ દેખે નહિ. એટલે એ કેડિયા (આંગડી) નીચે વીંટી દીધી. ત્યાં તો જન્માષ્ટમીના મેળાનો બરખાસ્ત થવાનો સમય થઈ જતાં બધાં લોકો દર્શન કરી કરીને પોતપોતાને ઘેર જતાં રહ્યાં. એની સાથે વસ્તો પટેલ પણ એ દુશ્મન આગળ સ્વર્ગદ્વારથી પસાર થઈ ઘેર જતો રહ્યો. દુશ્મન તો બધાની ભેટ સામે નજર રાખીને બેઠા હતા. લીલી ભેટવાળો કોઈ નીકળ્યો નહિ. બધાં માણસો જતાં રહ્યા ત્યારે તેમણે મંદિરમાં જઈ જોયું તો કોઈ ન હતું આથી વીલે મોઢે તેઓ જતા રહ્યા.

ત્રીજી વખત ગામની નજીક "લાંબીની ખાળી" નામની જગ્યા છે એ જગ્યામાં ત્યારે કટારાની ગીચ ઝાડી હતી. તેમાં ગાયોનું ધણ ગયું હતું. જેથી ખેતરમાં ખાતર નાખવા માટે વસ્તો ભગત ગાડું લઇને ગયો હતો. ત્યારે દુશ્મનોએ ઓડા બાંધ્યા હતા. પરંતુ કુદરતીકૃપાથી વસ્તો પટેલ જે રસ્તેથી ગયો હતો. એ રસ્તેથી પાછો ન આવતાં બીજેજ રસ્તેથી ગામમાં જતો રહ્યો. આવી રીતે દુશ્મનો કેટલોય સમય બેઠા રહ્યા. છેલ્લે નિરાશ થઇને ચાલ્યા ગયા. આ વખતે તો દુશ્મનો બહુજ ગુસ્સે થઇ ગયા.

ચોથી વખતે હુતાસણીના મેળામાં મહેર લોકો ડાંડિયારાસ રમતા હતા ત્યારે લોકોને વિખૂટા પડવાનો સમય થયો હતો. ત્યારે એ ખૂટેલ માણસોએ આંગળી બતાવી કહ્યું કે એ બેઠો તે વસ્તો પટેલ છે એમ કહી એ બે માણસો ચાલ્યા ગયા. અને એ દુશ્મનો 'પરિયા ડેરી' નામની જગ્યાએ બેઠા. એ બહારવટિયા વસ્તા પટેલને ઓળખતા નહિ પરંતુ એમને બે ખૂટેલ માણસો જે નિશાની આપતા તે ઉપરથી ખ્યાલ રાખતા. આથી હુતાસણી પ્રસંગે રમાતી ડાંડિયા-રાસ પૂરી થઇ. એટલે બધા લોકો વિખરાયા ત્યારે વસ્તા પટેલને પકડયો. અને બંદૂક સામે ધરી ત્યાં કેટલાંક માણસોએ કહ્યું કે વસ્તો પટેલ તો ગામમાં જતો રહ્યો છે આ નિર્દોષને શું કામ પકડયો છે! " કૂતરું કહીને બકરું પડાવી લેનાર ઠગોની માફક " બધા કહેવા લાગ્યા એટલે બહારવટિયાને પણ થયું કે કદાચ વસ્તો પટેલ જતો રહ્યો હશે. એમ જાણી તેને છોડી મૂકયો. આવી રીતે ચાર ચાર વખત પ્રભુની કૃપાથી વસ્તો પટેલ બચી ગયો. ભગવાન રણછોડરાયમાં અખૂટ શ્રદ્ધા હતી જેથી મૂળદ્વારકાપીરે તેમનું રક્ષણ કર્યું. ત્યારપછી એ દુશ્મન–બહારવટિયા બીજે ધીંગાણામાં ઠાર થઇ ગયા હતા.

એક વખત અહીંની દીકરી બીજા ગામે સાસરે હતી. ત્યાં અમુક વર્ષો પછી તેને તેનો પતિ તથા સાસુ બંને ખૂબજ દુઃખ દેવા લાગ્યાં અને અસહ્ય મારકૂટ પણ કરતાં. તેની પાસેથી ઢોર કરતાં પણ વિશેષ કામ લેવા લાગ્યાં. એ બહેનમાં ખાનદાનીના સંસ્કાર હતા. જેથી તે બધું મૂંગે મોઢે દુઃખ સહન કરતી. એને સિદ્દેશ્વર મહાદેવ ઉપર અખૂટ શ્રદ્ધા હતી. સિદ્દેશ્વરનું વ્રત કરવાની તો એની સાસુએ બિલકુલ ના પાડી હતી. જેથી તે દરરોજ રાત્રે આંગળીના વેઢાને માળાના મણકા સમજીને એક માળા થાય એટલાં સિદ્દેશ્વર મહાદેવનાં નામ, સુતી વખતે લેતી અને ઊઠતી વખતે પણ એ રીતે લેતી. દર સોમવારે એક ટાણું કરતી. ત્યારે પણ તેના પર ગાળોનો વરસાદ વરસતો. છતાં એ સિદ્દેશ્વરને પ્રાર્થના કરતી કે હે મહાદેવ ! તમે મારા પતિ તથા સાસુને સદ્‌બુદ્ધિ આપજો. એની સાસુને પૈસાની લાલચે પુત્ર માટે બીજે કરવું હતું. જેથી આમ દુઃખ દેવાથી એની મેળે એ કંટાળીને ચાલી જશે પરંતુ એવી રીતે એ બહેનને કરવું ન હતું. આથી એક વખત એ મા-દીકરાએ કાવતરું રચ્યું. "શંકરનાં દર્શને જઇએ અને રસ્તામાં કૂવો આવે છે તેમાંથી તેને પાણી સીંચવાનુ કહેવું અને એ પાણી સીંચતી હોય ત્યારે તેને પાછળથી ધક્કો મારી કૂવામાં નાખી દેવી." સોમવારનો દિવસ હતો ત્યારે એ બહેનને કહ્યું કે આજે આપણે શંકરનાં દર્શને જવું છે. એ બહેન તો ભોળી હતી એને તો એમ થયું કે સિદ્દેશ્વરે એની બુદ્ધિમાં ફેર પાડી દીધો હશે, નહિતર આમ બને નહિ. એ તો ત્રણે ગાડામાં બેસી દર્શન કરવાનાં બહાનાં નીચે નીકળ્યાં રસ્તામાં એકાંત કૂવો આવ્યો. ત્યારે સાસુએ કહ્યું લે, આ ઘડો પાણી સીંચી લે એમ કહી ત્રણે ગાડામાંથી ઊતર્યાં. બાઈએ તો નિર્દોષ ભાવે સિદ્દેશ્વર મહાદેવનું નામ લઇ કૂવામાં ઘડો નાખ્યો. અને ઘડો ઉપર સીંચવા લાગી. ઘડો જ્યારે ઉપર આવવાને થોડું દૂર રહ્યો ત્યારે બાજુમાં ઊભેલાં પેલાં મા-દીકરાએ એ બહેનની પાછળ ધક્કો મારવા હાથ લંબાવ્યા ત્યાં તો પાછળથી એક ચમતકારી યુવાને (સંન્યાસી જેવા પોષાકમાં)

પાછળથી એ બનેના હાથ પકડી રાખ્યા અને ગરદન પકડીને કહ્યું આજે તમને બનેને આ કૂવામાં નાખી દેવા છે તમે આ દીકરીને ખૂબજ દુઃખ દીધું છે એમ કહીએ બનેને કૂવા ઉપર લટકાવવા જાય છે ત્યારે એ બહેન એના યુવાનને પગે પડીને કહેવા લાગી "એમ કરો નહિ, તેમને છોડી મૂકો" આથી એ બહેનના કહેવાથી એ મા–દીકરાને છોડી મૂકયા ત્યારે એ બને જણા યુવાનને પગે પડી ગયા અને કહેવા લાગ્યા કે અમને માફ કરજો હવેથી કોઇ દિવસ એને દુઃખ નહિ દઇએ ત્યાં તો એ યુવાન અદ્રશ્ય થઇ ગયો આથી ત્યારથી એ બહેનને નિલ્કેશ્વર મહાદેવનું વ્રત કરવાની પણ એની સાસુએ હા પાડી તેઓ બને પણ મહાદેવ ઉપર શ્રદ્ધા રાખવા લાગ્યા

એક વખત અમુક માણસો બીજાઓની ઉશ્કેરણીથી મંદિર તેમજ પૂજારીઓની ખૂબ ખટપટ કરવા લાગ્યા એ વાતની જાણ મંદિરના હિતેચ્છુઓને થતા તેમણે સમજાવી દીધા કે "તમને ખબર નથી કે આ મંદિરનું જે કોઇએ ભૂલેચુકે અહિત કર્યું છે એના કેવા બુરા હાલ થયા છે એની જાણ નથી ? અમુક તો મરતી વખતે પણ પસ્તાવો કરતા ગયા કે અમારથી બીજાની 'હા એ હા' કરવામાં મંદિરનું જરા અહિત કરાય ગયું છે પણ હવેથી બીજાઓ પોતાનું તથા પોતાના કુળનું ભલું ઇચ્છતા હોય તે કોઇ ખટપટ કરશો નહિ. અમુક માણસને જુવાનીનું અને લક્ષ્મીનું અભિમાન હતું વળી તે પોતાની જાતને હોશિયાર માનતો એણે ખટપટમાં મુખ્ય ભાગ ભજવ્યો હતો જેથી એમને ખૂબ ઠોકર લાગી આથી એ સમજી ગયો કે હવે પછીથી હું મંદિરની ખટપટ કરીશ નહિ અહીંના વૃદ્ધ અનુભવી માણસો કહે છે કે આ મંદિરની અદેખાઇ કરનારા કોઇએ ખટપટની મેલી રમતમાં અગર અહિત કરવામાં ભાગ લીધો હોય તેવાઓને પ્રથમ કોઇ ઠોકર લાગે છે છતાં જો જાગૃત ન બને તો એ આ દુનિયામાંથી સદંતે માટે વિદાય લઇ લે

છે. એને કોઇ એવા અસાધ્ય દરદો થાય છે, કે એમાથી બેરોજ થઇ શકે નહિ એજ્યે આ મંદિરો પર શ્રદ્ધા રાખનાર, હિતકરનારના કુટુબ સુખી છે અને પ્રભુનું ખગ દિનરી સ્મરણ કરનારને સ રું ફળ આપે છે જ્યારે અહિત કરનારનો વિનાશ સર્જાય છે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" જ્યારે માણસની બુદ્ધિ ભ્રષ્ટ બને છે ત્યારે તેમને સજ્જનો સમજાવે, ઘરની સ્ત્રીઓ સમજાવે છતા કોઇથી ન સમજે અને ધર્મ વિરુદ્ધનું પગલુ ભરે પોતાના અભિમાનમા આવી જઇ બેફામ રીતે વર્તે, મદમા આંધળા બની ખરાબ વર્તન કરે ત્યારે સમજી લેવુ કે તેમનો વિનાશ નજીકમા આવીને—નક્ર જોઇને ઊભો હોય છે

એટલા માટે દરેક માણસે બની શકે તો બીજાના ભલા માટે બીજાઓનુ ભલુ કરવામા-પરોપકાર કરવામા મગ્ન રહેવુ 'કર ભલા હોગા ભલા" ભલુ કરનારનુ ભલુજ થાય છે ભલુ કરનારની સુકીર્તિ ફેલાય છે બુરું કરનારાએની અપકીર્તિ ફેલાય છે ભલું કરનાર પ્રત્યે લોકો માનની નજરે જુએ છે બુરૂ કરનાર તરફ તિરસ્કારની રીતે જુએ છે "ભલાઈ કે કરનેવાલે, ભલાઇ કિયેજા, બુરાઇ કે બદલે ભલાઇ કિયેજા " •

અહીની મેર બહેનો પુરતો કરતા પણ મંદિરો પર વધારે શ્રદ્ધા રાખે છે. અહીંની કન્યાઓને સાસરામા કશુ દુઃખ હોય તો તે સિદ્ધેશ્વર મહાદેવની વ્રતવિધિ કરે છે જેથી તેમનુ દુ ખ દુર થઇ જાય છે બહેનોના આગ્રહને લઇને "સિદ્ધેશ્વર મહાદેવનો વ્રત મહિમા" દેશ-પરદેશની બહેનો પણ કરી શકે એ માટે પાછળ વિધિ સહિત જણાવેલ છે.

# મૂળદ્વારકા ભૂમિનું ગૌરવ વધારનાર માણસો



અહીંની ભૂમિ શૂરવીરોની ભૂમિ છે, સંત અને સતીઓની જન્મદાત્રી છે, શાયર અને સર્જકોને પ્રેરણા અર્પનારી ભૂમિ છે, સાહસને સર્જાવનારી ભૂમિ છે, પ્રેમ, પુરુષાર્થ અને પ્રગતિનાં પિયૂષ પાનારી છે, ધર્મખાતર પ્રાણ દેનારાઓની કુરબાનીકથા ગુંજાવનારી ભૂમિ છે, સિંહ જેવા શૂરાઓ અને ધરતી જેવી ધીરજ ગખનારી આર્ય લલનાઓની જન્મભૂમિ છે, આવી ગુણવંતી અને પ્રેરણાદાયી ભૂમિમાં અનેક વીરપુરુષોએ જન્મ લઈને આ ભૂમિનું ગૌરવ વધાર્યું છે તેમનો ઇતિહાસ અહીંના અણુએ અણુમાં ભર્યો પડયો છે, રણવીરોની રણવીરતા, ભકતોની દૃઢભક્તિ, સંતોની સચ્ચાઇ અને સતીઓની સુવાસ વગેરે અહીં વેર વિખેર–પથરાયેલાં પડયાં છે. જેમણે આ ભૂમિનું પોતાની કોઇપણ શક્તિથી ગૌરવ વધાર્યું છે, ભૂમિની ઉન્નતિ સાધવામાં ફાળો આપ્યો છે અને જેમણે પરોપકારી કાર્યો કરી, કરાવીને આ ભૂમિને ગૌરવવંતી બનાવી છે. એમનો અહીં સંક્ષિપ્ત રીતે ઉલ્લેખ કર્યો છે.

કૃષ્ણની દૃઢ ભક્તિ કરનાર વિંઝાત ભકત, વીરતાનો શણગાર વિંઝરો અને ભકતવીર વરતો પટેલ એ ત્રણની વિગત આ પહેલાંના પ્રકરણોમાં આપવામાં આવેલી છે. એ સિવાય બાકીનાંની આ નીચે વિગત આપવામાં આવેલ છે.

**કેશવાસા બુડાજી** :– અહીંના વિખ્યાત ભકત વિંઝાતના બાપદાદાઓની પેઢીમાં બે પરોપકારી માણસો થઇ ગયા છે. જેમાં પ્રથમ બુડાજી(બુદાઆતા) થયા ત્યારપછી વિંઝાત ભકતના પિતા ચાડવાજી

થઈ ગયા છે (વંશ-વેલી માટે જુઓ પ્રકરણ- ભાગ ત્રિજાતની ૯૯ ભક્તિ) મુંડાજી તથા તેના વંશજનોના કુલ ૨૪ પાદર હતાં (મહેર જવાંમર્દ ભા ઉગાના આધારે) જેમાં ૧૯ ગામનાં નામ આ નીચે જણાવેલ છે. ૧ કેશવ, ૨ વિસાવાડા, ૩ મોઢવાડા, ૪ સખપુર, ૫ આબારામુ, ૬ ખાંડાગઢ, ૭ બેરાળી, ૮ કુરિયાવદર, ૯ બગવદર, ૧૦ કુકડા, ૧૧ રાતડી, ૧૨ બખડિયું, ૧૩ સીસલી, ૧૪ વિંઝાત્રિયું, ૧૫ મોખાણુ, ૧૬ ડેવર, ૧૭ બેતું, ૧૮ અખિયાળી, ૧૯ કમઠડી વગેરે (ઉપરના ગામો કદાચ એકાદ બે વખત ઉજ્જડ બની ફરી વસેલા છે)

મુંડાજીને સૌ મુંડાઆતા તરીકે સબોધતા તેઓનો સ્વભાવ ઘણોજ પરોપકારી હતો એનો અતિથિ સત્કાર આજુબાજુમા ખૂબજ પ્રખ્યાત બની ગયો હતો મુંડાઆતાને ત્યાથી કોઇપણ અતિથિ મહેમાનગીરી માણ્યા વગર જતો નહિ એટલુજ નહિ પણ મહેમાન ખુશ થઇને જતો. તેઓ ગરીબોને પુષ્કળ દાન આપ્યા કરતા તેઓને ડાંડિયારાસ રમાડવાનો ભારે શોખ હતો. જેથી તહેવાર-ઉત્સવ પ્રસંગે મુંડાઆતા હાજર રહીને શાબાશી આપતા. જેથી મહેર યુવાનો બમણા જોરથી ડાંડિયારાસની રમત રમતા ત્યારબાદ પ્રોત્સાહન રૂપે રમનારને તેઓ સારી રીતે ઇનામ આપતા તેમને ભજનો સાભળવાનો પણ ભારે શોખ હતો તેઓ દરરોજ ઠાકોરના દર્શન કરવા જતા અને 'ગિરિ' વંશના પૂજારીઓને કઇ મુશ્કેલી હોય તો જણાવવાનું કહેતા વાર-તહેવારે પૂજારીઓને ધોતિય-મુગટા વગેરે ભેટ આપતા, ઠાકોરજીના વાઘા-વસ્ત્ર મંદિરની ધજા વગેરે ચડાવતા એટલે મુંડાઆતાના વખતમાં પણ અહી ઠાકોરજીનાં મંદિરો હતા આ ઉપરથી અનુમાન થાય છે, કે ભગવાન કૃષ્ણે મૂળદ્વારકા નગરીની રચના કરાવી ત્યાર પછી આ ભૂમિ પર મંદિરો પડી જતા અને ફરીથી કોઇ જીર્ણોદ્ધાર કરાવતું. એટલે અત્યારે જે સુંદર મંદિરો છે એને સ્થાને મુંડાઆતાના

સમયમાં એક ઠાકોરનું તથા બીજું મિલેશ્વર મહાદેવનું મંદિર હોવું જોઇએ વિંઝાત ભક્તના પિતા ચાડવાજીએ અહીં એક ભીડભંજન મહાદેવનું મંદિર બંધાવ્યું હતું. એવી વિગત અમુક બનાવો પરથી જાણી શકાય છે ખુડાઆતાના સમય પહેલાં આ ગામ વિશ્રાંતિપુર તરીકે ઓળખાતું હતું અને ત્યારપછી આ ગામ ઉજ્જડ બની ગયું હતું જેથી મંદિરો પણ જમીનદોસ્ત બની જઈ, જમીન જેવી જમીન બની ગઇ હતી. ત્યારબાદ ફરીથી ગામ વસેલ અને વિસલપર તરીકે જાણીતુ થયું. વિંઝાન ભક્તના પિતા ચાડવાજી પહેલાં આ ગામ 'વિસલપર' તરીકે ઓળખાતું હતું. ચાડવાજીએ ભીડભંજન મહાદેવનું મંદિર તથા જ્ઞાનકુંડ ફરીથી બંધાવેલ છે. ખુડાઆતા માનતા કે કોઇપણ મહેરોએ દેવને ધરેલી અથવા મંદિરમાં આપેલી વસ્તુના ધણી થવાય નહિ, એ તો આપી દીધાં એટલે થઇ ગયું. દીધા દાન પાછાં લેવાય જ નહિ. ધર્મ અને મંદિરોનું અહિત કરીએ એમાં આપણા મહેરવંશને કલંક લાગે પૂજારીઓને પ્રેમથી રાખવા જોઇએ, એમનું દિલ મહેરો જીવતાં જરાપણ દુઃભાય એમા મહેરોની શોભા નથી. મહેરો અહી "ગિરિ" પૂજારીઓને 'ગુરુ' તરીકે ધારણ કરતા અને અત્યારે પણ કરે છે. ત્યારે તેઓ 'ગુરુ ધારણ કરવાની વિધિ" કરાવે છે. અને ગુરુઓને પોતાથી બનતી ભેટો આપે છે. પોતાને ત્યાં શુભ પ્રસંગોએ ગુરુઓને આમંત્રે છે અને આજ્ઞા પાળે છે. જેથી ખુડાઆતા મંદિરોના પૂજારીઓનું બહુ માન જાળવતા. પૂજારી એમને ઘેર જતા ત્યારે તેઓ માન જાળવવા માટે બેઠા હોય તો ઊભા થઇ વંદન કરતા.

ખુડાઆતાએ પોતાની પુત્રી જાસરને પરણાવી ત્યારે ખુડાઆતા એ મહેરનાં ચોવીશ ગામોમાં સાંદિપાસવારોને કંકોત્રીઓ લખી મોકલાવી હતી અને તેમાં જણાવ્યું હતું કે મહા માસથી ફાગણ શુ.૧૧ સુધીમાં અહીં આવવું અને જે કોઇપણ ગરીબ માણસને પોતાની

દીકરીનું કન્યાદાન આપવું હોય તે અહીં આવે એનો કન્યાદાનનો સર્વ ખર્ચ ખુડાઆતો આપશે.

એ વખતે વિસાવાડા ગામથી અત્યારના હિણુજિયાની ધાર સુધીમાં જમીન સાફ કરાવીને મહેમાનોને અલગ અલગ સગવડ કરાવી આપી હતી એ વખતે લગભગ ૨૦ થી ૨૫ હજાર માણસો અહીં ભેગાં થયાં હતાં. હજારો સ્ત્રીઓ, લાંબી કડલાં પહેરીને ગામની શેરીએ રણકારોથી ગાજી ઉઠાવતી હતી. સ્વયંસેવકો અને ચોકિયાતોનો હથિયારબંધ પાકો બંદોબસ્ત હતો તેઓ રાત દિવસ વફાદારીથી પ્રેમપૂર્વક કાર્ય કરતા હતા. આ ગામના દરેક યુવાન–પુરુષોએ ત્યારે સ્વયંસેવક તરીકે કાર્ય બજાવ્યું હતું. ઠેક ઠેકાણે માંડવાઓ બાંધવામાં આવ્યા હતા. દરેકને પૂરતાં ગાદલાં ગોદડાંની સગવડના કરી આપી હતી. જેટલી સ્ત્રીઓ આવી હતી એ બંધીને ગામનાં દરેક ઘરમાં સગવડતા કરી આપી હતી. આવી રીતે અહીં સં. ૧૧૯૧ના મહા સુદ પાંચમને દિવસે ખુડાઆતાની પુત્રી બાસરના લગ્ન થયાં હતાં ત્યારે ધુમલીથી મહારાણાબાપુ પણ આવ્યા હતા અને ખુડાઆતાને ધન્યવાદ આપ્યા હતા. બાસરને સાચી જરીયન ઓઢણી, કીનખાબનો પોષાક, સોનાની એક ધાસર તથા એક હજાર રૂપિયા વધાવો કર્યો હતો.

એ વખતે અહીં ગામમાં અગાઉથી તૈયાર કરી રાખેલી ટાંકીઓ બધાવી હતી તેમાં ઘી તથા તેલ ભર્યાં હતાં. આ રીતે ઘી–તેલની ટાંકીઓ, પાણીની ટાંકાઓની માફક છૂટથી વપરાતી હતી. ખુડાઆતાનો સ્વભાવ ઉદાર હતો એટલે એમણે કાર્ય કરનારાઓને કહી દીધું હતું કે જરા પણ લોભ કરવાનો નથી. કોઇ પણ માણસ આપણી ભૂલ કાઢી ન જાય એ માટે ધ્યાન રાખશો. કન્યાદાન માટે કેટલીય કન્યાઓનાં કન્યાદાન અહીં દેવાયાં હતાં. આ રીતે ત્યારે આ

ગામની શોભા અને કીર્તિ આજુબાજુ ફેલાય ગઇ હતી. એટલે ભુડાઆતાએ આ ભૂમિની ઉજ્જવલ કીર્તિ ચોમેર ફેલાવી હતી.

**કેરાવાલા ચાડવાજી:–** તેઓ અહીંના પ્રખ્યાત વિંઝાત ભક્તના પિતા થાય તેઓ પણ ધર્મપરાયણ, ઉદાર, કર્તવ્યનિષ્ઠ અને પ્રભુના પ્યારા ભક્ત હતા. તેણે અહીં ભીડભંજન મહાદેવનું મંદિર બંધાવેલ છે. તેમજ બાજુમાં જ્ઞાનકુંડ છે. એ પણ એણેજ પુનઃ ગાળાવેલ છે. "વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા" એ મુજબ ચાડવાજીના ગુણો તેના પુત્ર વિંઝાતમાં ઊતર્યા હતા. ચાડવાજી પણ દરરોજ સવાર–સાંજ ભગવાનની માળા કરતા, ગરીબોને ઉદાર હાથે દાન દેતા. સાધુ–સંતોની સેવા કરતા. અને તેમની સાથે સત્સંગ કર્યા કરતા. સારો વાર-તહેવાર હોય ત્યારે ગરીબોને દાન આપતા. તેઓ ભીડભંજન મહાદેવના પરમ ભક્ત હતા. દરરોજ સવાર સાંજ મંદિરે દર્શન કરવા જતા પૂજારીઓનો સારો આદર–સત્કાર કરતા.

**કેરાવાલા દુદાભક્ત :–** આ પંગજી શરવીર ભક્ત થઇ ગયો છે. એક વખત દ્વારકાના અમુક માણસોએ અહીંયી દોઢમાઇલ દૂર આવેલું પાલખડું ગામ ભાંગ્યું હતું. અને દંડ તરીકે મોટી રકમ લઇ ગયા. હતા. એ વાત પાલખડાના અમુક પુરુષો દુદાભક્તને કરવા આવ્યા. ત્યારે દુદાએ કહ્યું 'તમ તમારે ઘેર જાઓ, હવે હું જીવતો રહીશ તો તમારી રકમ વ્યાજ સહિત પાછી મેળવી આપીશ" એ પુરુષો પાલખડા ગયા અને દુદો ભક્ત હથિયાર લઇને પોતાની 'તેજણ' ઘોડી ઉપર બેસી દ્વારકાને રસ્તે ચાલી નીકળ્યો. દ્વારકાને પાદરે રાજા ફરીને શહેર તરફ જતા હતા ત્યાં પાછળથી એક દીપડો ઓચિંતાનો તેની પાછળ તરાપ મારવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં પાછળથી એજ ક્ષણે શૂરવીર દુદાએ તલવારને એક ઝાટકે દીપડાનું માથું ઉડાવી દીધું. આ રીતે તેણે રાજાનો જાન બચાવ્યો. રાજા આ શૂરવીરની બહાદુરી જોઇને ખુશ થયો અને પોતાની સાથે રાજમહેલમાં

આવવા કહ્યું ત્યારે દુદે કહ્યું "હું તો લડાઇ કરવા આવ્યો છું" રાજાએ કહ્યું. તમારું લશ્કર ક્યાં ? દુદે કહ્યું "આ ઢાલ, તલવાર અને બંદૂકમાં મારું બધું લશ્કર છે." રાજા આ શૂરવીરના શબ્દો સાંભળી મનમાં ખુશ થયા. અને કહ્યું કે જો લડાઇ કરવા આવ્યો છે. તો મને શા માટે બચાવ્યો ? અને કોની સાથે લડાઇ કરવા આવ્યો છે ? દુદાએ કહ્યું હું તમારી સાથે લડાઇ કરવા નથી આવ્યો. પરંતુ તમારા રાજ્યના અમુક માણસો અમારી પાસેના ગામનો દંડ લઇને આવ્યા છે. તેની સાથે લડાઇ કરવા આવ્યો છું. કાં વ્યાજ સહિત પૈસા પાછા આપે અગર મારી સાથે લડાઇ કરે. રાજાએ કહ્યું, ચાલ તારા પૈસા વ્યાજ સહિત પાછા અપાવવાનું હું તને વચન આપું છું. આથી દુદો રાજમહેલમાં ગયો. રાજાએ પોતાના જીવનદાતાને સારું માન આપ્યું. રાજાએ તપાસ કરાવી એ માણસોને બોલાવ્યા અને જેટલા પૈસા લઇ આવ્યા હોય તેટલા લઇને આવવાનું પણ સાથેસાથ કહેવડાવી દીધું. આથી એ માણસો બધા પૈસા લઇને આવ્યા. રાજાએ એટલા બીજા પૈસા વ્યાજ પેટે આપી, દુદાને પ્રેમથી વિદાય આપી. દુદો સીધો પાલખડા ગયો અને ત્યાં જેટલા જેના જેના પૈસા ગયા હતા. તે બધાને પાછા આપી દીધા અને વ્યાજના બચેલા પૈસા ગાયો માટે ઉપયોગ કરવા ગામના મુખીને આપી દીધા

વિસાવાડાથી બે માઇલ દૂર ટુકડાગામ છે. એ ગામ પહેલાં દરિયા કિનારે હતું ત્યાં કેટલાય ચાંચિયા–લૂંટારાઓ આવીને ત્રાસ વર્તાવતા હતા. આથી એ ગામ ઉજ્જડ બની ગયું હતું. અને એ ગામનાં માણસો વિસાવાડા તથા આસપાસના ગામોમાં ચાલ્યાં ગયાં હતાં. ત્યારે દુદાએ માણસોને કહ્યું ચાલો, હું તમારી સાથે રહું. આપણે ટુકડું ગામ બીજે સ્થળે વસાવિયે. આથી અત્યારે જે ટુકડું ગામ છે. એમાં દુદે ભક્ત પોતાના સાથીદારોને લઈને, ટુકડા ગામનાં તોરણ બાંધીને રહ્યો. આ રીતે તેણે ટુકડા ગામ ફરીથી વસાવ્યું.

**ઓડેદ્દા મેરગ અરજન :–** એ અહીંનો શૂરવીર, પરોપકારી, ટેકીલો, દયાળુ, ગરીબરક્ષક, સેવાભાવી, સત્યવક્તા, ધર્મપ્રેમી અને પૂજારીઓનો પરમ સાથીદાર હતો.

ઓખાના અમુક ભાયાતો ગાણુસો અહીં આજુબાજુના ગામમાંથી પાર (લાગો ટેકો) ઉઘરાવતા એ મુજબ અહીં પણ આવતા. જે ન આપે તેને તેઓ ત્રાસ આપીને લઇ જતા. દર વર્ષની મુજબ એ માણસોએ મોકલેલો કર ઉઘરાવનાર ઘોડેસવાર માણસ આવ્યો. પાદરમાં જ મેરગ બેઠો હતો. ઘોડેસવારને રામ રામ કર્યા. ઘોડેસવારને આવવાનું કારણ પૂછ્યું. ઘોડેસવારે પાર ઉઘરાવવાનું કહ્યું. એ વખતે મેરગની જુવાની અંગે અંગમાંથી ઊભરાતી હતી અને વીરતાનું ખમીર એના લોહીમાં ચમકતું હતું મેરગે સિંહ–ગર્જના કરીને કહ્યું. "પાર–બાર કંઇ નહિ મળે અને હવે અહીંથી પાછો વળી જા, ગામમાં પણ દાખલ થતો નહિ. જઇને તારા માલિકોને કહી દેજે કે મેરગે કહ્યું છે કે પાર માટે ધક્કો ખાશો નહિ અને લડાઇ કરવી હોય તો ભાયડા થઇને આવજો." ઘોડેસવારે સમજાવ્યો. "ભાઇ, તું રહેવા દે, એ માણસોને તેં હજુ ઓળખ્યા નથી. નકામો મરાય જઇશ. ખોટી હઠ કર નહિ." મેરગે કહ્યું "તો એને કહી દેજે કે આગ એક ગામનું શું પણ અમારા ગામ પછીનાં કોઇપણ ગામની 'પાર' નહિ આપે" પેલો ઘોડેસવાર તો વાલે મોઢે ઓખાને રસ્તે ચાલી નીકળ્યો. તેણે ઓખામાં જઇને 'મીઠું મરચું ભેળવીને' વાત કરી. વિસાવાડામાં એક મેર ફાટીને "ધવાળ ગયો છે. એણે પાર આપવાની ના પાડી છે અને આ ગામ લડવા પણ નહિ દઈએ. બીજા ગામની પાર પણ નહિ આપીએ. અને જોતી હોય તો ભાયડા થઇને લડવા માટે આવજો" એ વાત સાંભળીને એ માણસો તો લાલચોળ થઇ ગયા. અને મેરગને મારવા માટે હથિયાર સજીને ચાલી નીકળ્યા.

બીજી બાજુ મેરગે ત્રણ જણનો સહિયારો શેરડીનો વાળ કર્યો હતો. ત્યાં એ હતો. એમા એક જણને ખબર પડી ગઇ કે એ માણસો મેરગને મારવા માટે આવે છે. આથી મેરગે કહ્યુ. "ભાઇ, તમારો જીવ વ્હાલો હોય તો ગામમા ભાગી જાઓ. હું તો મોતથી બીતો નથી" એ બે જણાએ ગામમા જઇને બધાને જાણ આપી. મેરગ તો હથિયાર સજીને, પોતાની ઘોડી લઇને હાલનુ રાદલ માતાજીનું મંદિર છે ત્યા તૈયાર થઇને ઊભો. ગામનાં માણસોએ વિચાર કર્યો કે "પાર"નો પ્રશ્ન તો આખા ગામની આબરૂનો પ્રશ્ન છે. આખા ગામ માટે થઇને એકલો મેરગ મરવા તૈયાર થાય એ ઠીક નહિ. આથી આ ગામના આગેવાનોએ મળીને જોત જોતામા આખા ગામના પુરુષોને જે હથિયાર હોય તે લઇને તૈયાર થઇને રાંદલ માતાના મંદિરે આવી જાય એવું શુરાતન ચડાવ્યું. આથી બધા શૂરવીર મહેરો રાદલ માતાના મંદિર પાસે મેરગની સાથે આવી ગયા મેરગના દિલમાથી ઊભરાતી શૂરવીરતા હવે હાથ રે'તી નો'તી ગામ આખાની તાકાત જોઇને એને અનેકગણુ શુરાતન ચડ્યું એણે કહ્યુ કે મારા સિવાય કોઇએ પેલો ઘા દુશ્મનો ઉપર કરવો નહિ. પરંતુ એ માણસોએ દૂરથી જોયું તો એક મેરગને બદલે સામે આખું ગામ ઉભેલુ જોયું જેથી દૂરથી જ એ માણસો પાછા ફરી ગયા. આ બનાવ પછીથી મેરગ કહે તેમ આખું ગામ કરતું. આ પરગજુ મેરગ અરજનના વંશનો ભુરા હરભમ હાલ અહીં રહે છે.

**ઓડેદો કડવો મહેર :-** એ પરોપકારી, ઉદાર, દયાળુ, ધર્મપ્રેમી અને પરગજુ હતો એ પ્રાણીમાત્ર ઉપર દયા રાખતો. એણે તળાવો ખોદાવીને પુણ્યનું કાર્ય કર્યું છે. શીતળા માતાજીના મંદિર અને મૂળદ્વારકા વચ્ચે કડવાસર તળાવ પોતાને ખર્ચે ખોદાવ્યું છે. આ તળાવ માણસોને અને તથા ઢોરોને આશીર્વાદ રૂપે છે. શીતળા સાતમ વખતે

લોકો મેળામાં જાય છે. ત્યારે આ તળાવની શોભા અનહદ વધી જાય છે. ત્યારે માણસોની તરસ તૃપ્ત થતાં એ આશીર્વાદ રૂપે ગણાય છે. બારેમાસ આ ગામનું ધણ એ તરફ જાય છે ત્યારે પાણી પીએ છે. બીજું ભાદિયાનું તળાવ પણ તેણે પોતાને ખર્ચે ખોદાવ્યું છે. તેણે તળાવ ઉપર ભાદિયામાં જમીન આપેલી છે. આ જમીનનો જે ભોગ આવે તે તળાવના કાર્યમાં વાપરવા બંદોબસ્ત કરેલ છે. આ જમીન હાલ બનતાં સુધી દેવા જસા મોઢવાડીઆ ખેડે છે. આ રીતે સ્વ. કલ્વાભાઈને ભવ્ય અંજલિ આપતાં હર્ષ થાય છે કે તેઓ માનવ-પશુ માટે પરોપકારી દાન કરી અમર કીર્તિને પામ્યા છે. આજે પણ કલ્વા મહેરને સો કોઈ આશીર્વાદ આપે છે. અને મૂક પશુ અનેક ગણો મૂક આશીર્વાદ આપે છે.

**પટેલ સીદી વસ્તા :-** અહીંના પ્રખ્યાત ભક્ત વસ્તા પટેલનો શૂરવીર પુત્ર હતો. વસ્તા પટેલની વિગત "મૂળદ્વારકાધીશના પરચાઓ" નામના પ્રકરણમાં આગળ આપવામાં આવેલ છે. સીદી પટેલ પણ ઉદાર દિલનો, સાધુ-સંતોની સેવા કરનારો અને પરગજુ હતો. એ સવાર-સાંજ બંને વખત મંદિરે દર્શન કરવા જતો. વારસાગત પોલિસ-પટલાઇનું કાર્ય કરતો, કોઇપણ અમલદારથી ડરતો નહિ. આખું ગામ એની આજ્ઞા પાળતું. ગામમાં કોઇપણ યુવાન જોવા મળે તો તેને માર્યા વગર રહે નહિ. યુવાનો આખો દિવસ ખેતીનું કાર્ય જ કર્યા કરે. મેળા-ઉત્સવ સિવાય કોઇથી નવરું બેસાય જ નહિ. એટલે એ વખતમાં ગામની ખેતી આબાદ હતી. યુવાનો ખેતરમાં ખૂબ કાર્ય કરતા. બર્ડા પ્રદેશમાં કોઈપણ માણસને-મહેરને દુઃખ હોય તો એ દૂર કરી દેતો. આ રીતે એને "બર્ડાના રાજા"ની ઉપમા આપીને સૌ એનું માન જાળવતા. એના વખમાં કોઇપણ માણસ ગરીબને હેરાન કરી શકતો નહિ. એ પોતાને ઘેર દરરોજ સાધુ-સંતોને જમાડવા લઇ જતો અને પ્રેમથી જમાડતો. આજે એનો પુત્ર દેવા પટેલ પણ પોલિસ

પટલાઈ ભોગવે છે અને ગરીબો પ્રત્યે, ધર્મ પ્રત્યે અને મંદિરો પ્રત્યે સદ્‌ભાવના રાખે છે અને અહીં રહે છે

બહારવટિયો સવદાસ વેજા :- એ શરીર, હિંમતવાન અડીખમ અને સશક્ત બાંધાનો હતો. એના બચપનમાં, સવારની, દોડવામાં, કૂદવામાં અને કુસ્તીમાં કોઈ બરાબરી કરી શકે તેવો ન હતો. વાઘેરો કુસ્તીમાં બહુ જ વખણાય છે, એની સાથે પણ તેણે કુસ્તીમાં જીત મેળવી હતી કોઇ વાતને વાંધે તે તથા તેનો ભાઈ અર્જન વેજા બહારવટે નીકળી ગયા હતા. અને રાજ્યના પણ ગુન્હા કર્યા હતા. એ બન્ને ભાઈઓ ખૂબ જ દેખાવડા, હિંમતવાન અને ગામને ઉપયોગી હતા. વળી ગામના લોકોને એનો પોરસ-ગર્વ હતો જેથી એની જીંદગી સુધરે અને બહારવટું મૂકી દે. એ માટે ગજાને પણ સમજાવતા એનો ત્રીજો ભાઈ ગજા વેજા ધર્મપરાયણ હતો એણે જીવતાં સમાધિ લેતાં પહેલાં કહ્યું હતું કે "સવદાસ તથા અરજનને ૭ મહિનાની અંદર રાજ સાથે સ્લાહ થઈ જશે અને તેઓ ફરી ગામમાં વસવા આવશે." એની એ વાત સાચી પડી. ગામના આગેવાનો મહારાણા શ્રી વિક્રમાતજી બાપુ પાસે સમજાવવા ગયા. બાપુએ બધી વાત જાણ્યા બાદ કહ્યું "એ બન્ને ભાઈઓ ફરીથી ગુન્હો ન કરે અને હથિયારો સોંપી દે. તો હું વિસાવાડા આવું ત્યારે તેમને હાજર રાખશો.

આથી મહારાણા બાપુના મુકામ વખતે, તેઓ બન્ને ભાઈઓએ મહારાણા બાપુને પગે લાગીને હથિયાર સોંપી દીધાં. મહારાણા બાપુ આ બંને ભાઈઓને જોઈને ખુશ થયા હતા. અને કહ્યુ તમોએ જે ગુન્હા કર્યા છે તે તમને માફ કરું છું. હવે પછી તમારા તરફથી પ્રજાને કે રાજ્યને સંતોષ મળે તેવું વર્તન રાખશો. એવામા કોઇ માણસે કહ્યું "બાપુ આ સવદાસ કૈકવામાં ભારે છે. આ તમારી સેવો ગાડી પણ કૈકી

જાય" ત્યારે 'બાપુ'એ કહ્યું ' લે સવદાસ મારા દેખતાં આ ગાડીને ઠેકી જા." સવદાસ તે કૂદકો મારીને મહારાણા બાપુની ગાડી ઠેકી ગયો. મહારાણાએ ખુશ થઈને હજુરીને કહ્યું આને ૧૦૧ કોરી ઇનામમાં આપો. વળી કહ્યું " સવદાસ તારે પોલીસખાતામાં નોકરી કરવી છે?" સવદાસે હા પાડી. જેથી તેને મિયાણીના જમાદાર તરીકેનો ઓર્ડર આપ્યો. એ રીતે સવદાસ ૫૦ પોલીસના થાણાનો જમાદાર બન્યો.

આ ત્રણે ભાઇઓની પેઢીએ જુદી પડતાં-એના વંશજનો જેઠા માલદે અહીં રહે છે, સાજણ ખીમા જે હાલ આફ્રિકા રહે છે તેનો ભાઈ સવદાસ ખીમા થોડાજ વર્ષો પહેલાં ગુજરી ગયો છે. તેનો પુત્ર માલદે સવદાસ હાલ અહીં રહે છે.

**સંતશિરોમણિ કલ્યાણદાસજી :–** (કાના અરજન) બહારવટિયા અરજનનો પુત્ર (સવદાસનો ભત્રિજો) કાનો. એનો પિતા અરજન બહારવટે હતો, તે વખતના તેના મિત્રો અરજનને ત્યાં આવતા જતા એ કાનાને ગમતું નહિ. કાનાની માતા માલી ધર્મપરાયણ હતી. અને પ્રભુ પર પ્રેમ રાખતી, દરરોજ જ્ઞાનકુંડ નાહીને મંદિરનાં દર્શને આવતી. સાધુ સંતોની સેવા કરતી. એની ધાર્મિક ભાવના કાનામાં વારસાગત ઊતરી.

કાનાનાં લગ્ન થયાં. પરંતુ પતિ-પત્નીના સ્વભાવ જુદા જુદા હતા. જેથી ઘરમાં કંકાસ ચાલ્યા કરતો. કાનો ખેતીનું કાર્ય કરીને આવે ત્યાં એની પત્ની કટુવચનો બોલ્યા કરે. આથી કયારેક તો કાનો વાડીએથી આવતોજ નહિ. એની મા પણ એની પત્નીને સમજાવી શિખામણ આપતી. છતાં એ "પથ્થર પર પાણી ઢોળવા જેવું" થતું એ શિખામણ લેવાને બદલે ઉલટી ગુસ્સે થતી, આથી કંકાસમાંથી કાનાના દિલમાં વૈરાગ્ય જન્મ્યો. સ્ત્રી ઉપરથી એનો પ્રેમ દૂર થઇને પ્રભુ

પ્રત્યે વળવા લાગ્યો. એવામાં કચ્છ તાબાના હિંગોળિયા ગામના પ્રખ્યાત સાધુ હરિદાસજી આવેલા. એ સાધુ મૂળદ્વારકા મંદિરમાં જેટલા દિ' રોકાયા તેટલા દિવસ રામાયણ સારી રીતે વાંચતા. કાનો એ સાંભળવા આવતો. એમાં કાનાને શાન્તિ મળતી. એ સાધુ જતા રહ્યા ત્યારે કાનો અહીંથી દોઢમાઇલ દૂર પાલખડા ગામે (ત્યાં દરરોજ જીવો મહારાજ રામાયણ વાંચતા.) દરરોજ અખંડિત રીતે ચાર મહિના સુધી રામાયણ સાંભળવા જતો, તેને ખૂબ જ લગની લાગી હતી. એ અરસામાં એના પિતા ગુજરી જતાં તેણે ખેતીનું કામ નાનાભાઈ જેસાને સોંપી દીધું. એના બે દીકરા હજુ નાના હતા. છતાં સંસારની માયા છોડીને એ કચ્છના હરિદાસજી મહારાજના ગામે-હિંગોળિયા ગયો. ત્યાં જઇને એના પગમાં પડયો, ત્યાં એમની પાસે બે વર્ષ ધર્મ-ગ્રંથોનું શ્રવણ કર્યું ત્યારપછી મહારાજશ્રીની રજા લઇ અડવાણો નથુરામ શર્મા માસ્તર પાસે આવ્યો. ત્યાં અવારનવાર સત્સંગ થયા કરતો. એ સમય દરમિયાન ત્યાં મહેર જ્ઞાતિના સંત શિરોમણિ રામબાઇ માતા પણ પધાર્યાં હતાં. તેથી કાનાએ આનાજી રામગુરુ પાસેથી દીક્ષા લીધી. ત્યારપછી કાનો સૌરાષ્ટ્રમાં કલ્યાણદાસજી નામે પંકાયો. તેણે યોગનો પણ અભ્યાસ કરેલો હતો. તે આખો દિવસ એક જ આસને બેસી આત્મસ્વરૂપમાં લીન બનીને નિજાનંદનો આનંદ માણતો. રામગુરુનો દેહ પડયા પછી સાતવરસે કલ્યાણદાસજી નો દેહ પડયો. ગામના પાદરમાં આનાજી રામગુરુ અને કલ્યાણ-દાસજીનાં સ્મરણ ચિહ્નો તરીકે એક દેરી છે. એમાં બન્ને વિભૂતિ-ઓની મૂર્તિઓ આવેલી છે

**સતી માકીબાઇ:-** એ બખરલા ગામની પુત્રી, અહીંના રતસીર સીદી પટેલની વીરમાતા તેમજ ભક્ત વસ્તા પટેલની ધર્મપત્ની હતી. એ પોતાના પતિ કરતાં પણ વધારે ઉદાર હતી. સાધુ સંતોની અદ્દભુત સેવા કરતી, પરોપકારી સ્વભાવની હતી અને દયાળુ હૃદયની હતી.

તે કયારેક ઘોડા ઉપર બેસીને તલવાર લઇને વીરાંગના સ્વરૂપે ખેતરે આંટો મારી આવતી. સવાર સાંજ દરરોજ મંદિરે દર્શન કરવા આવતી, જેટલા સાધુ-સંતો હોય તેમને સદાવ્રત આપતી. ગામની ધર્મશાળામાં પણ એ વખતે સદાવ્રત દેવાતું. ત્યાં જઇને પોતે કહી આવતી કે તમારે જ્યારે અનાજ જેટલું જોઇએ તેટલું તમારે હાથે, મારા કોઠારમાંથી કાઢી આવવું. જેથી સાધુ-સંતો જેટલા દિવસ આ તીર્થસ્થાનમાં રહેતા એટલા દિવસ માકીબાઇ તરફથી સદાવ્રત મળતું. જેથી સાધુ-સંતો 'મૂળદ્વારકાધીશકી જય સાથે 'માકી માત કી જય' બોલાવતા જતાં.

આ તીર્થભૂમિ હોવાથી અનેક ભકતો-સંન્યાસીઓ-મહાત્માઓ અવારનવાર આવ્યા કરે છે. તેમાં એક વખતે એક તેજસ્વી, પરોપકારી અને સેવાભાવી ખાખીબાવો આવ્યો હતો. તેની માકીબાઇએ ખૂબ જ સેવા કરીને તેનો સંતોષ પ્રાપ્ત કર્યો હતો. તેથી એણે પ્રસન્ન થઇ કહ્યું. "લડકી તુજે કયા ચાહિયે?" ત્યારે માકીબાઇએ કહ્યું "મહાત્માજી મને બધી વાતનું સુખ છે. સાત દીકરીઓ છે પણ એકેય પુત્ર નથી." મહાત્માએ કહ્યું "લડકી તુજે ભગવાનકી કૃપાએ પુત્ર હોગા." આમ ખાખી બાવાના વરદાનથી તેમને સીદી પટેલ જેવા શરવીર પુત્રને જન્મ આપ્યો. આ રીતે સતી લીરબાઇએ પોતાની જન્મભૂમિ બખરલા અને વિસાવાડા ભૂમિનું ગૌરવ વધાર્યું.

**સતી લીરબાઇ પુંજા:** એ અહીંની પુત્રી હતી, નાનપણમાં તેનું મોઢવાડા ગામે સગપણ થયું હતું. લગ્ન બાદ ઘણાં વર્ષો સુધી સાસરામાં રહી. તેમના આંતરિક-સાંસારિક સંબંધો પતિ-પત્નીજ જાણતાં અને પવિત્ર જીવન ગુજારતાં. તેના પતિમાં પુરુષત્વની ખામી હતી. છતાં એ વાતની જાણ તેણે કોઇની આગળ કરી ન હતી. પોતે ધાર્મિક જીવન

ગુજરતી. એના દિલમાં જરાપણ વિષયવાસનાની પ્યાસા જાગૃત બની ન હતી. તેના પતિએ કહ્યું, " હીરી, મારામાં ખામી છે. માટે તુ બીજા સાથે પરણી જા, હું ખુશીથી તને રજા આપું છું, મારા માટે થઇ તું તારૂં જીવન બગાડ નહિ. એ મારાથી જોવાતું નથી. " ત્યારે સતી હીરીએ જવાબ આપ્યો." મેં જેનો હાથ પકડ્યો એજ ખરો પતિ, બાકી બીજા મારે ભાઇને બાપ સમાન છે. મારા દિલમાં ભોગ વિલાસની તૃષ્ણા નથી માટે મારી જરાપણ ચિંતા કરવી નહિ. પરંતુ તમે જો ખુશીથી રજા આપો તો હું ઇશ્વર ભજનમાં એકજ મન લગાવી શકું. એ માટે જાઉં. ત્યારે તેના પતિએ ખુશીથી રજા આપી. તેથી હીરબાઈ, સંતશિરોમણિ કલ્યાણદાસજીની શિષ્યા બનીને પ્રભુ સાથે સંબંધ બાંધી ભવસંસારને તરી ગઇ. એનો ભત્રીજો મેઘંદ(મુકા) મથરી હાલ આફ્રિકામાં રહે છે અને તેનો ભાઈ મથરી પુંજા હાલ હૈયાત છે, જે અહીં રહે છે.

**ટેકીલી હીરબાઈ** :– એ પરોપકારી અને પવિત્ર જીવનગાળનારી ગીગા સુરદાસની ધર્મપત્ની થાય. એ મેરૂભાવી, ઉદાર, ધર્મપરાયણ પરગજુ સ્ત્રી હતી. ગામમા કોઇ બીમાર માણસ હોય તો તેને ઘેર દોડી જઇ. આશ્વાસન આપતી. દવાદારૂ કરતી કોઇ ગરીબ માણસ હોય તો તેમને મફત અનાજ આપતી તેણે ત્રીશ વર્ષ સુધી એકટાણાનું વ્રત કર્યું હતું. તે દરરોજ સવારે જ્ઞાનકુંડ નાહીને તેમજ સાંજે ભગવાનનાં દર્શન કરવા આવતી. મંદિરની આરતી થઇ રહ્યા પછી. સામેનું કોઇ માણસ પોતાની મેળે "રામકૃષ્ણ" એમ બોલે, તો તે જમતી. કદાચ કોઇ "રામકૃષ્ણ" પોતાની મેળે ન બોલે તો એને ઉપવાસ કરવો પડતો ધર્મખાતર મહેર સુવાનોને પડકારતી "તમે તમારા ક્ષત્રિય ધર્મ તરફનું કર્તવ્ય બજાવવાનું જ્યારે આવી પડે ત્યારે મોતથી ડર્યા વગર કૂદી પડજો. પરંતુ બીરુણ્ અની ભૂમિને કલંક લગાડશો નહિ." મોઢવાડાના ઘેર માટે લડવાનો વખત આવ્યો ત્યારે તેમણે મહેર

યુવાનોને પોતાના હાથે જમાડીને, આશીર્વાદ આપીને મોકલ્યા હતા. ઓડેદ્રા જસા કુંભા :– અહીંના માણસોમાં સૌથી વધારે મંદિરો સાથે સંબંધ રાખનાર, ધર્મપ્રેમી, સાધુસંતોની ખરા દિલથી સેવા કરનાર અને હસમુખા સ્વભાવવાળો આ મહેનતુ ઓડેદ્રો મહેર હાલ અહીં રહે છે તે શરૂઆતમાં ખેતી કરતો અને સાથોસાથ ગામની ચોકિયાત તરીકેની નોકરી પણ કરતો. વળી જ્ઞાનકુંડ પરથી ગાયોને પાણી પિવડાવવા માટેનો હવેડો ભરતો. (વૃદ્ધાવસ્થાના કારણે હવેડાની તથા ચોકિયાતની કામગીરી મૂકી દીધી છે.) તે જ્ઞાનકુંડનો હવેડો ભરતો ત્યારથી અત્યાર સુધી મંદિરો સાથેનો સંબંધ ગાઢ રીતે જાળવે છે. તે પૂજારીઓની સ્થિતિ સારી રીતે સમજે છે. અને પહેલેથીજ પોતાનું કાર્ય પૂર્ણ કર્યા બાદ આખો દિવસ મંદિરોમાંજ વિતાવે છે. વળી પોતાથી બનતી સાધુ–સંતોની સેવા કરે છે–સત્સંગ કરે છે.

હુતાસણી આવે એટલે આ ગામનાં બાળકોથી માંડીને વૃદ્ધો સુધીનાં માણસો તેના ઉપર ખુશ થાય છે. કારણ કે હુતાસણી પ્રસંગે તે 'રા' થાય છે. તે 'રા' તરીકેનો સુંદર અભિનય કરે છે. અને દરેક માણસોને હસાવે છે, આ ગામના નવા 'રા' એણેજ તૈયાર કર્યા છે. ગામના માણસો તેને 'જસાઆતા' કહીને બોલાવે છે. એટલે ગામનાં બધાં માણસો કહે છે કે જસોઆતો 'રા' થાય તોજ મઝા આવે તેથી એમની વૃદ્ધાવસ્થા છતાં ગામના માણસોનું માન જાળવી 'રા' તરીકેનું કાર્ય તેણે હજુ ચાલુ રાખ્યું છે. તે બધા બેઠા હોય ત્યારે તેનાં હસમુખા સ્વભાવ પ્રમાણે ઉખાણાં કે મુહાવરા કે જોડકણાં કહીને બધાને હસાવે છે. જેથી બધાને પ્રિય થઇ પડેલ છે.

તેની નીતિ પ્રમાણે તેના મોટા પુત્ર માલદેવની કમાણીમાં ઈશ્વરે બરકત આપી છે. પરિણામે આ ગામમાં પરોપકારી અને ધાર્મિક કાર્યો ઘણાં થયાં છે. મંદિરોમાં પણ તેણે પોતાથી

ઉપરના ભાઇ બહેનોએ મૂળદ્વારકા ભૂમિની ગૌરવ ગાથામાં પોતાથી બનતો ફાળો આપ્યો છે. અને જેઓ હૈયાત છે તેઓ આપણી ભૂમિને શોભે એ રીતે દિનપ્રતિદિન ભલાઇનાં કાર્યો કરતા રહેશે. આ ભૂમિનો ભૂતકાળ કેવો ભવ્ય હતો. એનો ખ્યાલ કરી, આપણે કોઇપણ એવું હલકું કાર્ય ન કરવું જેથી આપણા પૂર્વજોને કલંક લાગે, ભૂમિને પણ કલંક લાગે, ધર્મની રક્ષા કરવી. ધર્મની નિંદા કરવી નહિ. મંદિરો અને પૂજારીઓ પ્રત્યે સદ્ભાવના રાખવી. પૂર્વજોના ઉજ્જ્વલ રસ્તે ચાલવું. "જાગ્યા ત્યારથી સવાર માંડીને" પરોપકારી કાર્યો કરતા રહેવું. "ભલું કરનારનું ઇશ્વર પણ ભલું કરશેજ."

## कर भला होगा भला

"તુલસી ગરીબ ન સતાવિયે, બુરી ગરીબકી હાય;
મુઆ ઢોર કે ચામસે, લોહા ભસ્મ હો જાય."

પ્રાણી માત્ર પર દયા રાખતા શીખવું. સ્વાર્થ છોડી પરમાર્થમાં મન લગાડી જીવન ઉજ્જ્વલ બનાવો.

( અનુસંધાન પૃષ્ઠ જુઓ )



(૧૫). કુહાડાનો ઘા રૂઝાય જાય છે, પરંતુ કઠોર વચન બોલવાથી વિંધાયેલા હૃદયનો ઘા કદી રૂઝાતો નથી.

(૧૬). મોટોભાઇ પિતા તુલ્ય છે, ભાર્યા અને પુત્ર પોતાના શરીર તુલ્ય છે, નોકરવર્ગ પોતાની છાયા સ્વરૂપ છે અને કન્યા અત્યંત કૃપા કરવા યોગ્ય છે. માટે એઓમાંનું કોઇ તિરસ્કાર કરે તોપણ દુઃખ ન લાવતાં સદા તે સહી લેવું.

# મહેર જ્ઞાતિનો વર્તમાનયુગનો નિંઝાત ભક્ત



મૂળદ્વારકાનાં મંદિરો પર અખૂટ શ્રદ્ધા રાખનાર, નીતિને રસ્તે ચાલનાર, ધર્મરક્ષક અને ઉદાર આ ભીડભંજન મહાદેવના પરમ ભક્ત ( આ ભાઇએ પોતાનું નામ કોઇપણ જગ્યાએ છપાવવાની મનાઈ કરેલી છે. છતાં જેણે અમારી ભૂમિને ગૌરવંતી બનાવી છે. એનો ઉલ્લેખ કરવો એવી મારી ઇચ્છા હોવાથી તેની ના છતાં મેં નામ નહિ દેતાં વિગત જણાવી છે. વાચકવર્ગ આ ઉપરથી એના સ્વભાવનો ખ્યાલ કરી શકશે)નો જન્મ મહેર જ્ઞાતિમાં ઓડેદ્રા શાખામાં (અહીંજ) થયો છે તે હાલ આફ્રિકામા આવેલ ચેમ્બીલમાં રહે છે, છતાં તેનું મન હંમેશાં જન્મભૂમિ પ્રત્યે લાગી રહ્યું હોય છે. મૂળદ્વારકાના મહેર જવામર્દોમાં મંદિરો પ્રત્યે તેને સૌથી વધારે શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ છે. રાત્રે સ્વર્ગસનું રોશનીથી ઝળકતું, આસપાસનાં ગામડાંઓમા શ્રદ્ધાના સૂરો રેલાવતું, ઈલેકટ્રીક રોશનીથી સુશોભિત બનતું અહીંના મંદિરોનું દૃશ્ય દીપાવવા માટે ઇલેકટ્રીક મશીન તથા વાયર ફીટીંગ વગેરે શરૂઆતનો તમામ ખર્ચ તેણે આપ્યો છે. પરિણામે "રણમાં વીરડી" માફક રાત્રે રોશની થતાં આસપાસનાં ગામડાઓમાં પ્રકાશ દેખાવાથી તે લોકો અહીંનાં મંદિરો પ્રત્યે વધારે શ્રદ્ધા કેળવે છે.

પ્રભુએ તેને પૈસો આપ્યો છે તેમ એનો સદુપયોગ કરતાં પણ એને આવડે છે. ભીડભંજન મહાદેવની ચારે તરફનો વરંડો તેણે કરાવી આપ્યો છે. મંદિરના ચોકમાં પાણીની ટંકી નખાવી દીધી છે, જ્ઞાનકુંડની આસપાસમા નીચે પથ્થરની લાદી પથરાવી આપી છે, સ્વર્ગદ્વાર સામેના પેઢા ઉપર પણ પથ્થરની લાદી પથ-

બનતી ફરજ અને કર્તવ્ય બજાવ્યું છે. પ્રભુ કૃપાથી તેનું કુટુંબ આજે સુખી છે. કોઈના બૂરા કાર્યમાં તેણે કદી જીભ વાળી નથી. તેને કોઈપણ ગામનું પરોપકારી કામ સોંપવામા આવે તો તે ખરા દિલથી, જાતદેખરેખ રાખી કામ સફળ બનાવે છે. તેણે ઉત્તરાખંડની યાત્રા પણ કરી છે. તેમનો મોટો પુત્ર શિવલક્ષ્મા માલદેવ હાલ આફ્રિકા છે અને નાનો પુત્ર સાજણ હાલ અહીં ખેડ કરે છે—પોતાની જમીન સાચવે છે. આ રીતે તેના પુત્ર-પૌત્રાદિ સુખી સ્થિતિમાં છે.

> દયા ધર્મકા મૂલ હૈ, પાપ મૂલ, અભિમાન;
> 'તુલસી' દયા ન છોડિયે,' જબલગ ઘટમેં પ્રાન.

**શેઠ લાલજી ભીમજી :–** પરોપકારી, દયાળુ, અને સાધુ-સંતોની સેવાકરનારો હતો. તેઓને મંદિર પ્રત્યે ખૂબ જ શ્રદ્ધા હતી. મોટે ભાગે તેઓ પુનામાં જ રહેતા સાધુ-સંતોને સદાવ્રત દેવા માટે પૈસા મોકલતા. તેમણે બે વાવ ગોળાવી અને બધાવી આપી છે. એક ગામમાં જતાં કોઠા પાસે આવે છે. તેમાંથી આખા ગામનાં માણસો પાણી પીએ છે, અને આશીર્વાદ આપે છે જે "લાલજી વાવ" તરીકે પ્રસિદ્ધ છે, બીજી મોટવાડા જતા રસ્તામાં 'ચોરડી' પાસે વાવ બંધાવી આપી છે. છે. એ "નારાયણ વાવ" તરીકે ઓળખાય છે. એ વાવ પણ લોકોને તથા પશુઓને ઘણી જ આશીર્વાદ રૂપે છે. લોકો મારગમો એ રસ્તે તરસ્યાં થાય છે.- તેથી રસ્તા ઉપર એકેય વાવ નથી જેથી લોકો સ્વ૦ને આશીર્વાદ આપે છે.

**મહેર વરતા જીવા :–** એનો સ્વભાવ પરોપકારી અને દયાળુ છે. તેના કુટુંબમાં સારો સંપ છે તેણે નીતિ કદી છોડી નથી પ્રમાણિકપણે પોતાનું કાર્ય કરે છે. તેણે હજુ સુધી કોઇના બૂરા કાર્યમાં જીભવાળી નથી અને પોતાથી બનતું ભલાઈનું કાર્ય કર્યું

છે મંદિરો પ્રત્યે હંમેશાં ભાવનાથી જુએ છે, પૂજારીઓ તરફ પણ સારો પ્રેમ જાળવે છે. જાત મહેનત કરી પોતાની ખેતી આબાદ બનાવી છે. તેમની નીતિ પ્રમાણે પ્રભુએ તેના તેના પુત્રોને (આફ્રિકામાં) કમાણીમાં બરકત આપી છે.

તેઓ દરરોજ જ્ઞાનકુંડમાં નાહીને મંદિરે દર્શને આવે છે. સ્વભાવ શાન્ત અને નમ્ર છે. સાધુ-સંતો પ્રત્યે સેવાભાવ જાળવે છે અતિથિ સત્કારમાં આનંદ માણે છે. તેમના કુટુંબના સંપનો દાખલો બીજાએ ને લેવા જેવો છે.' 'સંપ ત્યાં જંપ' જે કુટુંબમાં સંપ છે. ત્યાં રિદ્ધિ સિદ્ધિ રહે છે.

"તનરોગી, શીર શત્રુતા, ધન આવેને જાય;
પણ જો સંપ કુટુંબમાં, સુખી રહે સદાય.

એ મુજબ જો કુટુંબમાં સંપ હોય તો તે સદાય સુખી ગણાય છે. આ રીતે આ માણસના કુટુંબમાં જે સંપ છે. એ આનંદની વાત કહેવાય. એટલું જ નહિ પણ બીજાઓ વચ્ચે સંપ કરાવવા માટે પણ મહેનત કરે છે. તેમનું શરીરસુખ પણ સારૂં છે મજબૂત અને તંદુરસ્ત શરીર છે. આજના માણસો ધર્મ ઉપર પ્રેમ રાખે અને નીતિને પંથે ચાલે, ગરીબો તથા દુ:ખીઓ ઉપર દયા રાખે તેમજ મંદિરો પ્રત્યે શ્રદ્ધા અને ભાવના રાખે એવી ઈચ્છા રાખે છે.

તેમના બે પુત્રો દેવો તથા મુળુ હાલ આફ્રિકા રહે છે. બાકીના પુત્રો અરજન, સામત વગેરે અહીં રહે છે તેઓ ખેતી સંભાળે છે આ રીતે તેના પુત્રો-પૌત્રાદિ કુટુંબ બધું સુખી છે ભલું કરનારનું ઈશ્વર ભલું કરે છે. જ્યા નીતિ અને ન્યાય છે ત્યાં સુખ અને સમૃદ્ધિ છે. જ્યા અનીતિ અન્યાય છે ત્યાં દુ:ખ છે

ગાળી દીધી છે. આમ એનો સ્વભાવ ઉદાર અને પરોપકારી છે. તેમજ તે જ્યારે આફ્રિકાથી અહીં આવે છે ત્યારે મંદિરો માટે તથા ગામ માટે ઉદાર હાથે, પરોપકારી અને ધાર્મિક કાર્યો કરાવે છે દરરોજ સવારે અને સાંજે બે વખત મંદિરમાં આરતી વખતે આવે છે. ત્યારે મંદિરોમાં જેટલા સાધુ-સંતો હોય એ બધાને પોતાને ઘેર લઈ જઈ ભોજન કરાવે છે. આવું એવું દિલાવર દિલ છે. પોતા પાસે પ્રભુ કૃપાથી લાખો રૂપિયાની મિલકત છે. છતાં સાદાઈ, નમ્રતા અને નિરાભિમાનપણું એ તેનાં આભૂષણો છે. નહિતર ગામડાંઓમાં એટલો પૈસો પામે હોય તો મહેરબાઓ ૭૫ ટકા અભિમાની બની જાય છે. અને પૈસો સદ્દરસ્તે વાપરવાને બદલે ગેરરસ્તે ઉડાવે છે. અંદરો અંદર વઢવાડ કરે છે. અને કોર્ટ-વકીલોને ચરણે પૈસા ધરે છે, ત્યારે એના પર જેમ લક્ષ્મીની કૃપા થઈ તેમ એ પૈસાનો સદુપયોગ પણ કરે છે. તેમજ એનો સ્વભાવ નમ્ર બનતો જાય છે. એની સાધુ જેવી સાદાઈ, ભક્ત જેવું ભાવિક મન, મહાત્મા જેવું ધૈર્ય, ધર્માત્મા જેવી શ્રદ્ધા, સિંહ જેવો સશક્ત અને અડીખમ બાંધો અને વિવેકભરી વાણી છે. સં. ૧૨૬૨માં અહીંનો જેવો વિંઝાત ભક્ત હતો. એની ઝાંખી કરાવે તેવો વર્ત-કાળમાં અહીં આ ભક્ત છે, તેના જેવો ઉદાર અને પરોપકારી સ્વભાવ છે, તેના જેવી સાદાઈ છે, તેના જેવી ધર્મભાવના છે, તેના જેવો દિલમાં અતિથિ સત્કાર છે, તેના જેવું મનનું ધૈર્ય છે. એટલે વિંઝાત ભક્ત જેવો ભક્તવીર, શૂરવીર, ધનવીર, ધર્મનિષ્ઠ, કર્તવ્ય-નિષ્ઠ, ધર્મરક્ષક અને પરોપકારી સ્વભાવનો છે. એવા એને "વર્તમાન સમયનો વિંઝાત ભક્ત" ઉપમા આપવામાં આવે તો જરાપણ અતિશયોક્તિ નથી.

તેને મંદિરો પ્રત્યે ખૂબજ પ્રેમ છે. અહીં જ્યારે તે રહે છે, ત્યારે દરરોજ સવાર-સાંજ બને વખત આરતી સમયે આવે છે.

એ જ્યારે અહીં રહે તો ત્યારે તેને ઝાલર તથા નગારું વગાડવાનો ભારે શોખ હતો. વળી આરતી શરૂ થાય ત્યારથી પૂર્ણ થઇ રહે ત્યાં સુધી એકજ હાથે અવિરામપણે ટોકરો વગાડવાની સ્પર્ધામાં પણ સફળ બનતો. એનો જોડીદાર અરશી હરજીમ હાલ આફ્રિકા છે.

તેને અહીંના ભીડભંજન મહાદેવ ઉપર વિશેષ ભાવના છે. એ દેશમાં હતો ત્યારે આરતી કર્યાબાદ જમતો અને જમ્યાંપછી ભીડભંજન મહાદેવના મંદિરની અંદર બેસીને, મધરાત પણ વીતી જતી ત્યાં સુધી ધ્યાનમાં બેસી રહેતો. એટલો ધ્યાનમાં તલ્લીન બની જતો કે સમયનું ભાન રહેતું નહિ. મહાદેવની ભક્તિને લઇને તેને આફ્રિકા જવાનું થયું. આફ્રિકા પ્રથમ જતી વખતે ભીડભંજન મહાદેવના લિંગને, જેમ માતાને ભેટીને બાળક રડે તેમ આ ભકતે ભેટીને પોતાનાં આંસુ વડે શિવલિંગને અભિષેક કર્યો હતો. આફ્રિકા ગયા પછી ત્યાં પણ તેણે નીતિનો પંથ છોડયો નહિ. પરિણામે ભીડભંજન મહાદેવે તેની આર્થિક ભીડનું ભંજન કરીને લક્ષ્મીની કૃપા કરી. તેને મંદિરો તેમજ પૂજારીઓ સાથે એટલો અતૂટ સંબંધ અને શ્રદ્ધા છે. કે.પોતે કહે છે " હું અહીં છું પણ જ્યારે આખ મીંચીને હૃદયમાં જોઉં છું ત્યારે મને બધાં મંદિરો દેખાય છે. આરતી વખતનાં દૃશ્યો, પૂજારીઓ, આસપાસનું વાતાવરણ બધું સ્પષ્ટ રીતે જોઇ શકું છું. " આવી તેની તીવ્ર ભાવના છે. તે જ્યારે દેશમાં આવે છે ત્યારે પ્રથમ મૂળદ્વારકાં મંદિરોનાં દર્શન કરી, યોગ્ય ભેટ ધરી, પછી પોતાને ઘેર જાય છે. અને આફ્રિકા જાય છે ત્યારે પણ બધાં મંદિરોનાં દર્શન કરી યોગ્ય ભેટ ધરી પછી જાય છે. તે અહીં હોય છે ત્યારે અવાર નવાર મંદિરોમાં આવી સાધુ–સંતોને ભોજન કરાવવા પોતાને ઘેર લઇ જાય છે. સાધુ–સંતો ખુશ થઇ આ ભકતની જય બોલતા જાય છે.

તેનો મંદિર પ્રત્યે તથા પૂજારીઓ પ્રત્યેનો સંબંધ એના બાપ-

દાદાના વખતથી અતૂટ ચાલ્યો આવે છે. તેઓ બધા પોતાની ખેતીનું કાર્ય કર્યા બાદ મંદિરના સત્સંગમાં સમય ગાળતા. એ રીતે આ ભકત પણ જીંદગી સુધી પરોપકારી કાર્યો કરતો રહે. અને મંદિરો તથા પૂજારીઓ સાથે એવો સંબંધ જાળવે.

પ્રભુને પ્રાર્થના છે, કે આવા નરવીરો અમારી ભૂમિમાં જન્મ ધારણ કર્યા કરે જેથી પોતાનું, ગામનું અને દેશનું કલ્યાણ કરે.

ધન્ય હો આવા ભકતવીર, ઉદાર ભકતને ! ધન્ય હો વર્તમાન યુગના વિજ્ઞાન ભકતને ! ધન્ય હો શિવ ભકતને !



(૧૭). પચીશ વર્ષની વય પછી પુત્રોને ગૃહ કાર્યમાં જોડવા અને તે પછી તેમને પોતાના સમાન માનીને સ્નેહ દર્શાવવો.

(૧૮). પતિ, સ્ત્રીને કઠોર વાકય કહે અને ક્રોધયુક્ત ચક્ષુથી જુએ તો પણ જે સ્ત્રી પ્રસન્ન મુખવાળી રહે તે સ્ત્રી ધર્મભાગિની છે.

(૧૯) સ્ત્રી એ પુરુષનું અર્ધ અંગ છે. અને તે પુરુષને વિશ્રામરૂપ છે. માટે તેને ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા અને મીઠાં વચનથી સર્વદા પ્રસન્ન રાખવી.

(૨૦). વાત, પિત્ત, અને કફ એ ત્રણે શારીરિક ગુણ છે, જેમનામાં એ ત્રણે ગુણ સમભાવે હોય તે શરીરે નીરોગી કહેવાય છે.

## બર્ડાના બે કેશરી-નરસિંહો



**સિસોદિયો કેશવ રણમલ :-** બર્ડા અને ઓખા પ્રદેશમાં, કુસ્તીમાં ડંકો વગાડનાર કેશવ રણમલ સીસોદિયા, એ અહીંનો એક કેશરી-નરસિંહ હતો. એનો ચહેરો યુરોપિયનોને પણ આંજી નાખે તેવો ગોરો હતો, શરીર અલમસ્ત, કસાયેલું અને નીચા ધાટનું હતું એની મોટીમોટી આંખોમાં વીરતાનું ખમીર ભર્યું હતું, નીડર અને પહોળી છાતી હતી, કુસ્તીબાજ ભૂજાઓ હતી, દિલાવર દિલ હતું અને જોરાવર જાંઘો હતી. એના વખતમાં "કેશવ-ઓધડ" ની બર્ડામાં હાક વાગતી. ઓધડ કરતાં કેશવ મર્દાઈમાં તેમજ હિંમતમાં અનેક ગણો ચડિયાતો હતો. એના હૈયામાં અખૂટ હિંમત ભરી હતી. એને કુસ્તીનો ભારે શોખ હતો. જ્યાંજ્યાં કુસ્તીના મેલાવડા થતા ત્યાં ત્યાં એ જતો અને સૌને પડકારીને કુસ્તીમાં ઉતરતો.

એક વખત ઓખામાં વાઘેરોનો મેલાવડો હતો. વાઘેર લોકો પણ શૂરવીર, ઝનૂની, વફાદાર, ધર્મપ્રેમી, સંપીલા અને અતિથિ સત્કાર-ના પ્રેમાળ હોય છે. તેઓ પોતાના મેળા-ઉત્સવોમાં મર્દાનગીની રમતો ગોઠવે છે. જેમાં કુસ્તી એ મુખ્ય હોય છે. જેથી એ મેલાવડામાં કેશવ પણ ત્યાં ગયો હતો. કુસ્તીબાજો, કુસ્તીબાજને માનથી આવકારે છે. ત્યાં ભલભલા વાઘેરો કુસ્તીનાં પ્રખ્યાત હતા. તેમનાં પાણી પણ કેશવે ઊતારી નાખ્યાં હતાં. અને તેણે કુસ્તીમાં પ્રથમ નંબર મેળવ્યો હતો. આથી કેશવને વાઘેરોએ ઇનામ આપ્યું હતું. વાઘેર લોકોએ પ્રેમથી એને કેટલાક દિવસ સુધી પોતાના મહેમાન તરીકે રાખ્યો હતો. કેટલાક વાઘેરો સાથે એનો પરિચય કરાવ્યો હતો. કેટલાય વાઘેરોએ

એને મહેમાનગીરીઓ આપી હતી. ત્યારબાદ એને પ્રેમથી વિદાય આપી હતી.

કેશવમાં કુસ્તી લેવાની કળા હતી અને સાથે બળ પણ હતું તેથી બળ અને કળ એ બને કેશવની કુસ્તીનાં શક્તિશાળી અંગો હતાં. સામો માણસ ગમે તેટલો બળવાન હોય ત્યાં જેમ સિંહ એક પંજે મારી સિકારને પોતાની ડોક ઉપર ચડાવી દે છે. તેમ કેશવ, સામેના કુસ્તીબાજને અદ્ધર ઉપાડી લેતો.

કેશવને બર્ડા પ્રદેશમાં તેમજ ઓખા પ્રદેશમાં લોકો સારું માન આપતા. આફ્રિકામાં તો કેશવે ત્યાંના નેટિવો ઉપર એવી ધાક બેસાડી દીધી હતી કે કેશવને દેખતાંજ તેઓ ડરી જતા. અને તે જ્યારે અહીંયા આફ્રિકા જતો ત્યારે ત્યાંના નેટિવો 'રાજા'ની પેઠે એનું સ્વાગત કરવા સામે આવતા. આફ્રિકામાં એ વખતે કોઇ, હિંદી ભાઇ-ઓને હેરાન કરતું તો કેશવ તેને ડરાવીને સ્પષ્ટ કહી દેતો. કેટલાકને તો તેણે મારીમારીને લાંબા કરી નાખ્યા હતા. એનામાં સદ્ગુણો હતા. પરંતુ કુસંગને લઇને દારૂપીવાનો દુર્ગુણ હતો. જેથી એ વ્યસને એને પેટનો દુઃખાવો લાગુ પડી ગયો હતો. અને એ દુર્ગુણે "બર્ડાના કેશરી નરસિંહ"નો ભોગ લીધો. આજે પણ બર્ડા તેમજ ઓખાના પ્રદેશના કેટલાક લોકો તેમને યાદ કરે છે.

"બર્ડાનો બીજો કેશરી નરસિંહ"—મોઢવાડિયો હાજા રણમલઃ- તેનો હિંમતવાન અને રુઆબદાર ચહેરો હતો, મર્દાનગી એમના અંગેઅંગમાંથી ઊભરાતી હતી, આંખોમાં વીરતાનો જુસ્સો ભર્યો હતો, ભડવીર ભૂજાઓ હતી, નીડરતા તો એના લોહીના એકે એક બિંદુ-માંથી ઊભરાતી હતી તેમજ શૂરવીરતાનાં દરેક લક્ષણો એના અંગમાં ભર્યાં હતાં. એના કલેજાને વીરત્વનું પાણી પાયું હતું. એવો મહેર

જવાંમર્દ વર્તમાન સમાજમાં પાક્યો નથી અને એવો બધી રીતે શૂર-વીર દેખાવડો પાકશે પણ નહિ. કેશવ, ઓઘડ, મુળુ ઓખાઈ તથા ખર્ડાના પ્રખ્યાત શૂરવીર મહેરો થઇ ગયા છે. એ બધાને મર્દાઈમાં, હિંમતમાં અને બાંધામાં આંટી દે તેવો-હરાવી દે તેવો શૂરવીર હાજો હતો. એનો જેવો દેખાવ હતો તેથી વધુ એ ભડવીર હતો. મહેર પ્રજાને એ ગૌરવ રૂપે હતો. એ જ્યારે તકરારે ચડતો ત્યારે સિંહની પેઠે શત્રુઓ ઉપર તૂટી પડતો. મોતથી એ જરાપણ ડરતો નહિ. હાથી જેવી મસ્તાનભરી ચાલથી એ ચાલ્યો જતો. કોઇ માણસનો દેખાવ શરીર જેવો હોય છે. પણ ખરે વખતે-ધીંગાણા વખતે એની શૂર-વીરતાની કસોટી થાય છે ત્યારે એ ભાગી છૂટે છે. ત્યારે હાજો દેખા-વમાં પણ શૂરવીર હતો એટલુંજ નહિ, પરંતુ મર્દાઇમાં તો સવાયો હતો. કોઇપણ અમલદારથી એ ડરતો નહિ કોઇ ભૂલેચુકે એનું અપ-માન કરી બેસે તો તુરતજ એ યમપુરીનાં દર્શને પહોંચી જતો. ખર્ડામાં એનો ડંકો વાગતો. તે શૂરવીર, વટવાળો અને ભોળો હતો. તેની ભોળપણને લઇને કેટલાંક સ્વાર્થબાજીઓ અમુક પ્રસંગે એને "કુહાડાનો હાથો બનાવતા." મહેર જાતિના કોઈપણ ભાઇ-બહેનનું કોઈ પણ અપમાન કરે તો મેળામાં અસંખ્ય મેદની જામી હોય છતાં ત્યારે એની કુહાડી ચાલતી. અને માર્યા વગર રહેતો નહિ.

એક વખત માધવપુરના મેળા પ્રસંગે હજારો માણસો ભેગાં થયાં હતાં એમાં કોઈ કારણે અમુક મહેર બહેનોને કોઇએ ધક્કા માર્યા હશે. એ વાતની હાજાને (જ્યાં પોતેબેઠો હતો ત્યા) જાણ થતાં તુરત જ તે સિંહ-ગર્જના કરતો રસ્તામાં જેટલા આવતા ગયા એ બધાને કુહાડી મારતો ગયો. અને ત્રીસ-ચાલીશ યુવાનોને માર્યા હતા.-ઘાયલ કર્યા હતા. ત્યાં તો આખો મેળો વેર-વિખેર થઈ ગયો હતો. પોલીસ અમલદારોને પણ જાણ હતી છતાં "આંખ આડે

કાન કરી" મોતની બીક તેની પાસે ગયા ન હતા!

તે પોરબંદર એકાંતરે જતો. 'બસ'ની ટિકિટ કોઇ દિવસ એની પાસેથી કોઇએ માગી ન હતી. અને તેણે ક્યાંય ટિકિટ દીધી ન હતી! ઘેરથી એ નીકળે ત્યારે પોતે જરા હાથ ઊંચો કરે. એટલે બસ-ડ્રાઇવર સમજી જતો, આથી એ આવે ત્યાં સુધી બસ થોભાવે. એ વખતની આગલી સીટમાં તે બેસતો. કોઇ બેઠું હોય તો તેને ત્યાંથી ખસી જવું પડતું. એક વખત એક ફોજદાર નવો જ આવેલો હતો. એ આગલી સીટ પર બેઠો હતો. ડ્રાઇવર મુંઝાયો. ફોજદારને પણ ખસવાનું કહેવાય નહિ અને હાજાની તો આગલી સીટ હંમેશાં સ્પેશિયલ રહેતી, જેથી ડ્રાઇવર "નરો વા કુંજરો વા" મુજબ બેસી રહ્યો હાજે આવીને ફોજદારને કહ્યું–"એય, પાછળ બેસી જા ! મારે ત્યાં બેસવું છે. નવો ફોજદાર એનો દેખાવ અને રુઆબ જોઇને ચુપ-ચાપ નીચે ઊતરી પાછળ બેસી ગયો. ફોજદારની રિવોલ્વર લટકતી હતી. પણ હાજાની ખુમારીથી એ ફોજદારનું હૈયું બેસી ગયું હતું. હાજો જ્યાં સુધી જીવતો હતો. ત્યાંસુધી આ ગામનાં માણસોને કોઈ પોલીસ અધિકારી દબાવી શકતો નહિ. કોઇ ગુન્હામાં આવતો. ત્યારે પ્રથમ હાજાને બોલાવી સમજાવી પછી એ ગુન્હેગારને હાજાની રૂબરૂમાં બોલાવી શકાતો.

એક વખત બર્ડામાં પ્રખ્યાત એવા (......) મહેરને બીજી જ્ઞાતિના માથા ભારે માણસો દબાવતા હતા. અને ત્રાસ આપતા હતા. જેથી તેણે હાજાપર ચિઠ્ઠી લખીને માણસ મોકલ્યો. એ માણસ સૂર્યાસ્ત સમયે આવ્યો હતો. (હું પણ ત્યારે સ્કૂલમાં શિક્ષક તરીકે હતો.) હાજાને ચિઠ્ઠી મળતાં તુરત જ હથિયારો બાંધીને ઘોડા ઉપર તુરત જ ચાલી નીકળ્યો. રાત્રે જઇ એવે જ સમયે એ માણસના દરેક દુશ્મનોના મકાન ઉપર બંદૂકના અવાજો કરી જગાડ્યા

અને કહ્યું "તમારો બાપ આવ્યો છે માટે બાયડી હોય અને તમારી મા એ સવાશેર સુંઠ ખાધી હોય તો હથિયાર લઈને બહાર નીકળો." બધા પગે લાગ્યા અને એને સમજે બધાએ મળીને મનામણું કર્યું. છતાં હાજાએ પડકારીને કહ્યું કે આ વખતે જો ડખલગીરી કરી તો કોઈને જીવતા નહિ રહેવા દઉં. પરંતુ દુઃખની વાત તો એ છે લોકો કહે કહે છે કે હાજાનું જ્યારે દગાથી ખુન થયું ત્યારે એ માણસ પોરબંદરમાં જ હતો છતાં છુપી રીતે મોટર કરીને પોતાને ગામ ભાગી ગયો હતો ! એને એમ કે હાજાના દુશ્મનોને એની ખબર પડી જશે તો નકામું માની પર વેર રાખશે. આવી રીતે એ માણસ દેખાવમાં મજબૂત હતો પણ હિંમતનો બીકણુ હતો.

હાજો ચોખ્ખું કહેતો કે અમારા મહેરભાઈઓ ખૂટેલ છે કોઇ પૈસા આપે તો સગાભાઈને પણ દગો દઈ દે. એટલે એ તકરાર કરવા જતો ત્યારે એકલે હાથે જ કરવા જતો. અને લોકો કહે છે મેર ખૂટ્યો, અને મેર ભાઇના જ હાથે હાજાનું ખુન થયું. આવી રીતે મેર ભાઇઓએ પોતાના આ દુર્ગુણને તિલાંજલિ આપવી જરૂરી છે. મેં મારી જન્મભૂમિમાં ચૌદ વર્ષ ગાળ્યાં છે. ત્યારે મને પણ મહેરના આ દુર્ગુણ પ્રત્યે ઘણું લાગી આવે છે. એનું શૌર્ય ગેરરસ્તે દોરાય જાય છે. અને અંદરો અંદર તકરાર કરવામાંથી જ પરવારતા નથી. આ એક દુર્ગુણ એના અન્ય ગુણોને કલંક લગાડે છે માટે મહેરભાઈઓ આ દુર્ગુણને દૂર કરવા પ્રયત્ન કરે તો એના હિતમાં છે. બાકી તો "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ"

એક વખત અહીની એક બહેનને સુવાવાડ આવવાની હતી. તે ખૂબ જ બીમાર પડી જતાં પોરબંદર લઈ જવા જેવી સ્થિતિ આવી. પરંતુ, એ બાઈના ધણીએ પોરબંદર જવી ખાસ ચોખ્ખાવલા

કર્યું. બીજું કોઇ તાત્કાલિક સાધન ન હતું. બસવાળાએ ચોખ્ખી ના પાડી દીધી. હાજા સાથે એના ધણીને જરા મન દુઃખ હતું. અણબનાવ હતો. જ્યાં હાજાને એ વાતની જાણ થતાં, હાજો તુરત દોડતો આવ્યો અને બસડ્રાઇવરને કહ્યું "એ સાલા, કેમ ના પાડે છે. એ બાઇ આવે ત્યાં સુધી બસ થોભાવજે. અને હવેથી જો આવી સ્થિતિમાં કોઇ બાઇ હોય અને કોઇને ના પાડી છે. તો આ કુહાડી તારી મા નહિ થાય. આવી રીતે હાજો પરોપકારનાં કાર્યો પણ કરતો.

મંદિરો સાથે પણ તે સારો સંબંધ રાખતો કોઇ પૂજારીઓને કાંઇ મુશ્કેલી હોય તો તુરત જ પતાવી દેતો.

પરંતુ એનામાં પણ કુસંગને લઇને દારૂપીવાનુ વ્યસન લાગુ પડી ગયું હતુ. જેથી લોકો કહે છે, કે એને ખૂબ દારૂ પીવડાવી બેભાન બનાવી કાવતરું કર્યું હતું. અને મહેરોનાજ હાથે પોરબંદર-માં એનું ખુન થયું. તેની પાસે ત્યારે એકપણ હથિયાર ન હતું. દુશ્મનો ઘણા હશે. અને બધા એકી સાથે મારતા હતા. ત્યારે લોકો કહે છે કે તે ગાળોનોજ વરસાદ વરસાવતો હતો. અને કહેતો હતો કે દીકરાઓ, મને પૂરો કરજો.( પૂરેપૂરો મારી નાખજો ) નહિતર તમારો બાપ જીવતો રહી જશે, તો તમારા ગામમાંજ આવીને રાય-રાય જેવડા કટકા કરી નાખીશ. આથી દુશ્મનોએ મારી નાખ્યો. ત્યારે એકપણ કરૂણ શબ્દ એના મોઢામાંથી નીકળ્યો ન હતો (એનો કેશ પોરબંદરની કોર્ટમાં ચાલ્યો હતો.) આવી રીતે એની વીરતા અદ્‌ભુત હતી. જીવ્યો ત્યાં સુધી કોઇને નમ્યો ન હતો. અને મર્દાઇની રીતે જીવ્યો. એની વીરતાનાં ગુણગાન તો એના દુશ્મનો પણ કરે છે. એ પણ કહેતો કે બાયલાઓનાં મોત ધીંગાણામાં થાય, તાવ આવે એમાં મરે નહિ. આ રીતે એના વચન પ્રમાણે એવું એનું મોત થયું.

એની પાસે એ વખતે એકપણ હથિયાર હોત તો, કોઇ એની પાસે આવી શકત નહિ. એટલી એની હિંમત હતી. સિંહ એક હાકલ કરે ત્યાં તો શિયાળિયાં જેમ ભાગી છૂટે-કંપી ઊઠે તેમ હાજી હાકલ કરતો ત્યારે એના દુશ્મનો એવીરીતે કંપી ઊઠતા અને ભાગી છૂટતા. આ ભૂમિનો એ નર-કેશરી સદાને માટે મહુર પ્રજાએ ગુમાવ્યો. તેના ભાઇ પરબત તથા સવદાસ હાલ આફ્રિકામાં સુખી સ્થિતિમાં છે. અને તેનો પુત્ર વિક્રમ અહીં રહે છે.



---

(૨૧) સત્ત્વ, રજ અને તમ એ ત્રણે માનસિક ગુણ છે, જેમનામાં એ ત્રણ ગુણ સમભાવે હોય તે મનનો નીરોગી કહેવાય છે.

(૨૨) જે માણસ જાણતો હોવા છતાં પણ બીજાને પૂછે છે. અથવા તેનું સન્માન કરે છે તે નિશ્ચય પંડિત અને ધર્માત્મા કહેવાય છે.

(૨૩) જે માણસ ધર્મને હણે છે તેને ધર્મ પણ હણે છે અને જે ધર્મની રક્ષા કરે છે. તેની ધર્મ પણ રક્ષા કરે છે.

(૨૪) કરેલાં પાપોનો પશ્ચાતાપ કરવાથી અને "ફરીથી તેમ નહિ કરૂં" એવી પ્રતિજ્ઞા કરવાથી મનુષ્ય પવિત્ર થાય છે.

(૨૫) જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા ભણાવનાર, અન્નદાતા અને ભયથી બચાવનાર એ પાંચ પિતા ગણાય છે.

# મહેરોએ કુતિયાણામાં દાખવેલી મર્દાનગી

ભારતમાં આઝાદીનો સૂર્ય ઊગી ચૂક્યો હતો. ત્યાં અમુક રાજ્યોમાં એ આઝાદીનાં પથરાતાં કિરણો સામે ધૂળ ઉડાડવાનો ગુપ્ત રીતે પ્રયત્ન ચાલતો હતો. જેમાં જુનાગઢનો નવાબ મહોબ્બતખાન, તેના દિવાન ભુત્તાની ભંભેરણીથી મુખ્ય હતો. 'લીલો નાઘેર' ગણાતો સોરઠનો રસાળ પ્રદેશ, નવાબના વિલાસ, વૈભવ અને સુખસમૃદ્ધિને પોષતો હતો. ત્યાં એના પાપનો ઘડો ભરાય ગયો હતો. "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" મુજબ ચુસ્ત કોમવાદી દિવાન ભુત્તાએ નવાબને પાકિસ્તાન સાથે ભળવા માટે ભંભેર્યો. પ્રજાની વિરુદ્ધ જવા માટે, પ્રજાના વિશ્વાસનું ખુન કરવા માટે અને જે ધરતીએ એને પાળ્યો-પોષ્યો, એનોજ દ્રોહ કરવા માટે તૈયાર બન્યો.

પરંતુ નવાબને તથા એના ભુત્તા દિવાનને એ વાતનો ખ્યાલ નહિ હોય કે જૂનાગઢ એતો હિંદુસમાજનું પુનિત તીર્થસ્થાન છે, એનો ગરવો ગિરનાર એ તો હિંદુધર્મની-ધાર્મિક સંસ્કૃતિનો છડીદાર છે, શૂરા ને સંતોની ગૌરવગાથા રેલાવનારો છે, સોરઠી સપુતોના સંગ્રામો જોનારો છે, રા'નવઘણ અને રા'ખેંગારની વીરતાનાં ગીતોનો ગાયક છે. એટલે સોરઠ ભૂમિનું અને હિંદુ સમાજનું ગૌરવ સ્થાન કદાચ પાકિસ્તાનમાં ભળે તો તો હિંદુધર્મ સામે વિદ્રોહ થાય, હિંદુધર્મને કલંક ચડે, સોરઠના ભડવીરોની વીરતાને લાંછન લાગે, ધર્મ માટે બલિદાન દેનારાઓનાં મૃત્યુ કલંકિત બને, સોરઠની ભૂમિમાં પથરાયેલા વીરપુરુષોના પાળિયાઓ પણ ધરતીમાં ધ્રૂજવા લાગે, અને એ અત્યાચાર થાય એતો સોરઠિયાણીની આબરુ લુંટયા બરાબર ગણાય અને રઝળેલા સોરઠી સપુતોની સગી આંખે એ બને ! એતો

'સૂરજ પશ્ચિમમાં ઉગવા" જેવી વાત થાય.

- છતાંપણ નવાબ મહોબ્બતખાનને તથા ભૂત્તાને એવી હજુ ખાત્રી થઈ ન હતી જેથી નવાબની મેલી મુરાદ તા. ૨૭-૯-'૪૭ના રોજ જાહેરમાં આવી સોરઠી સપુતો, હિંદુધર્મના રક્ષકો, પ્રજા સેવકોઅને દેશનેતાઓનાં હૈયાંમાં આગ લાગી. એના પડઘા બધે ગુંજી ઊઠયા. કેશરી-શામળદાસ ગાંધીના કલેજામાં એની કટારી ભોંકાઇ. તેથી તેમની વીરતાનો જૂસ્સો જાગૃત થયો, તેમણે કલમ મૂકી તલવાર ઉઠાવી. તા. ૨૯-૧૦-'૪૭ના રોજ રાજકોટ મુકામે નવાબના ઉતારાના વિશાળ મેદાનમાં સાત હજારની માનવ મેદનીમાં તેમણે ભાષણ કર્યું. અને કહ્યું "મારે જૂનાગઢમાંથી બાબીવંશની ગાદી સદાને માટે ઉખેડી નાખવી છે." એ દઢ નિશ્ચય સાર્થક કરવા માટે પ્રજાના પીઠબળ અને સહકારથી પ્રજાકીય સરકારની રચના કરવામાં આવી તે આરઝી હકુમત. આ રીતે આરઝી હકુમતનો સોરઠમાં જન્મ થયો. જેમાં મુખ્ય શામળદાસ ગાંધી હતા. તદુપરાંત શ્રી નરેન્દ્ર નથવાણી, શ્રી રતુભાઇ અદાણી, શ્રી ભવાનીશંકર ઓઝા, શ્રી મણીલાલ દોશી, શ્રી દુર્લભજી ખેતાણી, વગેરેએ જવાબદારી સંભાળી.

એ આરઝી હકુમતને (સહકાર આપવા માટે) સૌરાષ્ટ્રની વીર પ્રજાનો, ગરાસદારો, રાજાઓ, દરબારો, રજપૂતો, અને મહેર જવાં-મર્દોનો પૂરતો સાથ અને સહકાર હતો. આરઝી હકુમતનો પડકાર મહેર કોમના આગેવાન, સ્વધર્મપાલક, મહેર જ્ઞાતિના ઉદ્ધારક, ધર્મપ્રેમી, સમાજસુધારક અને વૃદ્ધાવસ્થાએ પહોંચેલા શ્રી માલદેવ-ભાઇ રાણા કેશવાલાના હદયે સાંભળ્યો. તુરત જ તેનો વીરત્વ-ક્ષત્રિય-જુસ્સો જાગૃત બન્યો. ધર્મ માટે બલિદાન આપવાની ભાવના જાગૃત બની. ધર્મ અર્થે હથિયાર હાથમાં લેવાનો પ્રસંગ આવ્યો. પ્રાણની બાજી ખેલીને વીર મૃત્યુ શોભાવવાની ધન્ય ઘડી આવી.

આથી શ્રી માલદેવભાઈએ આરઝી હકુમતમાં ભળવાનો મક્કમ નિર્ણય કર્યો. આરઝી હકુમતના સરસેનાપતિ શ્રી રતુભાઇ અદાણીને પૂરતી સંખ્યામાં મહેર જવાંમર્દોનું લશ્કર તૈયાર કરીને જરૂર સમયે આવવાનું વચન આપીને પોરબંદર આવ્યા. તુરત જ બર્ડા પ્રદેશનાં દરેક ગામડાંઓમાં ઘૂમવા લાગ્યા. મહેર યુવાનોને પોતાનું કર્તવ્ય સમજાવ્યું. ધર્મરક્ષા માટે મરી ફીટવાની ભાવના જાગૃત કરી. હિંદુધર્મ, ગાય, સાધુ-બાવાઓ, બ્રાહ્મણો, સ્ત્રીઓ, અને ગરીબોની રક્ષા ખાતર પૂર્વજો મરી ફીટ્યા છે તો એ સમય આપણા માટે પણ આવી પહોંચ્યો છે માટે તુરત બહાદુર બનીને તૈયાર બનો. શ્રી માલદેવભાઈના પડકારને બર્ડાના મહેર જવાંમર્દોએ વધાવી લીધો. આ ધર્મ-યુદ્ધમાં મરી ફીટવા માટે બર્ડાના લગભગ દરેક ગામડે તૈયારી બતાવી હતી જેમાં નીચેનાં ગામડાંઓના મહેર જવાંમર્દોએ તો પૂરતો સહકાર આપ્યો હતો. વિસાવાડા, બખરલા, મોઢવાડા, કેશવ, બગવદર, ભારવાડા, વાછોડા, ફટાણા, ઓખીરા, કુંછડી, ખાંભોદર, ભેટકડી, ખિસ્ત્રી એરણ, વિંઝરાણા, કોટડા વગેરે ગામના શૂરવીર મહેરોએ કુતિયાણા જંગમાં બહાદુરી બતાવી છે. જેમાં સૌથી વધારે મહેર યુવાનો આ ભૂમિના હતા. અને હોવાજ જોઈએ. કારણ કે અહીંની ભૂમિ શૂરવીરોની ભૂમિ છે. અહીંના લોકોના લોહીના બિંદુએ બિંદુમાં ધર્મઅર્થે પ્રાણદેવાની ભાવના ગુંથાયેલી છે. ધર્મનું અપમાન થતું હોય, ભૂમિની આબરુ લુંટાતી હોય ત્યારે અહીંનો જવાંમર્દ મેદાને પડે છે. અહીંનાં મંદિરો, અહીંના મહેર જવાંમર્દોને ધર્મનાં પાન કરાવી રહ્યાં છે. પરિણામે શ્રી માલદેવભાઇનો પડકાર ઝીલી અહીંના નીચે જણાવેલા મહેરભાઇઓ એજ ક્ષણે ચાલી નીકળ્યા. ભારખાના (ભારખટારા)માં સમાયા એટલા બેસી ગયા. બાકીના રહી ગયા. તેને ફરી લઇ જવાનું વચન આપી. ભારખાનું રવાના થઇ ગયું. પરંતુ ફરી એ ભારખાનું (ભારખટારો) આવ્યું નહિ. નહિતર વધુ સંખ્યામાં અહીંના ભાઇઓ જઈ શકત ભારખાનામાં બેસી ગયા એમાં કેટ-

લાક તો સીમ–ખેતરમાંથી ઘેર જતા હતા એ અધવચ્ચેથી જ ભાર-ખાનામાં બેસી ગયા. એની ઘેર રાહ જોવાતી હતી. કે હજુ ખેતરથી કેમ આવેલ નહિ હોય! પાછળથી જાણ્યુ થયલી કે એતો કુતિ-યાણાનો જંગ ખેલવા ગયેલ છે. મેરાણીઓએ રજપૂત ધર્મ પ્રમાણે પોતાના પતિ-ભાઈ કે પિતાને રણમેદાનમાં જતી વખતે હસતેમુખે તિલક કરી હથિયાર આપી વિદાય આપેલ હતી.

મહેર સવદાસ ખીમા, મહેર રણમલ સાજણ, મહેર સીદી રણમલ,
,, જેઠા માલદેવ, ,, હરદાસ જેઠા, ,, જીવા જેઠા,
,, ભારા વીરા ,, કાળા કેશવ, ,, વેજા કાળા,
,, સાંગણ અરજન ,, વસ્તા પુંજા, ,, અરજન વસ્તા,
,, ગગુ સામન ,, વીરમ રાગ, ,, માંડણ મલિયા
,, પુંજા કાળા ,, દેવા માલદેવ, ,, ભીમા દુદા,
,, માંડણ મુરૂ ,, મેરામણ નથુ, ,, દેવા ગીગા,
,, મેરામણ મના ,, હાજા જીવા, ,, હરદ.સ સાજણ,
,, જસા લાખા ,, હાજા રાજશી, ,, ગીગા સામત
,, માંડણ લુણા ,, ખીમા બઢા ,, અરજન કરશન.

ઉપર જણાવેલા જવાંમર્દોએ શ્રીમાલદેવભાઈ રાણાના પડ-કારને ઝીલીને, મૂળદ્વારકાધીશની રક્ષાના આશીર્વાદ લઇને પોરબંદર આવ્યા. આ રીતે શ્રીમાલદેવભાઈ રાણા કેશવાલા, 'બર્ડાના મહેરોના સરદાર" તરીકે બનીને કુતિયાણામાં જંગ ખેલવા ચાલી નીકળ્યા.

છેલ્લે છેલ્લે તો કુતિયાણા, ઈશ્વરિયા, મહોબતપરા વગેરેના સિંધીઓ એટલા બેફામ રીતે અત્યાચાર ગુજારતા કે જેની સીમા ન હતી. પોતાના બાપતું રાજ્ય સમજીને મન ફાવે એ રીતે હિંદુ પ્રજાપર જુલ્મો ગુજારતા હતા. આ રીતે એ દુરાચારીઓ, જુલ્મીઓ, અત્યા-ચારી ગુંડાઓ અને વંઠેલાઓને ઠાર કરવા માટે કુતિયાણાનો જંગ

ખેલવા આરઝી હકુમતના સૈનિકો પ્રાણની બાજી ખેલવા તૂટી પડયા. કુતિયાણામાં પણ ૨૦૦ જેટલા લશ્કરી શસ્ત્રોથી સજ્જ બનેલા સિંધીઓ હતા. જુનાગઢ નવાબની મિનિસ્ટરીના હથિયારબંધ સૈનિકો હતા અને ૭૦૦ જેટલા બહારથી બોલાવેલા હથિયારધારી સિંધીઓ હતા. એની સામે જંગ ખેલવો એ જેવી તેવી વાત ન હતી. જંગ વખતે ભાડવા દરબાર-શ્રીચંદ્રસિંહજીભાઇ, દરબાર શ્રીગોપાલદાસભાઇ, વાવડિયા દરબાર શ્રીઅમરાવાળા, કોટડા સાંગાણીના દરબાર શ્રીપ્રદ્યુમ્ન સિંહજી પણ હાજર હતા એક તરફથી શીખ'વીરો પ્રવેશ્યા હતા, જકાતના નાકા આગળની ગલીમાં જુનાગઢ કબીર આશ્રમના જવાંમર્દ મહંત શ્રીવિજયદાસજી પોતાના મહેર શિષ્યોને લઇને હથિયારથી સજ્જ બની પ્રવેશ્યા એની પૂર્વમાં બર્ડાના મહેરોના સરદાર શ્રીમાલદેવભાઇ રાણા પોતાના મહેર સૈનિકોને લઇને પ્રવેશ્યા. પાંચ કલાક સુધી તો ધાણીફૂટ ગોળીઓ સામસામી ઉડવા માંડી નવાબ મહોબતખાને તો અર્ધો ચા પીધી હતી, અને અર્ધો ચા કપમાં બાકી હતી. ત્યારે એ ભયભીત થતાં તા ૨૭-૧૦-'૪૭ ના રોજ ઝવેરાત, કુટુંબ તથા થોડાંક કૂતરા સહિત એરોપ્લેનથી પાકિસ્તાન ભેગો થઇ ગયો હતો. છેલ્લે ધર્મનો વિજય થયો એમા કેટલાક ઠાર થયા અને બાકીના કોઇ ઉપાય ન હોવાથી શરણે આવ્યા. હિંદુ સંસ્કૃતિના ઉપાસકો શરણે આવેલાને અભય દાન આપે છે મારતા નથી. આવી રીતે તા ૯-૧૧-૪૭ ના રોજ કુતિયાણાનો કબજો આરઝી હકુમતે મેળવ્યો અને એનો કબજો ભારત સરકારને સોંપી દીધો. આવી રીતે બર્ડાના રણઘેલા મહેર જવાંમર્દોએ કુતિયાણામા પોતાની મર્દાઇના દર્શન કરાવીને બર્ડાની ભૂમિનુ ગૌરવ વધાર્યુ છે.

"જનની જણજે ભકત જન, કા દાતા કાં શૂર,
નહિંતર રે'જે વાંઝણી, મત ગુમાવીશ નૂર"

# યાત્રિકોની ધર્મ- ભાવના

---

સૌરાષ્ટ્રભૂમિ તીર્થભૂમિ તરીકે પ્રખ્યાત છે સૌરાષ્ટ્રમાં અનેક નાનાં મોટાં તીર્થસ્થાનો આવેલાં છે. ભારતનાં ચાર મુખ્ય ધામ માંહેનું પશ્ચિમ કિનારાનું-દ્વારકાનું તીર્થધામ પણ સૌરાષ્ટ્રમાં આવેલ છે. વળી તીર્થસ્થાનો અને ધર્મની રક્ષા ખાતર સૌરાષ્ટ્રના અનેક સપુતોએ મોંઘેરાં બલિદાનો દીધાં છે ઇતિહાસ પ્રસિદ્ધ સોમનાથનાં મંદિરની રક્ષા ખાતર કેટલાય રાજા મહારાજા લડયા હતા અને પ્રાણ પાથર્યા હતા. આપણો દેશ જ્યારે અનેક રાજકીય વિભાગોમાં વહેંચાયેલો હતો છતાં ત્યારે પણ આખા દેશમાં ધાર્મિક એકતા જળવાતી. અને એ ધર્મભાવના વિકસાવવામાં તીર્થ-મંદિરોએ મુખ્ય ભાગ ભજવ્યો છે. ભારતની ચારે દિશાનાં ચારધામની યાત્રા કરનાર યાત્રિકના મનમાં ધર્મ-એકતાની ભાવના જાગૃત થતી. દિલમાં ધર્મનું અનોખું આકર્ષણ જન્મતું, એટલે ભારતમા હિંદુસમાજનો મોટો ભાગ ધર્મ પ્રત્યે તથા મંદિરો પ્રત્યે શ્રદ્ધા રાખતો.

વિદેશી સંસ્કૃતિએ, ભારતની ગુલામીનો લાભ લઈ આપણી સંસ્કૃતિનો વિનાશ કરવા માટે જુદીજુદી રીતે ઘણાઘણા પ્રયત્નો અજમાવ્યા હતા. પરંતુ આખરે વિદેશી સંસ્કૃતિ પરાજિત બની. છતાં અમુક દુર્ગુણની ભેટ તો વિદેશીઓ અહીં મૂકતા ગયા છે. જેમાં નાસ્તિકપણું પણ અમુક અંશે છે. નાસ્તિક મનુષ્યનું માનસ નિંદાખોર હોય છે. તેમજ એને શ્રદ્ધા હોતી નથી. છતાં મોટો ભાગ ધાર્મિક ભાવના રાખે છે. લોકો ધાર્મિક કામમાં પુષ્કળ પૈસો વાપરે છે. અનેક રૂપિયાનું દાન પુણ્ય કરે છે. તીર્થસ્થાનો કલ્યાણકારી ભાવના

ફેલાવવામાં અને સત્કાર્યો કરવા માટે પ્રેરણાદાયી બની રહેતાં. સદાચારની ભાવના ફેલાવતાં. તથા મંદિરો હિંદુ સમાજનાં જીવન ઉન્નત બનાવવામાં સહાયભૂત થતાં.

શંકરના અવતાર મનાતા જગદ્દગુરૂ આદ્ય શંકરાચાર્યે યાત્રિકોની ધર્મભાવનાને લક્ષમાં રાખીને ભારતમાં ચાર પ્રમુખ તીર્થસ્થાનોની મહત્તા વધારી છે. અને ચાર મઠોની સ્થાપના કરી છે. ઉત્તરમાં બદ્રિનારાયણમાં, દક્ષિણમાં શૃંગગિરિમાં, પૂર્વમાં જગન્નાથપુરીમાં, અને પશ્ચિમમાં દ્વારકામાં મઠોની સ્થાપના કરી ચાર તીર્થોની યાત્રાએ નીકળનાર યાત્રિક આખા ભારતનું દર્શન કરી લે છે. એટલે એ દૃષ્ટિએ તેમને ઘણું જ્ઞાન મળે છે. હિંદુસમાજમાં ચાર ધામની યાત્રા કરવાનો મોટો મહિમા વર્ણવ્યો છે. એથી ફરતો ફરતો યાત્રિક ઐતિહાસિક અને ભૌગોલિક જ્ઞાન પ્રાપ્ત કરે છે. ઉપરાંત જુદાજુદા પ્રાંતની સંસ્કૃતિઓ અને રીતરિવાજો જાણી શકે છે. અનેક સાધુ-મહાત્માઓના સમાગમમાં આવવાથી યાત્રિક પરમ જ્ઞાન પ્રાપ્ત કરે છે. અને પોતાની રહેણીકરણીમાં ફેરફાર થઇ જાય છે. પવિત્ર આચરણ કરતો થઇ જાય છે.

આજે અંતરની કે વાહનોની અગવડતા રહી નથી. આજેતો તીર્થયાત્રાની સ્પેશિયલ ટ્રેનો નીકળે છે. જેથી પહેલાંની પેઠે રસ્તાઓની મુશ્કેલીઓ આજે નડતી નથી. સમયનો પણ બચાવ થઇ ગયો છે. છતાં પણ એ વખતે મુશ્કેલીઓ હતી છતા માણસો પગપાળા પણ તીર્થયાત્રા કરતાં. પોતાના શરીરની પણ પરવા કર્યા વગર કઠિન યાત્રા કરતાં. કોઇ મહાન તીર્થની મુલાકાત લઇએ તો કીડિયારાના દરમાંથી જેમ કીડીઓ ઉભરાય તેમ તીર્થસ્થાનોમાંથી યાત્રિકો ઉભરાય છે.

ઉપરની રીતે ચાર ધામની યાત્રાએ નીકળેલો ભાવિક અહીં પણ દર્શન કરવા આવે છે. અહીં ચિતોડ, ઉદેપુર, જોધપુર, બિકાનેર,

સરોહી વગેરે મારવાડ ને મેવાડનાં માણસો વધારે પ્રમાણમાં આવે છે. વળી જ્યાં જ્યાં કુંભના મેળા ભરાય છે. ત્યાં ત્યાં માનવ મહેરામણ કેટલો બધો ઉમટે છો તેમાં કેટલાય યાત્રિકો પગતળે ચગદાઇ જાય છે, અને મરણ પામે છે. છતાં " એમાં મૃત્યુ થાય છે. એને મોક્ષ મળે છે," એવી માન્યતા તેઓ રાખે છે. યાત્રિકોની કેવી ધર્મભાવના બતાવે છે! કેટલો બધો ઉત્સાહ–આનંદ અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાનો જુવાળ જોવા મળે છે! દરવર્ષે લાખોની સંખ્યામાં યાત્રિકો તીર્થસ્થાનોની યાત્રા કરે છે. વાહનોની પુષ્કળ સગવડતા હોય છતાં દરેક, વાહન ઓછાં પડે છે. એ રીતે યાત્રિકોની વણઝાર તો બારે માસ ચાલુજ રહે છે.

ભારતનાં દરેક તીર્થસ્થાનોનો અવનવો મહિમા હોય છે. અવનવા પ્રસંગો સાથે તીર્થસ્થાનો સંકળાયેલાં હોય છે. તીર્થસ્થાનો એ યાત્રિકોની ધર્મભાવનાને સતત જાગૃત રાખી છે અનેક નાસ્તિકોનું પરિબળ છતાં ધર્મભાવના એવીજ રીતે- એવીજ શ્રદ્ધાથી આજે પણ જળવાય રહી છે.

આજની નવી પ્રજા દિન પ્રતિદિન ધર્મથી વિમુખ બનતી જાય છે. તેમના દિલમાં ધાર્મિક ભાવનાનું પ્રમાણ ઘટતું જાય છે. છતાં જ્યારે તેઓ ભારતનાં મહાન તીર્થોની યાત્રા શરૂ કરે છે. અને બધાં તીર્થોના દર્શન પૂર્ણ કરેછે. ત્યારે નાસ્તિક માણસ, આસ્તિક બની જાય છે. તેમના જીવનમાં પરિવર્તન આવી જાય છે. અનેક કુદરતી દૃશ્યો, અનેક તીર્થોના અવનવા ચમત્કારો જાણવાથી, અનેક સંત-મહાત્માઓના સમાગમથી તેમની ધર્મ ભાવના જાગૃત બની જાય છે.

તીર્થસ્થાનોની મુલાકાત વખતે આસ્તિકની દૃષ્ટિથી નિહાળીએ તોજ એનો મહિમા જાણી શકાય છે. એટલે સાચા આસ્તિક બનીને હિંદુધર્મની મહાનતા, વિશિષ્ઠતા, ઉદારતા, સહિષ્ણુતા અને વ્યાપકતા જોઇને દરેકે આપણા ધર્મપ્રત્યે–તીર્થોપ્રત્યે–ધર્મભાવના ખીલવવી જોઇએ.

# મેળા–ઉત્સવો

અહી શિતળા સાતમ, જન્માષ્ટમી, કુતાગ્રણી, રક્ષાબંધન અને ભીમઅગિયારસના રોજ મેળા ભરાય છે. એમા સૌથી મોટો મેળો જન્માષ્ટમીનો ભરાય છે ત્યારે અહી બહાર ગામડાંઓનાં માણસો પણ ઉમંગથી જોવા આવે છે

શ્રાવણ વદ સાતમના રોજ શિતળા માતાજીના સ્થાને મેળો ભરાય છે. ગામથી આશરે બે માઇલ દૂર (વિસાવાડા તથા વડાળા ગામની વચ્ચે) શિતળા માતાજીનુ સ્થાન આવેલું છે ત્યા આજુ બાજુનાં ૮થી૧૦ માઇલ સુધીના ભાવિક લોકો માનતાઓ લઇને ધરવા જાય છે વિસાવાડા, કુકસ, ભાવપરા, વડાળા, ચંદ્રાવાડા, મોઢવાડા, સખપુર, રાવન વગેરે ગામના લોકો દર્શને જાય છે. શિતળા માતાજી ઉપર દરેકને ઘણીજ શ્રદ્ધા છે. જ્યારે જ્યારે શિતળાના રોગનો ઉપદ્રવ હોય છે ત્યારે ત્યારે ઘરના વડીલો–ખાસ કરીને સ્ત્રીઓ (માતાઓ) શિતળા માતાજીની આકરી બાધા–આખડી (વ્રત) લે છે. કેટલીક સ્ત્રીઓ પોતાના ગામથી હાથમાં એક લાંબો સાંઠો (જુવાર-બાજરાનો) લઈ જમીન ઉપર સાષ્ટાંગ દંડવત્ પ્રણામની પેઠે ઉંધી સુઈ જઇ લાંબા હાથ કરી એ સાંઠાનો છેડો જ્યા પહોચે ત્યાં નિશાની કરે છે. અને એ નિશાની સુધી ઊભી થઇ ચાલે અને એ કરેલ નિશાનીથી બીજી વખત ઊંધી સુઇ જઈ નિશાની કરે છે આવીરીતે માતાજીના સ્થાન સુધી અખંડિત રીતે વિધિ કરતી જાય છે આ વિધિને "બો ભરવાની વિધિ" કહેવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓ શિતળા માતાજીનાં સ્થાનની ધજાનાં દર્શન થાય ત્યાંથી "બો ભરવાની" વિધિ શરૂ કરે છે. આવીરીતે માતાઓ પોતાના બાળકો શિતળાના રોગથી બચી ગયા બદલ માતાજીની માનતાઓ કરે છે

મૂળદ્વારકાધીશના પૂજારીઓ રાવણુજડની ગત્રે ત્યાં પહોચી જાય છે અને તૈયારી કરી લે છે ગૌથી પહેલા રાવલગામના ભાવિકો આવે છે તેઓ લગભગ વહેલા પાચ વાગે આવી જાય છે પૂજારીઓ ચારે તરફ નજર રાખે છે જે બહેનો 'ભો' ભગતી આવે એની સામે જઈ, એના મુખમા માતાજીની પ્રસાદી આપી, એ સા'ા લઇ લે એટલે ત્યા ભો ભરવાની વિધિ પૂરી થઇ ગણાય પછી એ બહેન, પૂજારી સાથે માતાજીના સ્થાન સુધી ચાલી આવે અને માતાજીના દર્શન કરી, મેળામા ભળી જાય દરેક ભાવિક, માતાજીને કુલર, શ્રીફળ, સાકર, ગોળનો પ્રસાદ ધરવા આવે છે એ પૂજારીઓ માતાજીને પ્રસાદ ધરી પાછો આપી દે છે કેટલાક તો જેને શિતળા નીકળ્યા હોય એની ભારોભાર ગોળ અગર સાકર તોળીને વહેચવાની માનતાઓ કરી હોય છે એ સાકર અગર ગોળ માતાજી સમક્ષ ધરીને પછી બાળકોને વહેચી દેવામા આવે છે પ્રસાદ ધરવાની વિધિ પૂરી થતા ભરાયેલા મેળામા સૌ હરેફરે છે જુદાજુદા ગામની બહેનો નાત, જાત કે ગામના ભેદભાવ વગર પ્રેમથી રાસડા રમે છે પુરુષો પણ ઘોડેસવારની દોડ તથા સાદી દોડની હરિફાઇઓમા ભાગ લે છે

બાજુમા હિણાજિયા કોઠાપર ચડીને ચારેતરફ નજર કરીએ તો જેમ ચારે તરફ ડુગર હોય અને વચ્ચે તળાવ આવેલુ હોય અને એ તળાવની અદર ડુગરની ચારેતરફનુ પાણી ઝરણારૂપે ઉતરે છે તેમ ચારેતરફના ગામડાઓમાથી માણસો શિતળા માતાજીના સ્થાનમા એકત્રિત થાય કે એ દશ્ય ઘણુજ મનમોહક જણાય છે ધરતીમાતા પણ એ વખતે પોતાનો રગબેરગી પોશાક ધારણ કરે છે આ રીતે હરિયાળી ચુદડી પહેરીને બેઠેલી ધરતી માતાના ખોળામા, એના અસખ્ય બાળકો નવના શણગાર સજીને ખેલના કૂદતા ચાલ્યા જાય, છે આવા સભર અને આનદમય વાતાવરણમા બપોરના એક દોઢ

વા યા સુધી મેળો રહે છે ત્યારપછી દિલમા વિરહની વેદના ભરીને સૌ
એ વર્ષના જુદાઈ રીતે આંસુભરી આંખે વિખુટા પડે છે ત્યારપછી
વિસાવા । ગામના સ્ત્રી પુરુષો પોત પોતાને ઘેર આવે છે જમ્યાબાદ
બપોરપછી ચાર વાગ્યા બાદ મન્દિરોમા દરેક સ્ત્રી-પુરુષો આવે છે
અહી સતત ત્રણ દિવસ સાતમ આઠમ અને નોમ મેળો ચાલુ રહે
છે હુમનો પણ મંદિરની આસપાસ ચાલુ રહે છે એ ત્રણ દિવસોએ
મંદિરના ચોકમા બોવાયાઓ ભરાઈ રમે છે જુદાજુદા વેશભુષા
પહેરીને ખેલ છે ખાસ કરીને કૃષ્ણના ગોપી-રાધાઓના વેશ ભજવે
છે સાતમને દિવસે સૂર્યાસ્ત સુધી રમે છે ત્યારબાદ સૌ લોકો પોત
પોતાને ઘેર જાય છે જન્માષ્ટમીના રોજ સવારના આઠ વાગ્યાથી
બોવાયાઓ રમે છે એ અખંડિત રીતે આખી રાત તથા નવમીના
દિવસે બપોરના બે વાગ્યા સુધી રમે છે બહારગામથી આવનારા
ઓ ખાસ કરીને જન્માષ્ટમીના રોજ અહી મેળો જોવા આવે છે
પોરબંદરમાથી પણ ઘણા માણસો મેળો જોવા આવે છે જન્મા
ષ્ટમીના રોજ અહીના દરેક ઘેર મહેમાનો પૂરતા પ્રમાણમા હોય છે
જન્માષ્ટમીના રોજ જેને ત્યા કોઈ મહેમાન આવ્યુ ન હોય એને
મનમા હર્ષ ઓછો રહે છે એટલે જેને ઘેર વધારે મહેમાનો હોય
તેના દિલમા વધારે આનંદ આવે છે અહીનો આતિથ્ય સત્કાર
પ્રસિદ્ધ છે દરેકના સગાવહાલાના જન્માષ્ટમીના મેળા વખતે આવે છે
ગામની દીકરીઓ જ્યા જ્યા સાસરે હોય ત્યાથી બે ત્રણ દિવસ અગાઉ
આવી જાય છે જન્માષ્ટમીની રાત્રે બાર વાગે કૃષ્ણજન્મ સમયે
મંદિરમા જન્મ પ્રસંગની વિધિ પૂજા-આરતી વગેરે થાય છે ત્યારે
આખા ગામના ભાઈ બહેનો આરતીના દર્શન કરવા આવે છે
દર્શન બાદ દરેકને પૂજારી પંજરી ( ખાંડ મિશ્રિત દળેલ ધાણા ) નો
પ્રસાદ આપે છે

મેળામા મહેરલોકો પોતાના જુના વેરઝેરને કારણે તોફાન ન

કરે એ માટે પોલીસ બંદોબસ્ત પણ રહે છે મંદિરોમાં મેરણી બહેનો દાગીના તથા પોશાક ધારણ કરીને ટોળેબંધ આવે છે, ત્યારે મંદિરનું વાતાવરણ એના પગમાંથી ગૂંજિત થતા સંગીતના અવાજોથી ગાજી ઉઠે છે આ રીતે નવમીના રોજ બપોરના એક વાગ્યે મેળો ખલાસ થઈ જાય છે ત્યારે માણસો નિરાશ થઈ, સ્વજનોનો વિયોગ કરી દુખિત હૈયે સૌ છુટા પડે છે

હુતાસણી :- ફાગણ શુદ પુનમના રોજ સવારે ગેઈયાની ગેર નીકળે છે તે દરેકને વેરથી ડાણા ઉતરાવે છે એ ગેરની આગળ રા' ખેલના જતા હોય છે એમને ઢોલ-શરણાઈવાળાઓ ગાન ચડાવતા હોય છે એ રીતે 'ગેર' આખા ગામમાં ફરી વળે છે એ ડાણાઓની હોળી ખડકાય છે (મંદિરની પાસે વિંઝા ચોરાની નજીક) કાનમેરાની હોળીના દર્શન થયા બાદ અરીની હોળી પ્રગટાવવામાં આવે છે ત્યારે ગામની દરેક બહેનો ગીત ગાતી ગાતી હોળીના દર્શને આવે છે હોળીને ધાણી-દાળિયા છાટતી છાની પ્રદક્ષિણા ફરે છે ત્યારબાદ સૌ ગીત ગાતીગાતી મંદિરે આવે છે ત્યાંથી સૌ પોતપોતાને ઘેર જાય પુરૂષો હોળીને વિષમે દૂહાઓ લલકારે છે સ્ત્રીઓ હોળીની રાત્રે ખજુરની 'વાડ' વહેંચવા નીકળે છે જેને ત્યાં પુત્રનો જન્મ થયો હોય, તે પુત્રની પહેલી હુતાસણી હોવાથી સગામબધી ઓમાં ખજુરની વાડ' વહેંચે છે ગામના હોળી આવે તે અગાઉ પંદર દિવસથી લોકોમાં નવો ઉત્સાહ આવી જાય છે સ્ત્રીઓ રાસડાઓની રમઝટ બોલાવે છે અને કેટલાક પુરુષો નગ્ની બૂવા બનીને ધૃણે છે અને દૂહાઓ લલકારે છે

હુતાસણીને બીજે દિવસે સવારમાં યુવાન લોકો બન્નેની જોડ બની સામસામે 'છાણા યુદ્ધ' લડે છે ત્યારે પોતાના રક્ષક તરીકે-ઢાલ તરીકે પોતાના ઝુંગને રાખે છે બને જણ લગભગ વીશેક ફૂટ દૂર

ઉર્મિદા દર્શનસ્થાન છે, નવીનના ગ્રહણ કરવાનું કેન્દ્રસ્થાન છે, લોકસંસ્કૃતિનું પ્રદર્શનરૂપ છે, સ્નેહસંબંધનું સર્જનસ્થાન છે, લોકોનું પ્રેરણાદાયી પાસું છે, લોકસાહિત્યની ઉમદા વાનગી પિરસનારું છે, અવનવા ભાવોનું ઉદયસ્થાન છે, મિલનનું મધુરું સ્થાન છે, લોકસાહિત્યકારોનો પ્રેરણાદાયી વિભાગ છે અને જ્ઞાનસાહિત્યનો ખજાનો છે. એટલે જ રાષ્ટ્રીયશાયર અને લોકસાહિત્યસમ્રાટ સ્વ૦ ઝવેરચંદ મેઘાણી મેળાઓમાં જ લોકસાહિત્યનું દર્શન કરવા જતા. મેળામાં લોકસાહિત્યનાં સર્વ પાસા મુક્ત રીતે રેલાય છે. મહેર કોમની સંસ્કૃતિનાં દર્શન કરવાં હોય તો જન્માષ્ટમીના મેળામાં અહીં હાજરી આપવાથી થઇ શકે છે.

વળી ક્યારેક પોરબંદરની "આર્યકન્યા ગુરુકુળ"ની બહેનો પણ અહીં અવારનવાર આવી, પોતાના નાટયપ્રયોગો રજૂ કરીને લોકોને આનંદ સાથે જ્ઞાન આપે છે. કારણ કે દાનવીર શેઠશ્રી નાનજીભાઇને આ ભૂમિ પ્રત્યે મમત્વ હોવાથી તેઓ અહીં આર્યકન્યા ગુરુકુલની બહેનો સાથે આવીને આવા સાંસ્કૃતિક કાર્યક્રમો દ્વારા અહીંની પ્રજાના જીવનમાં જ્ઞાનની વૃદ્ધિ કરાવે છે.

વળી કેટલાક વિદ્વાનો આ મંદિરોમાં 'ભોવાથા રમાડવાની' પ્રથાને ધિક્કારે છે. ભોવાથાઓ મંદિરના પવિત્ર વાતાવરણમાં બિભત્સ વાતાવરણ ખડું કરી, કૃષ્ણજીવનની મશ્કરીઓ કરતા હોય છે. એને બદલે સુંદર નાટયપ્રયોગો યોજાય, ભજનકીર્તન, રામલીલા, કૃષ્ણલીલાના કાર્યક્રમો ગોઠવીને મંદિરોમાં પવિત્ર વાતાવરણ જમાવવાનું કહે છે—ધાર્મિક ભાવના જાગૃત કરવાનું કહે છે. એટલે ઉપરના વિદ્વાનોના મત અંગે વિચાર કરવાની જરૂર જણાય છે. કેટલીક "આગે સે ચલી આતી" પ્રથાઓમાં જો સુધારો કરવા જેવું જણાતું હોય તો ગામના સમજુ અને સંસ્કારી આગેવાનોએ તથા પૂજારીઓએ

વિચારણા કરીને સુધારો કરી નાખવો જોઇએ. કારણ કે આ ક્રાન્તિકારી જમાનો છે, એટલે જ્યાં જ્યાં કુરિવાજો, ગેરરીતિઓ વગેરે ભરેલા રીતરિવાજો ચાલતા હોય, એને બદલાવી નવા જમાનાને બંધબેસતા રીતરિવાજો હોય એવા દાખલ કરવા જોઇએ. એટલે ભવાયાને સ્થાને કૃષ્ણલીલા, ગમત્રીલા, કૃષ્ણભક્તો તથા રામભક્તોના નાટ્યપ્રયોગો યોજાય. પ્રહ્લાદ, વિભીષણ, નરસિંહ મહેતા, મીરાં, સત્યવાદી હરિશ્ચંદ્ર વગેરેનાં આખ્યાનો યોજાય, એ રીતે મંદિરોમાં ધાર્મિકભાવના અને પવિત્ર વાતાવરણને લક્ષમાં રાખીને કાર્યક્રમો યોજાવા જોઇએ. વિખ્યાત ભક્ત વિષે પણ નાટ્યપ્રયોગ યોજી શકાય.



---

(૨૬) પોતાની માતા, પત્નીની માતા, ગુરુપત્ની, રાજપત્ની અને મિત્રપત્ની એ પાંચ માતાઓ ગણાય છે.

(૨૭) પુત્ર સોળ વર્ષનો થાય ત્યારબાદ તેની સાથે મિત્રભાવે વર્તવું.

(૨૮) જે મનુષ્યમાં વિદ્યા, તપ, દાન, શીલ, ગુણ કે ધર્મમાંનો એક પણ ગુણ ન હોય તે પૃથ્વીપર કેવળ ભારરૂપ છે.

(૨૯) જળાશયમાંથી જળ વહેતું રહે તો જ તેની શુદ્ધતા જળવાય છે, તેમ પેદા કરેલું ધન પરોપકારમાં ખર્ચાય એમાં જ ધનની ખરી રક્ષા છે.

સામસામે ઊભે છે અને એક બીજાને છાણાં મારે છે ત્યારે ઢોલ-નગારાંવાળાઓ તેમને શુરાતન ચડાવે છે એટલે તેઓ ખૂબ આવેગમાં આવી જઇ એક બીજા પર છાણાનો મારો ચલાવે છે જ્યારે 'યુદ્ધ' ઉગ્ર રૂપ ધારણ કરે ત્યારે બીજાઓ વચ્ચે પડી યુદ્ધ બંધ કરાવે છે ત્યારપછી બીજા બે જણ યુદ્ધ આદરે એમ વારા ફરતી બન્ને જણ છાણાં યુદ્ધમાં ઉતરે છે આવીરીતે આ મનોરંજનભર્યું યુદ્ધ ખેલે છે આ રીતે લગભગ અગિયાર બાર વાગ્યા સુધી 'છાણા યુદ્ધ' ખેલાય છે બપોરપછી પાંચ વાગ્યે મંદિર આગળ મહેર કુવાનો ડાંડિયારાસ રમે છે ડાંડિયારાસ એ અહીંનો વિશિષ્ટ કાર્યક્રમ છે એ વખતે દરેકને રંગ છાંટવાનો રિવાજ હતો પરંતુ છેલ્લા એકાદ બે વર્ષથી એ રિવાજ બંધ કરી દેવામાં આવ્યો છે ડાંડિયારાસ સૂર્યાસ્ત સુધી જામે છે ત્યારબાદ આરતી થયા પછી સૌ પોત પોતાને ઘેર જાય છે બીજા પડવાને દિવસે ગામથી દોઢેક માઇલ દૂર ખોડિયાર માતાજીનું સ્થાન છે ત્યાં માણસો નિવેદ જવા વા જાય છે ત્યાં ભૂવાઓ ધૂણે છે અને ભાવિકો નિવેદ ધરે છે ત્યારબાદ ત્યાં પુરુષો ડાંડિયારાસ રમે છે અને સ્ત્રીઓ રાસડા રમે છે બપારના એક દોઢ વાગ્યા સુધી રમે છે ત્યારબાદ સૌ પોત પાતાને ઘેર જાય છે

બપોરપછી પાંચ વાગ્યે વાછરા ડાડાના સ્થાને નિવેદ ધરાય છે ત્યાપણ ભૂવાઓ ધૂણે છે પછી એ પાદરે પુરુષો ડાંડિયારાસ રમે છે ડાંડિયારાસ પૂર્ણ થતા હુતાસણીનો મેળો પણ પૂર્ણ થયો ગણાય છે

**રક્ષાબંધન :-** શ્રાવણ શુદ પુનમનો આ તહેવાર ભાઇ-બહેનના સબંધનો પવિત્ર દિવસ છે એ દિવસે બહેન, ભાઇની રક્ષાનો-દીર્ઘ આયુષ્યનો આશીર્વાદ આપી રાખડી (બળેવડા) બાંધે છે રજપૂત યુગમાં જ્યારે રજપૂતો લડાઇ કરવા જતા, ત્યારે બહેન અગર માતા વીરયોદ્ધાને હાથે રાખડી બાંધતી, પરંતુ આજે અહીં બ્રાહ્મણો રક્ષા (બળેવડા) બાંધવા નીકળે છે અને સૌ આબાલ વૃદ્ધને બળેવડા

બાંધે છે, અને તેઓ ૩૬૦ દિવસનો (એક વર્ષનો, આવતી રક્ષાબંધન આવે ત્યાંસુધીનો) આશીર્વાદ આપે છે. રક્ષાબંધન બદલ બ્રાહ્મણો યોગ્ય દાનદક્ષિણા પ્રાપ્ત કરે છે. પાંચ વાગ્યે મંદિરો આગળ પુરુષો દોડવાની હરીફાઈ ગોઠવે છે, જેમાં પ્રથમ આવનારને ગામ તરફથી લાકડાની નાની 'હરડી' ઈનામમાં અપાય છે. આ 'હરડી' મેળવવી એ ગૌરવરૂપ મનાય છે. ત્યાંથી લોકો અલગ પડયાબાદ મંદિરોનાં દર્શન કરીને સૌ પોતપોતાને ઘેર જાય છે.

**ભીમ અગિયારસ :** જેઠ સુદ અગિયારસના રોજ લોકો સમુદ્રસ્નાન કરે છે, ત્યારબાદ મંદિરના જ્ઞાનકુંડમાં નાહીને મંદિરોનાં દર્શન કરે છે, ભાવિક લોકો એકટાણું કરે છે, બપોરપછી ચાર વાગ્યા સુધી મંદિરમાં મેળો ભરાય છે. દરેક પુરુષ "ઠાકરથાળી" ધરવા લઈ આવે છે. ઠાકરથાળીમાં મગફળી, શ્રીફળ તથા સાકર કે ખાંડ હોય છે. ત્યારથી ૭ વાગ્યા સુધી ભજનકીર્તનનો પ્રોગ્રામ હોય છે. ત્યારબાદ ઠાકરથાળીનો બધો પ્રસાદ એકત્રિત કરીને, ભગવાનને પ્રથમ પ્રસાદ ધર્યા પછી મેળામા દરેક આબાલવૃદ્ધને વહેંચવામાં આવે છે. સૌ પ્રસાદ લઈને (આરતી થયા બાદ) પોતપોતાને ઘેર જાય છે. ભીમ અગિયારસને બીજે દિવસે સાંજે અહીંના પૂજારીઓનો પૂજાનો વારો(હિસ્સો) બદલાય છે.

મેળાઓને દિવસે ખેડૂતો પોતાનું ખેતીકાર્ય બંધ રાખી મિત્રો તથા મહેમાનો સાથે આનંદથી હળીમળી મનોરંજન કરે છે, આનંદની મહેફિલો માણે છે, ભલાઈનાં કાર્યો કરે છે, ગરીબોને દાન આપે છે. અને મનની મોકળાશને ખુલ્લી મૂકી સ્નેહસંબંધ બાંધે છે. મેળાઓની રચના પાછળ અનેક આનંદી અને કલ્યાણકારી ભાવનાઓ ગૂંથાયેલી હોય છે. જેમાં સાથોસાથ મનોરંજન તો હોય જ છે. મેળા આનંદપ્રમોદ-મનોરંજનનું અગત્યનું અંગ છે, વળી લોકમાનસનું

# મૂળદ્વારકા મંદિરના પૂજારીઓ



શ્રીમૂળદ્વારકાનાં મંદિરોની સ્થાપના થઇ ત્યારથી આ મંદિરોની પૂજા ગૃહસ્થ સંન્યાસીઓ (દશનામ ગોસ્વામી યા અતીત બાવા) ના વંશજો કરતા આવ્યા છે અને હાલ પણ તેમના વંશજો કરે છે. ઋષિમુનિઓએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ રીતે વર્ણાશ્રમ આશ્રમની રચના કરી.એ પહેલાંથીજ ગૃહસ્થ સંન્યાસી કે અતીત બાવા કે દશનામગોસ્વામી જાતિની શરૂઆત થયેલી છે. સંન્યાસીઓની અંદર બે વિભાગ છે. એક ગૃહસ્થ સંન્યાસી કે જેઓ ગૃહસ્થાશ્રમ ધર્મપાળે છે અને હાલ એ દશનામ ગોસ્વામી (અતીત બાવા) તરીકે ઓળખાય છે, અને બીજો વિભાગ વિરક્ત સંન્યાસીઓનો છે. તેઓ ગૃહસ્થાશ્રમધર્મ પાળતા નથી. પુરાણોમાં ગૃહસ્થ સંન્યાસીઓને શંકરના અનુજો તરીકે વર્ણવવામાં આવ્યા છે. તેથીજ તેઓ શિવશકિતને માને છે. શિવને 'નારાયણ' સ્વરૂપ માનવામાં આવે છે. જેથી ગૃહસ્થ ગોસ્વામીઓ પરસ્પર મળે ત્યારે "ૐ નમો નારાયણ" કે "નારાયણ" કહી નમસ્કાર કરે છે. વળી શંકર, મહાદેવ-મહા પુરુષ તરીકે ઓળખાય છે. જેથી કેટલાક બ્રાહ્મણો, એમને 'મહાપુરુષાય નમઃ' કહી નમસ્કાર કરે છે. કેટલાક "નારાયણ" કહી નમસ્કાર કરે છે કારણ કે જગતગુરુ બ્રહ્મા અને બ્રહ્મગુરુ સંન્યાસ. એ મુજબ બ્રાહ્મણોના ગુરૂ પણ ગૃહસ્થ સંન્યાસીઓ કે વિરક્ત સંન્યાસીઓને માનવામાં આવતા અને માને છે.

ગીતામાં પણ સંન્યાસીઓને બે પ્રકારે વર્ણવવામાં આવ્યા છે. કર્મયોગી (ગૃહસ્થ ધર્મ પાળનાર ગૃહસ્થ સંન્યાસી) અને જ્ઞાનયોગી.

(ત્યાગી સંન્યાસી) વળી વૈદિક વખતમાં ગૃહસ્થ સંન્યાસીઓને ઋષિ અગર મુનિ નામથી સંબોધવામાં આવતા, ઉપનિષદ વખતમા પરિવ્રાજક નામથી સંબોધવામાં આવતા, મનુસ્મૃતિમાં યતિ કે વેદ સંન્યાસીના નામોથી સંબોધવામાં આવતા હતા. 'ગોસ્વામી' શબ્દ એકવીસ સો વર્ષથી પ્રચલિત થયો છે, વધુ પ્રચલિત રામાયણ સમયથી થયો છે. અથર્વવેદિય સંન્યાસોપનિષદમાં મનુ ભગવાન અને તેમની સ્ત્રી દિક્ષાનુ વર્ણન આવે છે. તેમાં જણાવવામાં આવ્યુ છે કે મનુ, ગૃહસ્થ સંન્યાસી હતો. ઈ. સ. પૂર્વે ૩૦૦માં પ્રસિદ્ધ ઈતિહાસકાર સ્ટ્રાબો લખે છે. કે એ વખતમાં ઘણા ગૃહસ્થ સંન્યાસીઓ ઘરબાર બનાવીને રહેતા હતા, અને એ વખતે બે પ્રકારના સંન્યાસીઓ રહેતા, મુંડિત સંન્યાસીઓ અને બીજા ઘરબાર બનાવીને રહેનાર, ગૃહસ્થ સંન્યાસીઓ. સુપ્રસિદ્ધ ઈતિહાસકાર પંચાનનસિંહ આઠમી શતાબ્દીમાં લખે છે કે ગોસ્વામીઓના બે ભેદ હતા, એક વિવાહિત સંન્યાસીઓ (ગૃહસ્થ સન્યાસીઓ) અને બીજા અવિવાહિત સંન્યાસીઓ. અબુઝેદ ઇફ મસુરી લખે છે કે આઠમી-નવમી શતાબ્દીમાં નાગા સંન્યાસીઓ જંગલમાં રહેતા અને ગૃહસ્થ સન્યાસીઓ ગામોમા મંદિરોમા રહેતા અને જનોઇ ધારણ કરતા.

જેવી રીતે બ્રાહ્મણોને વિપ્ર, દ્વિજ, ભૂદેવ વગેરે નામે સંબોધવામા આવે છે તેમ ગૃહસ્થ સન્યાસીઓને અતીત, યોગી, ઘરબારી-ગોસ્વામી ઘરબારી સન્યાસી, ગોસ્વામી, ગોસાંઇ, મુનિ, પરિવ્રાજક યતિ (જતિ), જગદ્‌ગુરુ, વગેરે નામોથી સંબોધવામાં આવે છે કોઈ ભાઈઓની એવી ભ્રમણા હોય કે અતીતોની-દશનામીઓની ઉત્પત્તિ શંકરાચાર્યથી જ થયેલી છે એ ભ્રમણા તદ્દન ખોટી છે, જે ઉપરના આધારભૂત પ્રમાણો પરથી જાણી શકાશે પરંતુ આદ્ય શંકરાચાર્યે આખા ભારતખંડમાં ફરીને શાસ્ત્રાર્થ કર્યો હતો., અને એમા. જૈન, બૌદ્ધ વગેરે મતોને હરાવ્યા હતા તેથી આપણે જેમ શંકરાચાર્યનુ

વર્ચસ્વ સ્વીકાર્યું હતું, (જેથી શંકરાચાર્ય જગદ્‌ગુરુ ગણાયા) તેમ ગૃહસ્થ ગોસ્વામીઓ પણ તેમનું વર્ચસ્વ સ્વીકારી એમાં ભળી ગયા, અને શંકરાચાર્યને 'ગુરુ' તરીકે સ્વીકાર્યા આથી જગદ્‌ગુરુ આદ્ય-શંકરાચાર્યે, સનાતન ધર્મનો ઝંડો સદાય ફરકતો રહે એ માટે સર્વ-શ્રેષ્ઠ ચાર શિષ્યોને તૈયાર કર્યા, ભારતની ચાર દિશામાં ચાર મઠ સ્થાપ્યા અને તેમના મઠપતિ તરીકે પોતાના શિષ્યોમાંથી એક એક શિષ્યને આચાર્યપદે બેસાડ્યો " એ ચાર શિષ્યોએ ગૃહસ્થ સંન્યાસીઓમાંથી દશ શિષ્યો પસંદ કર્યા " જેથી "ગોસ્વામી" સમાજને 'દશનામ' વિશેષણ શબ્દ લગાડવામાં આવ્યો ત્યારથી આ પગપૂર્વથી ચાલી આવતી જ્ઞાતિ "દશનામ ગોસ્વામી જ્ઞાતિ" તરીકે ઓળખાય છે

तीर्थाश्रम वनारण्य गिरि पर्वत सागरः ।
सरस्वती भारती च पुरी नामानि वैदृशः ॥

દશનામ ગોસ્વામી જ્ઞાતિની ઉત્પતિ કંઇ આદ્ય શંકરાચાર્યથી થતી નથી. ત્યારથી તો ફક્ત 'દશનામ' નું વિશેષણું ઉમેરાયેલું છે એટલે આ જ્ઞાતિ વર્તમાન સમયમાં 'દશનામ ગોસ્વામી સમાજ' તરીકે ઓળખાય છે ભારતમાં જ્ઞાતિઓની ઉત્પત્તિ થઇ ત્યારે ગૃહસ્થ સંન્યાસીઓ તરીકે આ લોકો ઓળખાતા હતા દશનામ ગોસ્વામીના બીજા પર્યાય શબ્દો ગૃહસ્થ સંન્યાસીઓ, અતીતબાવા, યોગી, ઘરબારી, ગોસ્વામી, ગોસાઇ, ગુસાંઇ, મુનિ, પરિવ્રાજક, યતિ વગેરે છે વળી દશનામ ગોસ્વામીની આચાર્યપરંપરા (શંકર દિગ્વિજય આધારે) નારાયણના પદ અને પ્રસાદથી વશિષ્ઠમુનિ થયા. તેના શિષ્ય શક્તિઋષિ થયા શક્તિઋષિના પારાશર શિષ્ય થયા, પારાશરના વેદવ્યાસ થયા, વેદવ્યાસના શુકદેવમુનિ થયા, શુકદેવમુનિના ગૌડપાદાચાર્ય થયા ગૌડપાદાચાર્યના ગોવિંદાચાર્ય થયા, અને ગોવિંદાચાર્યના જગદ્‌ગુરુ આદ્ય શંકરાચાર્ય થયા, આદ્ય શંકરાચાર્યના ચાર શિષ્યો થયા,

અને એ ચારના દશ શિષ્યો થયા. આ રીતે "દશનામ" તરીકેનું વિશેષણ "ગોસ્વામી" શબ્દને લગાડ્યું.

ગોસ્વામીનો અર્થ : ગો=ઇન્દ્રિયો, અને સ્વામી=જીતનારો ઇન્દ્રિયોને જીતનારો-ઇન્દ્રિયજીત, ઇન્દ્રિય-જિતેન્દ્ર કરવામાં આવે છે. બીજો અર્થ ગાયોનું પાલન કરનાર પણ થાય છે.

જગદ્‌ગુરુ આદ્ય શંકરાચાર્ય

↓

| ૧ તોટકાચાર્ય | | | ૨ પૃથ્વીધરાચાર્ય (હસ્તમલકાચાર્ય) | | | ૩ પદ્મપાદાચાર્ય | | ૪ વિશ્વરૂપાચાર્ય (સુરેશ્વરાચાર્ય) | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૧ | ૨ | ૩ | ૧ | ૨ | ૧ | ૨ |
| નારાયણ-ગિરિ | પૂરણ-પર્વત | રામ-સાગર | નિત્યાનંદ-પુરી | હસ્તામલકા-ભારતી | પદ્માનંદ-પુરી | વશિષ્ઠ-વન | શંભુ-અરણ્ય | ગોમતી-તીર્થ | સુનીતિ-આશ્રમ |

જગદ્‌ગુરુ આદ્ય શંકરાચાર્યના શિષ્યો ચાર અને પ્રશિષ્યો દશ થયા. જગદ્‌ગુરુ આદ્ય શંકરાચાર્યે આખા ભારતની અંદર અનેક મતમતાંતરો ચાલતા હતા એ બધાને શાસ્ત્રાર્થમાં હરાવી —સનાતનધર્મનો ઝંડો ફરકાવ્યો, અને જ્ઞાનનો પ્રકાશ પાથર્યો. તેમણે ભારતખંડની ચાર દિશામાં ર ઉત્તર દિશામાં, બદ્રિનારાયણમાં જ્યોતિર્મઠની સ્થાપના કરી, ત્યાં તોટકાચાર્યને મઠાધિપતિ દક્ષિણ દિશામાં. શૃંગગિરિમઠની સ્થાપના કરી, એના મઠાધિપતિ તરીકે પૃથ્વીધરાચાર્યને બેસાડયા

લગ્નવ્યવહાર થાય છે. બાવન મઢી નીચેની રીતે છે.

ગુરુદત્તાત્રેયની ૧ મઢી, 'ગિરિ'ની ૨૭ મઢી, મઢી,'પુરી'ની ૧૬ મઢી અને 'વન'ની ૪ મઢી છે. બાકી તીર્થ, આશ્રમ, સરસ્વતી, પર્વત, સાગર, અને આરણ્યને મઢી નથી. ઉપરની રીતે દશનામ ગોસ્વામીઓની કુલ બાવન મઢી છે. એમાં મૂળદ્વારકાના પૂજારીઓની "રામદત્તી" મઢી છે. અને "વત્સ" ગોત્ર છે. 'મઠ', બદ્રિનારાયણનો જ્યોતિર્મઠ છે.

અત્યારે મૂળદ્વારકામંદિરના પૂજારીઓનું કુટુંબ લગભગ ૧૨૫ માણસોનું છે, અને તેઓ બધાં મંદિરમાં આવેલાં, પોતપોતાના ખર્ચે બંધાવેલાં, પોતપોતાનાં મકાનોમાં રહે છે. તેમનો ભાગીદારીની રીતે મંદિરોમાં સેવાપૂજાનો વારો–હિસ્સો આવે છે.મંદિરના પૂજારીઓનું કુટુંબ સંસ્કારી અને કેળવાયેલું છે. તેમાં ચાર શિક્ષકો અને બે શિક્ષિકાઓ છે, કેટલાક મહાગણા મિદસ પોરબંદરમાં નોકરી કરે છે અને અમુક ખેતી કરે છે.

જુના વખતમાં મંદિરોની હાલત જંગલમય બની ગઇ હતી. ત્યારે આજુબાજુ હિંસક જાનવરોની બહુ જ બીક રહેતી, યાત્રિકોની સંખ્યા નહિવત્ બની ગઇ હતી, યાત્રિકોની આવક એ જ મંદિરની આવક છે.ગામ કે સરકાર તરફથી કશી આવક નથી. એથી પૂજારીઓને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા માટે તથા અતિથિઓનો સત્કાર કરવા માટે આજુબાજુનાં ગામડાંઓમાં ભિક્ષાવૃત્તિ કરીને પણ દિવસો ગુજારવા પડ્યા હતા, છતાં મંદિરોની સેવા–પૂજા છોડી નથી. મંદિરોના પૂજારીઓની મુશ્કેલીઓનો અંત, શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતાએ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારથી આવ્યો. જીર્ણોદ્ધાર થયા પછી માણસો-યાત્રિકો વધારે પ્રમાણમાં દર્શને આવવા લાગ્યાં.

જગન્નાથપુરીમાં ગોવર્ધનમઠની સ્થાપના કરી, ત્યાં પદ્મપાદાચાર્યને મઠાધિપતિ તરીકે બેસાડયા. અને પશ્ચિમ દિશામાં દ્વારકામાં, શારદામઠની સ્થાપના કરી ત્યાં વિશ્વરૂપાચાર્યને મઠાધિપતિ તરીકે બેસાડયા. તદુપરાંત ત્યારથી ચારધામની યાત્રાનો મહિમા વધ્યો. ઉત્તરમાં બદ્રિ–કેદારની યાત્રા, દક્ષિણમાં રામેશ્વરની યાત્રા, પૂર્વમાં જગન્નાથપુરીની યાત્રા અને પશ્ચિમમાં દ્વારકાની યાત્રા, એ રીતે ચારધામની યાત્રા–કરનારો પ્રવાસી આખા ભારતખંડનાં આપોઆપ દર્શન કરી લે છે. ચાર ધામ અને વચ્ચે આવતાં અસંખ્ય તીર્થોની યાત્રા કરવી, એ હિંદુસમાજમાં ભાવિક, શ્રદ્ધાળુ અને ધર્મપ્રેમી યાત્રિકોને મન મોક્ષ મળ્યા બરાબરનો આનંદ મનાય છે. આવી રીતે આદ્ય-શંકરાચાર્યે ભારતની ચારે દિશામાં જ્ઞાનની જ્યોત જગાવી. જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યના પ્રશિષ્યોની નામની પદવી દશ ગણવામાં આવી છે જે આગળ બતાવેલી છે. આ દશ–નામની પદવી ધારણ કરનાર દશનામ ગોસ્વામીઓ આખા ભારતખંડમાં (જુદાજુદાં પ્રાંતોમાં) વસે છે. જેમાં ગિરિ, પર્વત, પુરી, ભારતી અને વન પદવી ધારણ કરનારા સૌરાષ્ટ્રમાં અને ગુજરાતમાં વધારે પ્રમાણમાં રહે છે. 'સરસ્વતી' પદ ધારણ કરનારા 'બિહાર' પ્રાંતના સારન જીલ્લામાં વધારે પ્રમાણમાં રહે છે, 'આરણ્ય' પદ ધારણ કરનારા પટણા તથા ગયા જીલ્લામાં વધારે પ્રમાણમાં જોવા મળે છે. 'આશ્રમ'ની પદવી-ધારી કુંભકોનમ શહેરમાં મઠધારી છે 'તીર્થ' પદ ધારી મદ્રાસ તથા હૈદરાબાદ તરફ રહે છે.· અને 'સાગર' પદધારી બંગાળા, ઓરીસા, જગન્નાથપુરી વગેરે સ્થળોએ રહે છે. તેમ જ છુટાછવાયા તો દરેક પ્રાંતમાં વસે છે.

મૂળદ્વારકાના પૂજારીઓ 'ગિરિ' પદ ધારણ કરનારા છે દશનામ ગોસ્વામીઓની કુલ બાવન મઢી છે. અને અલગ અલગ ગોત્ર પણ છે. આ મઢી અને ગોત્ર લક્ષમાં રાખીને દશનામ ગોસ્વામી સમાજમાં

લગ્નવ્યવહાર થાય છે. બાવન મઢી નીચેની રીતે છે.

ગુરુદત્તાત્રેયની ૧ મઢી, 'ગિરિ'ની ૨૭ મઢી,
મઢી,'પુરી'ની ૧૬ મઢી અને 'વન'ની ૪ મઢી છે. બાકી તીર્થ, આશ્રમ. સરસ્વતી, પર્વત, સાગર, અને આરણ્યને મઢી નથી. ઉપરની રીતે દશનામ ગોસ્વામીઓની કુલ બાવન મઢી છે. એમાં 'મૂળદ્વારકાના પૂજારીઓની "રામદત્તી" મઢી છે. અને "વત્સ" ગોત્ર છે. 'મઠ', બદ્રિનારાયણનો જ્યોતિર્મઠ છે.

અત્યારે મૂળદ્વારકામંદિરના પૂજારીઓનું કુટુંબ લગભગ ૧૨૫ માણસોનું છે, અને તેઓ બધાં મંદિરમાં આવેલાં, પોતપોતાનાર ખર્ચે બંધાવેલાં, પોતપોતાનાં મકાનોમાં રહે છે. તેમનો ભાગીદારીની રીતે મંદિરોમાં સેવાપૂજાનો વારો–હિસ્સો આવે છે.મંદિરના પૂજારીઓનું કુટુંબ સંસ્કારી અને કેળવાયેલું છે. તેમાં ચાર શિક્ષકો અને બે શિક્ષિકાઓ છે, કેટલાક મહાણાણા મિલ્સ પોરબંદરમાં નોકરી કરે છે અને અમુક ખેતી કરે છે.

જુના વખતમાં મંદિરોની હાલત જંગલમય બની ગઇ હતી. ત્યારે આજુબાજુ હિંસક જાનવરોની બહુ જ બીક રહેતી, યાત્રિકોની સંખ્યા નહિવત્ બની ગઇ હતી, યાત્રિકોની આવક એ જ મંદિરની આવક છે ગામ કે સરકાર તરફથી કશી આવક નથી. એથી પૂજારીઓને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા માટે તથા અતિથિઓનો સત્કાર કરવા માટે આજુબાજુનાં ગામડાઓમા ભિક્ષાવૃતિ કરીને પણ દિવસો ગુજારવા પડયા હતા, છતાં મંદિરની સેવા–પૂજા છોડી નથી. મંદિરના પૂજારીઓની મુશ્કેલીઓનો અંત, શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતાએ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારથી આવ્યો. જીર્ણોદ્ધાર થયા પછી માણસો-યાત્રિકો વધારે પ્રમાણમાં દર્શને આવવા લાગ્યાં.

આમ પૂજારીઓની સ્થિતિ સુધરતી જોઈને ગામના બે ત્રણ ઈર્ષાળુ, ધર્મદ્રોહી, ખટપટીઆ, નવરા નિંદકોએ મંદિરના પૂજારીઓની ખટપટ શરૂ કરી હતી. જેથી અહીંના ધર્મપ્રેમી, સજ્જન માણસોએ કહી દીધું કે મંદિરના પૂજારીઓની જો તમો કશીપણ ખટપટ કરશો, તો અમે તમોને કોઇપણ કાર્યમાં સાથ આપશું નહિ. વળી કહ્યું કે જે વખતે પૂજારીઓ આજુબાજુનાં ગામડાંઓમાં ભિક્ષાવૃત્તિ કરીને પોતાના કુટુંબનું ભરણપોષણ ચલાવતા, ત્યારે તમે અગર તમારા બાપદાદાએ કશી મદદ કરી હતી? તમારૂં બીડ જેવું ખેતર પડ્યું હોય તેમાં તમે મહેનત કરો અને દુઃખ ભોગવીને એ ખેતર છોડો નહિ. પછી એ ખેતરમાં સારો પાક થાય તો એ તમારા દુઃખ વેઠ્યાનું ફળ છે, એમાં ઈર્ષા, અદેખાઈ કે ખટપટ કરવી એ વ્યર્થ છે. એવું પૂજારીઓનું છે. ઘણા વિદ્વાન માણસો-સમજુ માણસોએ સ્પષ્ટ કહી દીધું. વળી અમુકને "જેવું કરે, તેવું પામે" એ મુજબ એમની બૂરાઇબદલનાં ફળ ઈશ્વરે આપી દીધાં છે. "ભલું કરનારનું ભલું થાય, બૂરું કરનારનો વિનાશ થાય છે." એટલે દરેકે પોતાનું હિત સમજી પરોપકારી કાર્યો કરવા, પણ બીજાનું અહિત થાય એવું પગલું ભરવું નહિ.

અહીંના પૂજારીઓમાં સર્વશ્રેષ્ઠ પૂજારી ભક્તવીર આનંદગિરિ થઇ ગયા છે. તેમણે પોતાનાં મૃત્યના છેલ્લા શ્વાસ સુધી રૂણ્દ્ધારકાધીશ તથા સિદ્ધેશ્વર મહાદેવનાં ભજનકીર્તન-સ્મરણ વગેરે કરેલાં છે. ભજનોનો એમને ભારે શોખ હતો. ગામમાં ગમે તેને ત્યાં ભજનપ્રસંગ હોય, ત્યારે તેમને કોઇ બોલાવવા આવે ત્યારે તેઓ નાતજાતના ભેદભાવ રાખ્યા વગર જતા, અને આખીરાત અખંડિત રીતે ભજનો ગાતા. વળી આજુબાજુનાં ગામડાઓમાંથી પણ તેમને ભજન માટે આમંત્રણ આપવામા આવતું, જેથી ત્યાંપણ તેઓ પ્રેમથી જતા. તેઓ જ્યારે ભજનો બોલતા, ત્યારે એમાં એટલા તલ્લીન બની

જતા કે પોતાના શરીરનું પણ ભાન ભૂલી જતા. વળી તેમનો સ્વભાવ પણ પરોપકારી હતો. તેમને દરમાસની એકમને દિવસે મંદિરનાં સર્વે બાળકોને મિષ્ઠાન્ન જમાડવાનું વ્રત હતું, એ દિવસે બધાં બાળકોને જમાડયા પછી પોતે એકટાણું જમતા, સાંજે દરમાસે સુદ એકમને દિવસે પોતાને ત્યાં ભજનનો કાર્યક્રમ રાખતા, દર ચૈત્ર માસને દિવસે તે મંદિરનાં સર્વે મોટાં તથા નાનાં માણસોને મિષ્ઠાન્ન જમાડવાનું વ્રત હતું. આ એમનો દૃઢ સંકલ્પ એમણે મૃત્યુ સુધી પાળ્યો, અનાજની ઘેરી કટોકટીમાં પચીશ રૂપિયા દેતાં પણ મણ બાજરો મળતો નહિ, છતાં એવા સંજોગોમાં પણ એમનું વ્રત અખંડિત રીતે ચાલુ રહ્યું હતું.

વળી તેઓને નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રહ્લાદ, ધ્રુવ, હરિશ્ચંદ્ર અને તારામતિ, અંબરિષ, સુદામા, રાજાભર્તૃહરિ, ગોપીચંદ વગેરે ભક્તોનાં આખ્યાનો તેમને મોઢે હતાં, તેમ જ અનેક વાર્તાઓ, ઉદાહરણો, કહેવતો, મુહાવરા પણ કંઠસ્થ હતા, આમ એમના અનુભવજ્ઞાનનો ખજાનો અખૂટ હતો. તેથી અહીંનાં ભાવિક, માણસો જ્યારે મંદિરે આવતા, ત્યારે તેમની પાસે સાંભળવા બેસી જતાં, તેઓ એવી શૈલીથી સમજાવતા કે સાંભળનારને તેમની પાસેથી ઊઠવાનું મન જ ન થાય ભૂખ-તરસ ભૂલી જઈને સાંભળ્યા કરતાં. તેમનાં ઉદાહરણોમાં ખાસ કરી ભક્તિ તથા ભક્તોનાં વધારે હતાં કેટલાક ભક્તવીરોનાં જીવનચરિત્રો તેમને મોઢે હતાં.

તેમણે જ્યારે અહીં ગામમાં દુકાન કરી હતી, ત્યારે કુટુંબમાં કોઈને કોઈ જાતનું દુઃખ હોય તો તેમને દિલાસો અને સહાય આપતા. તેમણે અનેક તીર્થોની યાત્રા કરી હતી. તેઓ અનેક સાધુ-મહાત્માઓના સમાગમમાં આવ્યા હતા. તેમનો અતિથિ સત્કાર ઉમદા પ્રકારનો હતો. કોઈપણ નાનો અગર મોટો મહેમાન આવે,

તો તે મહેમાનગીરી માણ્યા વગર જતો નહિ. ભાવથી આગ્રહ કરી રોકતા. તેમની ભક્ત તરીકેની કીર્તિ આજુબાજુના ગામોમાં ફેલાયેલી હતી. વળી બાજુનું ટુકડા ગામ, જે અહીંથી દોઢ માઈલ થાય છે, ત્યાંના આગેવાન માણસો, એમના સત્સંગનો લાભ લેવા માટે તથા તેઓ દરજીકામ જાણતા હતા. એ બંને દૃષ્ટિએ ભાવ તેમજ આગ્રહથી તેમને ત્યાં તેડી ગયા હતા, અને ત્યાં એમના જ્ઞાનનો લાભ ઉઠાવતા હતા. તેઓ દરરોજ સવારે પોતાનું અહીંનું ભક્ત તરીકેનું નિત્યકાર્ય પૂરું કરી સૂર્યોદય સમયે ટુકડા જતા, અને સાંજે સાતેક વાગ્યે પાછા અહીં આવી જતા. ટુકડા ગામના માણસો સાથે તેમને ગાઢ સંબંધ હતો. એ ગામમાં "નવરાત્રિ-ગરબી"ની શરૂઆત પણ તેમણે જ કરી હતી. ગરબી રમવાનો તેમને ભારે શોખ, એટલે સર્વપ્રથમ એ ગામના યુવકોને પોતે તૈયાર કરતા. વેશ-ભૂષા પહેરાવતા, દરેક વેશપહેનારના વેશભૂષા તેઓ મફત સીવી દેતા. શરૂઆતમાં પહેલી જ વખત ગરબીની શરૂઆત કરી ત્યારે યુવકો 'વેશ' પહેરતાં શરમાતા, તેથી તેમણે પોતે પ્રથમ વેશ પહેરીને રૂમવાની શરૂઆત કરી. ત્યારપછી તો નવરાત્રિ આવે, એ પહેલાં એક માસથી તેઓ તૈયારી કરાવતા. એક માસથી તેઓ ટુકડાગામે જે ઘરમાં રહેતા, ત્યાં માણસોની ભરતી થવા માંડતી. પછી તો ગામનાં લોકોને ગરબી પ્રત્યે ખૂબ રસ જાગૃત થયો. તેથી ટુકડા ગામની ગરબીની પ્રશંસા આજુબાજુનાં ગામોમાં ફેલાઇ ગઈ. તેમણે સેવા, ત્યાગ, અને ઉત્સાહ રેડી ગરબીની શરૂઆત કરી હતી. આજેપણ ટુકડા ગામમાં જ્યારે ગરબી શરૂ થાય છે, ત્યારે સૌ તેમને યાદ કરે છે. ગરબી અંગે તેઓ ગમે તે માણસ પાસેથી ચીજવસ્તુ મંગાવતા, છતાં કોઇપણ તેમને કદી ના પાડતું નહિ. આવો ટુકડા ગામનાં માણસોનો તેમના ઉપર પ્રેમભાવ હતો.

તેઓ દરરોજ પાચ વાગે ઊઠતા, ત્યારબાદ દાતણ શૌચાદિ વિધિ કર્યા બાદ એવે સમયે સ્નાનકુડમા નાહવા જતા, નાહીને તરતજ (પોતાના ઘરમા ભજનકીર્તન-પૂજા કરવા માટેનો ઓરડો રાખ્યો હતો, ત્યા) પૂજા કરી, માળા કરવા બેસી જતા, લગભગ દોઢેક કલાક એક જ ધ્યાનથી બેસતા, ત્યારબાદ પોતાનુ દૈનિક કાર્ય કરતા ભજનકીર્તનનુ તથા દરરોજ પાચ વાગે ઊઠવાનુ વ્રત તેમના મરણ સુધી ચાલુ રહ્યુ હતુ

તેઓ દરજીનુ કાર્ય પણ સાથોસાથ કરતા એ કામ તેઓ શોખથી, સ્વતત્ર રીતે શીખ્યા હતા (કોઇની પાસે શીખ્યા ન હતા) છતા તેમનુ કાર્ય વિચિત્ર ગણાતુ નવીન કપડુ પહેરીને કોઇ મદિરમા આવે, ત્યારે એના કપડાને બરાબર તેઓ જોઇ લેતા, કદાચ બરાબર કપડુ ન જોવાયુ હોય, તો એની પાછળ પાછળ ચાલ્યા જતા, અને બરાબર જોવાય ગયા પછી પાછા વળી જતા ત્યારબાદ ઘેર આવીને એ પ્રમાણે કપડુ સીવી લેતા અત્યારે સામાન્ય રીતે દરજીઓ કપડાનુ માપ લઇને પછી કપડુ સીવે છે પરતુ તેઓએ પુરુષ અગર સ્રીનુ કપડુ કોઇ દિવસ માપ લઇને સીવ્યુ નથી તેઓ એ કપડાને જોઇ લેતા પછી એ સીવી લેતા છતા પહેરનારને બરાબર બધ બેસતુ થઇ જતુ આવી તેમની સિલાઈ કરવાની રીત હતી

પાચોરાના કેશવાનદજી મહારાજ સાથે તેમને ઘણો સબધ હતો તેથી અવારનવાર તેઓ પાચોરા મદિરે (મિયાણી તથા ભાવપરા ગામ વચ્ચે) જતા, અને ત્યા સત્સગ કરતા વળી મદિરમા કોઈ મહાત્મા અગર સાધુ-સતા આવતા, તો તેમની સાથે સત્સગ કરી તેમને પ્રેમથી રોકતા

તો તે મહેમાનગીરી માણ્યા વગર જતો નહિ. ભાવથી આગ્રહ કરી રોકતા. તેમની ભક્ત તરીકેની કીર્તિ આજુબાજુના ગામોમાં ફેલાયેલી હતી. વળી બાજુનું ટુકડા ગામ, જે અહીંથી દોઢ માઈલ થાય છે, ત્યાંના આગેવાન માણસો, એમના સત્સંગનો લાભ લેવા માટે તથા તેઓ દરજીકામ જાણતા હતા. એ બંને દષ્ટિએ ભાવ તેમજ આગ્રહથી તેમને ત્યાં તેડી ગયા હતા, અને ત્યાં એમના જ્ઞાનનો લાભ ઉઠાવતા હતા. તેઓ દરરોજ સવારે પોતાનું અહીંનું ભક્ત તરીકેનું નિત્યકાર્ય પૂરું કરી સૂર્યોદય સમયે ટુકડા જતા, અને સાંજે સાતેક વાગ્યે પાછા અહીં આવી જતા. ટુકડા ગામના માણસો સાથે તેમને ગાઢ સંબંધ હતો, એ ગામમાં "નવરાત્રિ-ગરબી"ની શરૂઆત પણ તેમણે જ કરી હતી. ગરબી રમવાનો તેમને ભારે શોખ, એટલે સર્વપ્રથમ એ ગામના યુવકોને પોતે તૈયાર કરતા. વેશ-ભૂષા પહેરાવતા, દરેક વેશપહેરનારના વેશભૂષા તેઓ મફત સીવી દેતા. શરૂઆતમાં પહેલી જ વખત ગરબીની શરૂઆત કરી ત્યારે યુવકો 'વેશ' પહેરતાં શરમાતા, તેથી તેમણે પોતે પ્રથમ વેશ પહેરીને રૂમવાની શરૂઆત કરી. ત્યારપછી તો નવરાત્રિ આવે, એ પહેલાં એક માસથી તેઓ તૈયારી કરાવતા. એક માસથી તેઓ ટુકડાગામે જે ઘરમાં રહેતા, ત્યાં માણસોની ભરતી થવા માંડતી. પછી તો ગામનાં લોકોને ગરબી પ્રત્યે ખૂબ રસ જાગૃત થયો. તેથી ટુકડા ગામની ગરબીની પ્રશંસા આજુબાજુનાં ગામોમાં ફેલાઈ ગઈ. તેમણે સેવા, ત્યાગ, અને ઉત્સાહ રેડી ગરબીની શરૂઆત કરી હતી. આજેપણ ટુકડા ગામમાં જ્યારે ગરબી શરૂ થાય છે, ત્યારે સૌ તેમને યાદ કરે છે. ગરબી અંગે તેઓ ગમે તે માણસ પાસેથી ચીજવસ્તુ મંગાવતા, છતાં કોઈપણ તેમને કદી ના પાડતું નહિ. આવો ટુકડા ગામનાં માણસોનો તેમના ઉપર પ્રેમભાવ હતો.

તેઓ દરરોજ પાંચ વાગે ઊઠતા, ત્યારબાદ દાંતણ શૌચાદિ વિધિ કર્યા બાદ એવે સમયે જ્ઞાનકુંડમાં નાહવા જતા, નાહીને તરતજ (પોતાના ઘરમાં ભજનકીર્તન-પૂજા કરવા માટેનો ઓરડો રાખ્યો હતો, ત્યાં) પૂજા કરી, માળા કરવા બેસી જતા, લગભગ દોઢેક કલાક એક જ ધ્યાનથી બેસતા, ત્યારબાદ પોતાનું દૈનિક કાર્ય કરતા. ભજનકીર્તનનું તથા દરરોજ પાંચ વાગે ઊઠવાનું વ્રત તેમના મરણ સુધી ચાલુ રહ્યું હતું.

તેઓ દરજીનું કાર્ય પણ સાથોસાથ કરતા. એ કામ તેઓ શોખથી, સ્વતંત્ર રીતે શીખ્યા હતા. (કોઇની પાસે શીખ્યા ન હતા). છતાં તેમનું કાર્ય વિચિત્ર ગણાતું. નવીન કપડું પહેરીને કોઇ મંદિરમાં આવે, ત્યારે એનાં કપડાંને બરાબર તેઓ જોઇ લેતા, કદાચ બરાબર કપડું ન જોવાયું હોય, તો એની પાછળ પાછળ ચાલ્યા જતા, અને બરાબર જોવાય ગયા પછી પાછા વળી જતા. ત્યારબાદ ઘેર આવીને એ પ્રમાણે કપડું સીવી લેતા. અત્યારે સામાન્ય રીતે દરજીઓ કપડાનું માપ લઇને પછી કપડું સીવે છે. પરંતુ તેઓએ પુરુષ અગર સ્ત્રીનું કપડું કોઇ દિવસ માપ લઇને સીવ્યુ નથી. તેઓ એ કપડાંને જોઇ લેતા પછી એ સીવી લેતા. છતાં પહેરનારને બરાબર બંધ બેસતું થઇ જતું. આવી તેમની સિલાઇ કરવાની રીત હતી.

પાંચડેરાના કેશવાનંદજી મહારાજ સાથે તેમને ઘણો સબંધ હતો. તેથી અવારનવાર તેઓ પાંચડેરા મંદિરે (મિયાણી તથા ભાવપરા ગામ વચ્ચે) જતા, અને ત્યાં સત્સંગ કરતા. વળી મંદિરમાં કોઈ મહાત્મા અગર સાધુ-સંતો આવતા, તો તેમની સાથે સત્સંગ કરી તેમને પ્રેમથી રોકતા.

તેઓ માતાજીના સાચા ભક્ત-ભૂવા હતા. તેથી તેઓ બંને હાથમાં ચાંદીનાં સરલિયાં પહેરતા. તા. ૫-૯-'૫૬ના રોજ જ્યારે તેમનું અવસાન થયું, ત્યારે એ સરલિયાં તેમના હાથમાં એવા ફીટ હતાં કે ખૂબ મહેનત કરી ખોલીએ ત્યારે જ હાથમાંથી નીકળી શકે, તેમ છતાં જ્યારે તેમના દેહમાંથી છેલ્લો શ્વાસ જવાની ઘડી હતી, ત્યારે કુદરતી રીતે એ સરલિયાંનાં બંને પાંખડાં આપોઆપ ખુલ્લાં થઈ, હાથમાંથી નીકળીને નીચે પડી ગયાં હતાં, ત્યારપછી તેમના દેહમાંથી સદાને માટે શ્વાસ ચાલ્યો ગયો. આ બનાવ તેમના દ્વિતીય પુત્ર સુંદરગિરિએ પ્રત્યક્ષ જોયો હતો.

તેમનું મૃત્યુ પણ ભક્તને શોભે એ રીતે થયું. કશીપણ બીમારી ભોગવ્યા વગર દશ પંદર મિનિટમાં, ઈશ્વરની માળા કરતાં કરતાં થયું. "મારા પિતાશ્રી દાતણ કરવા બેઠા હતા અને મારાં દાદીમા ગામમાં ગયાં હતાં. તેઓ ઘેર આવીને એ ખંડમાં થઈને મારા પિતાશ્રી પાસે આવતા હતાં ત્યારે સ્વાભાવિક રીતે તેમના તરફ નજર પડી ગઈ. જોયું તો દરરોજની માળા કરતાં આજે વિચિત્ર રીત જણાઈ. જાણે ભક્તને આજે છેલ્લો દિવસ હોય તેથી અનેક રીતનાં ધ્યાન ધરી લેવાં હોય તેવી નિશાની કરતા હતા. જેથી મારાં દાદીમાએ મારા પિતાશ્રીને બોલાવ્યા, ત્યાં મારા પિતાશ્રીએ આવીને જોયું તો શ્વાસ ખૂબ ઘૂંટાતો હતો, અને હાથમાં માળા ફરતી હતી. જેથી તેઓને ધરતી-માતાના ખોળા પર સરખી રીતે બેસાડયા. ત્યાં તો બંને હાથમાં પહેરેલાં સરલિયાં આપોઆપ ખુલ્લાં થઇ હાથમાંથીને નીકળી દૂર પડી ગયાં. મારા પિતાશ્રીએ પૂછ્યું, "બાપુ, શું થાય છે?" ત્યાં તો તેમણે આંખો ખોલી સામે જોયું, તરત જ મારા પિતાશ્રીએ ગંગાજળ (ઘરમાં હતું) તથા તુલસીનાં પાન તેમના મુખમાં મૂક્યાં ત્યાં તો તેમનો છેલ્લો શ્વાસ ચાલ્યો ગયો." આવી રીતે પ્રભુનું સ્મરણ કરતાં કરતાં ભક્તનું મૃત્યુ થાય એ ભાગ્યશાળી મૃત્યુ ગણાય છે.

વળી એમનો મૃત્યુદિન પણ એમના જન્મના દિવસે સં. ૨૦૧૨ના ભાદરવા સુદ એકમને ગુરુવારે થયો. (એ દિવસે તેઓ મંદિરનાં બધાં બાળકોને મિષ્ટાન્ન જમાડતા) તેમના મૃત્યુપ્રસંગની નોંધ તથા તેમની જીવનઝરમર, શ્રીનૃસિંહગિરિજીના તંત્રીપદેથી, કતારગામ (સુરત)થી નીકળતાં 'દશનામ ગોસ્વામી માસિક'માં (સં. ૨૦૧૩ના કારતક માસના અંકમાં) પ્રકટ થયેલ છે.

એમના પૂર્વજોથી એક એક માણસ (જામનગરનું ભાણુવડ તાબે) ભવનેશ્વર ગામ છે, ત્યાં રહેતો આવ્યો છે. એટલે એમના મોટા પુત્ર ધર્મગિરિ પોરબંદર આવતા રહ્યા, ત્યારે તેમના દ્વિતીય પુત્ર સુંદરગિરિ ભવનેશ્વર રહેવા ગયા હતા. એ વખતે પુરુષોત્તમ-ગિરિને પોતાના દાદા પાસે રહેવાનું થયુ હતું એ વખતે દાદાપૌત્ર વચ્ચે અનેક વાર્તાઓ, આખ્યાનો, ભજનો, મુહાવરા, કહેવતો વગેરેનો 'સાહિત્યગોષ્ઠી'નો વાર્તાલાપ ચાલુ રહેતો, આ રીતે એમણે પુરુષોત્તમગિરિના હૃદયમાં બચપણથી જ સાહિત્ય શોખ જાગૃત કર્યો.

એમના પુણ્ય પ્રતાપે આજે તેમનું કુટુંબ સુખી છે અને બધા પૂજારીઓમાં સૌથી વધારે કેળવણી પામેલા તેમના (દ્વિતીય પુત્ર શ્રીસુંદરગિરિના બંને પુત્રો) બને પૌત્રો છે. એ બંને શિક્ષકો છે અને એ બંને પૌત્રોની પત્નીઓ પણ શિક્ષિકાઓ છે. એમના પૌત્ર પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, હાલ ભાવસિંહજી હાઇસ્કૂલ પોરબંદરમાં શિક્ષક તરીકે છે, પૌત્રવધૂ શ્રીમતી પુષ્પલતા પુરુષોત્તમગિરિ, (સિનિયર ટ્રેઇન્ડ) હાલ પોરબંદરની 'શારદામંદિર કન્યાશાળા'માં શિક્ષિકા તરીકે નોકરી કરે છે, પૌત્ર અર્જુનગિરિ સુંદરગિરિ, (સિનિયર ટ્રેઈન્ડ, મેટ્રિક) હાલ માળિયા (હાટીના) તાલુકા શાળામાં શિક્ષક તરીકે નોકરી કરે છે અને પૌત્રવધૂ શ્રીમતી અરૂણા અર્જુનગિરિ (સિનિયર ટ્રેઇન્ડ) હાલ માળિયા (હાટીના) કન્યાશાળામાં શિક્ષિકા તરીકે નોકરી કરે છે.

સ્વ૦ ભક્તાગીર પૂજારી આનંદગિરિના પૂર્વજોથી ચાલ્યો આવતો સિદ્ધાંત છે; "બની શકે તેટલું બીજાનું કલ્યાણ કરવું પણ કોઇનું બૂરૂં કરવું નહિ. કોઇનું સુખ દેખી આનંદિત બનવું પરંતુ ઇર્ષ્યા અદેખાઈ કે ખટપટ કરવી નહિ. 'कर भला, होगा भला' એ એમના કુટુંબનું જીવનસૂત્ર છે." એ સિદ્ધાંતના પથ ઉપર પોતે પણ આજીવન ચાલ્યા અને તેમનું કુટુંબ પણ આજે એ જ પંથ પર ચાલી રહ્યું છે. "અમારા કુટુંબનું કોઇએ બૂરૂં કર્યું હશે, ખટપટ કરી હશે, અહિત કર્યું હશે, ઈર્ષા–અદેખાઈ કર્યા હશે. છતાં અમારૂં કુટુંબ 'ધોબીએ ધોબી' થયું નથી" 'ખાડો ખોદે એ પડે' એ મુજબ બૂરૂં કરનારને ઇશ્વર બદલો આપી દે છે, આખરે સત્યનો વિજય છે. ભલે બે ઘડી સત્યની કસોટી થાય, ત્યારે કદાચ થોડીક અગવડતા–મુશ્કેલી આવી પડે, છતાં અંતે સત્યનો વિજય છે. ઇશ્વરના દરબારમાં સત્યને સ્થાન છે. ખરો ન્યાય ઇશ્વર પાસે માગવો. માનવી ખરો ન્યાય આપી શકતો નથી. માટે માનવીના અન્યાય સામે ધોખો કરવો નહિ.

શ્રીમુગટધારકાધીશ ભગવાન અને શ્રીસિદ્ધેશ્વર મહાદેવ એમના કુટુંબને એ જ સિદ્ધાંતના પંથ પર અવિરતપણે સદાને માટે ચાલવાની શક્તિ આપતા રહે. એવી હાર્દિક પ્રભુ પ્રાર્થના.



(૨૦) જે સજ્જનોના હૃદયમાં, પરોપકારનો ઉત્સાહ નિરંતર જાગૃત રહે છે તેમની વિપત્તિનો નાશ થાય છે અને સંપત્તિ (લક્ષ્મી) પગલે પગલે પ્રાપ્ત થાય છે.

# પૂજારીઓના માર્ગદર્શક શ્રી નૃસિંહગિરિજી મ. મહેતા.



રાજકીય રીતે 'ગૂજરાત રાજ્ય'ની રચના તા ૧-૫-'૬૦ થી અમલમાં આવી છે. પરંતુ અમારા જ્ઞાતિસમાજના બંધારણમા (સૌરાષ્ટ્ર, કચ્છ અને ગૂજરાત એ ત્રણે પ્રદેશોનુ એક મંડળ રચી) "મહાગૂજરાત દશનામ ગોસ્વામી મહામંડળ" ના નામે સં. ૧૯૯૩ ના પોષ સુદ ૧૪ના રોજથી અમલમાં મૂકાયુ છે. આ રીતે "મહાગૂજરાત" ની રચનાને સં. ૧૯૯૩મા પુનઃ અમલમાં મૂકનાર કતારગામ (સુરત) ના સ્વામીશ્રી નૃસિંહગિરિ મણિગિરિ મહેતા છે તેમણે ત્યારથી આજ દિવસ સુધી અખંડિત રીતે કેળવણીનો પ્રશ્ન હલ કરી છાત્રાલયોની યોજનાને પણ સાર્થક બનાવી છે આ "મહાગૂજરાત દશનામ ગોસ્વામી મહામંડળ"નુ ટૂંકુ નામ "મહામંડળ" રાખવામા આવ્યુ છે. સૌરાષ્ટ્ર, કચ્છ અને ગૂજરાત એ ત્રણે પ્રદેશોના જ્ઞાતિભાઈઓ, એના સભ્યો બની, એ સારરૂપે સકળાયેલા છે. એ રીતે પૂજારીઓ પણ "મહામંડળ" ના સભ્યો છે વળી મહાગૂજરાતમા અત્યારે 'દ૦ ગો૦ જ્ઞાતિસમાજ'નું "દશનામ ગોસ્વામી માસિક" નીકળે છે. એના તંત્રી પણ સ્વામી શ્રી નૃસિંહગિરિ મણિગિરિ મહેતા છે. આ માસિકનો 'રજત જયંતી અંક' સંવત ૨૦૦૯મા ઉજવાય ગયો છે. આ માસિક દ્વારા આચાર્યશ્રી નૃસિંહગિરિ પોતાના જ્ઞાતિજનોને તેમજ ઈતર સમાજને ધાર્મિક, નૈતિક, સામાજિક અને સામયિક વાચન પૂરુ પાડે છે એ રીતે અહીના પૂજારીઓને તેઓ 'ધર્મ' અંગે તથા 'પૂજારીઓનુ કર્તવ્ય' વગેરે બાબતો પર 'દ૦ ગો૦ માસિક' દ્વારા અનેકવિધ માર્ગદર્શન આપી રહ્યા છે અહીના પૂજારીઓ 'મહામંડળ' તેમજ 'દ૦ ગો૦ માસિક'

બંનેના સભ્યો તથા ગ્રાહકો છે. એટલે અહીંના પૂજારીઓ સાથે તેઓ ગાઢ રીતે સંકળાયેલા છે. બધા પૂજારીઓમાં શ્રીપુરુષોત્તમગિરિ સાથે તેમનો સંબંધ ઘણો જ ગાઢ છે.

તેમણે પોતાના જ્ઞાતિસમાજ માટે અનન્ય ત્યાગ, શ્રમ અને સેવા આપી છે, અને હજુપણ આપી રહ્યા છે. "દ૦ ગો૦ જ્ઞાતિના તારણહાર" તેમજ "જ્ઞાતિરત્ન" તરીકે 'દશનામગોસ્વામી જ્ઞાતિ'એ એમનું સન્માન કરેલું છે. વળી સં. ૨૦૧૫ના ચૈત્ર વદ બીજના રોજ તેમને ૬૦ વર્ષ પૂરા થતાં "મહાગુજરાત દશનામ ગોસ્વામી મહામંડળે" તેમના 'ષષ્ઠીપૂર્તિ' મહોત્સવ'ની ઉજવણી કરીને, "ષષ્ઠીપૂર્તિ સન્માનગ્રંથ" પ્રસિદ્ધ કરીને તેમને અર્પણ કર્યો છે.'પોરબંદર દ૦ ગો૦ જ્ઞાતિ સમાજે' પણ તેમને ઉપરોકત વિધિમાં સહકાર આપવા ઉપરાંત 'સન્માનપત્ર તથા યોગ્ય ભેટ઼ો આપી છે. આ રીતે અહીંના પૂજારીઓના દિલમાં પણ એમનું સ્થાન આદરણીય છે. આજે એમના જેવો ત્યાગી, તપસ્વી અને નિઃસ્વાર્થ સેવાભાવી પુરુષ દ૦ ગો૦ જ્ઞાતિમાં બીજો કોઈ નથી.

તેઓથી અહીં તથા પોરબંદર ઘણી વખત આવી ગયા છે. તેઓ જ્યારે જ્યારે પોરબંદર આવે છે ત્યારે ત્યારે સભા-સંમેલનો દ્વારા સમાજને સંબોધીને અનેકવિધ કલ્યાણકારી ઉપદેશ આપે છે. અને દરેકને પોતપોતાની યોગ્ય ફરજ અદા કરવાનું કહે છે. ઇતર સમાજ તથા વિદ્વાનવર્ગ પણ તેમનું ખૂબ જ માન જાળવે છે, અને આદર સત્કાર કરે છે. તેમણે ભારતનાં નાનાં મોટાં દરેક તીર્થની યાત્રા પૂર્ણ કરી છે. વળી જીવનનાં ચઢાણ ભા. ૧-૨ તથા બીજાં પુસ્તક-પુસ્તિકાઓનું સર્જન કર્યું છે. એમના સાહિત્ય સર્જનની સાહિત્યકારોએ તથા વિદ્વાન વર્ગોએ મુક્ત કંઠે પ્રશંસા કરી છે. તેમની સાહિત્ય સાધના ઉચ્ચકોટિની છે, તેથી ઉચ્ચકોટિની તેમની સમાજસેવા છે.

, 'તેમની અનેકવિધ સમાજસેવા,' સાહિત્યસાધના, નિઃસ્વાર્થ ભાવના, પરોપકારી મનોવૃત્તિ, મુશ્કેલીઓનો સામનો કરવાની અજબ પ્રબળતા, ધીરતા, વિદ્વતા, નીડરતા, આધ્યાત્મિક શક્તિ, સ્વધર્મ-પાલનની અડગ શ્રદ્ધા, દિલની ઉદારતા, આચાર વિચારની એકતા, કુશાગ્રબુદ્ધિ, પ્રામાણિક કર્તવ્યનિષ્ઠતા, તપસ્વી જીવન, અજોડ ત્યાગવૃત્તિ, દૃઢ નિશ્ચયીપણું, અજબ માનવપારખું, ઉમદા આતિથ્ય-સત્કાર, અનોખો વિદ્યાપ્રેમ, સફળ અને જાગૃત તંત્રી, દૃષ્ટાંતપ્રધાન અને ભાવવાહી લેખનશૈલી, અડીખમ પુરુષાર્થ વગેરે તેમની શક્તિઓ અને ગુણોનું મૂલ્યાંકન, તેમના "ષષ્ઠીપૂર્તિ સન્માનગ્રંથ"માં રજૂ કરવામાં આવ્યું છે. એ ગ્રંથનું વાચન કરવાથી, તેમનું જીવન ચણતર જોઇને બીજાઓને માટે એ 'જીવન ચણતર' ઉપયોગી અને માર્ગદર્શક બની રહેશે.



---

(૩૧) વિદ્યાર્થી, સેવક, પ્રવાસી, ભૂખ્યો, ભયભીત, ભંડારી અને દ્વારપાળ એ સાતને ઊંઘતા હોય તો પણ જગાડવા જોઇએ.

(૩૨) સર્પ, રાજા, વાઘ, ભૂંડ, બાળક, બીજાનોકૂતરો અને મૂર્ખ એ સાતને ઊંઘતા હોય તો જગાડવા નહિ.

(૩૩) ઉદાર ચારિત્ર્યવાળાને આખું જગત કુટુંબરૂપ છે.

(૩૩) માણસે વિદ્યાભ્યાસ, જપ અને દાન એ ત્રણ બાબતોમાં સંતોષ રાખવો નહિ.

# મૂળદ્વારકા મંદિરોનું વિગતવાર વર્ણન



અત્યારે અહીં કુલ સત્તર મંદિરો આવેલાં છે. જેમાં શ્રીમૂળદ્વારકાધીશ રણછોડરાયનું તથા શ્રીસિદ્ધેશ્વર મહાદેવનું મંદિર એ બન્ને મોટાં છે, બાકીનાં પંદર મંદિરો નાનાં છે. એ બન્ને મોટાં મંદિરો સંવત ૧૨૬૨થી પોતાની એની જ અડગતાથી અને અખંડિતતાથી ઊભાં છે. એમાંની મૂર્તિઓ પણ પ્રાચીન છે. બાકીનાં પંદર મંદિરો ખંડિત થઇ ગયાં હતાં. લગભગ નાનાં દરેક મંદિરનાં શિખરનો ભાગ પડી ગયો હતો તથા ઘણાંના ઘૂમટો પણ પડી ગયા હતા. એ બધાંનો દાનવીર શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતાએ સં. ૧૯૯૮માં જીર્ણોદ્ધાર કરાવ્યો, તેમજ નાના મંદિરોમાં નવી મૂર્તિઓની સ્થાપના કરાવી છે.

**શ્રીમૂળદ્વારકાધીશ રણછોડરાય ભગવાન :**

પશ્ચિમ મુખે આવેલું આ પ્રાચીન મંદિર છે. પ્રાચીન શિલ્પકલાનો ઉત્તમ નમૂનો છે, આ મંદિર સંવત ૧૨૬૨થી અખંડિતરીતે તેમ જ અડગતાથી પોતાની વિજય પતાકા ફરકાવે છે અને પૂજાય છે. આ મંદિર ઉપરથી જ આ તીર્થધામ મૂળદ્વારકા નામથી ભારતભરમાં પ્રખ્યાત બન્યું છે. એટલે જ યાત્રિકો "મૂળદ્વારકાધીશકી જય" બોલાવીને પોતાના જીવનમાં આનંદ અને પવિત્રતાની ભાવના જન્માવે છે. મારવાડ-મેવાડ-રાજસ્થાનના લોકોનું તો આ પરમતીર્થ મનાય છે, તેઓ આ મંદિર સાથે ધાર્મિકભાવનારૂપી સાંકળથી બંધાયેલા છે અહીંની 'છાપ' લઇને તેમણે પોતાનાં જીવન ફળન બનાવ્યાં છે. આ 'છાપ'નાં દર્શન કરીને તેઓ પવિત્ર આચાર રાખે છે,



શ્રી આચાર્ય સ્વામીશ્રી નૃસિંહગિરિ મણિગિરિ મહેતા.
કતારગામ. (સુરત) (વિગત માટે જુઓ પૃ. ૧૨૯)

શ્રી પુરુષોત્તમગિરિ સુંદરગિરિ. (લેખક)
મૂળદ્વારકા. (પોરબંદર)

પ્રામાણિક જીવન ગુજારે છે, વગેરેનું વર્ણન "છાપનો મહિમા" પ્રકરણમાં આપવામાં આવેલ છે.

ભાવિક યાત્રિકો આવીને આ મંદિરની અંદર, જેમ બાળક માતાના ખોળામાં આળોટી આનંદ પ્રાપ્ત કરે છે, તેમ યાત્રિકો આ મંદિરની અંદર આળોટી આનંદ પ્રાપ્ત કરે છે. કેટલાક તો એટલા હર્ષમાં આવી જાય છે કે તેઓ આંખમાંથી હર્ષનાં આંસુ રેલાવે છે. ઘણાં વર્ષોની મૂળદ્વારકાધીશની યાત્રા કરવાની મનોકામનાં ફળતાં, આનંદમાં મસ્ત બનીને નાચવા માંડે છે. કેટલાક તો એટલા મુગ્ધ બની જાય છે કે અહીંથી જવાનું મન જ કરતા નથી. ભારતનાં ચાર મહાન તીર્થો-ઉત્તરમાં બદ્રિ-કેદારનું તીર્થ, દક્ષિણમાં રામેશ્વરનું તીર્થ, પૂર્વમાં જગન્નાથપુરીનું તીર્થ અને પશ્ચિમમાં દ્વારકાનું તીર્થ. આ રીતે હિંદુધર્મમાં-ભાવિક માણસોમાં, "ચાર ધામની યાત્રા"નો મહિમા ખૂબ જ વર્ણવ્યો છે. ચાર ધામ પૈકી પશ્ચિમ કિનારે દ્વારકાનું તીર્થ છે. એકલી દ્વારકાની યાત્રા કરવાથી એ યાત્રા અધૂરી ગણાય છે. યાત્રિક જ્યારે મૂળદ્વારકાની યાત્રા કરે, ત્યારે દ્વારકાની યાત્રા પૂર્ણ થઇ ગણાય છે પરંતુ દ્વારકા, મૂળદ્વારકા થઇને જ જવાય છે. (મૂળદ્વારકા રસ્તામાં જ આવે છે.)

આ મંદિરની કીર્તિથી અંજાઈને ભારતના લગભગ દરેક પ્રાંતમાંથી માણસો દર્શનાર્થે આવે છે. પરિણામે અહીંનાં માણસોને અનેક સંત-મહાત્માઓ-ભક્તોનો સત્સંગ મળ્યા કરે છે. એવા સંતપુરુષોના ચરણરજથી પણ આ ભૂમિ પાવન થતી રહે છે. બર્ડાપ્રદેશના કોઇપણ ગામ કરતાં આ ગામ જુદું તરી આવતું હોય તો એનો પ્રભાવ આ મંદિરોને જ આભારી છે. વારંવાર સત્સંગને લઇને કોઈ વખત અહીંના અમુક માણસોને ગુરુજ્ઞાન મળી જાય છે. પરિણામે તેમનું જીવન બદલી જાય છે વળી ઐતિહાસિક,

ભૌગોલિક-ભાષાકીય વગેરે દૃષ્ટિએ પણ યાત્રિકો પાસેથી અનુભવજ્ઞાન મળ્યા કરેછે, તેમજ ધાર્મિક ભાવના જાગૃત બન્યા કરે છે, પરિણામે અહીંની ભૂમિએ સંત-ભગત અને સતીઓને જન્મ આપ્યા છેજેમનાં ગુણગાન આજે પણ ગવાય છે. વળી આ ગામનાં માણસો સાથે બહારગામના માણસોનો સ્નેહ સંબંધ વિસ્તૃત થયો હોય તો એ આ મંદિરોને જ લઇને, કારણ કે મેળા-ઉત્સવ વખતે અહીં હજારો માણસો મેળો જોવા માટે આવે છે ત્યારે સ્નેહસંબંધ બંધાય છે, તેમજ એ સંબંધ અતૂટ બને છે.

વળી ખર્ડાપ્રદેશમાં એવી માન્યતા છે કે આ તીર્થભૂમિમાં જન્મ લેવો'એ ભાગ્યની વાત ગણાય છે. કેટલીક કન્યાઓ આ ભૂમિની ગૃહિણીઓ બનવા માટે વ્રત-વિધિઓ કરે છે. જેથી દરરોજ આ મંદિરોનાં દર્શન કરી શકવાથી જીવનને ધન્ય બનાવી શકાય. ઘણી સતીઓ અહીં મૂળદ્વારકાધીશની ભક્તિમાં તલ્લીન બની ગઇ છે. અહીંના પુરુષો કરતાં સ્ત્રીઓમાં ધાર્મિકભાવના અને મંદિરો પ્રત્યે વધુ શ્રદ્ધા છે.

દરરોજ અહીંની સ્ત્રીઓ જ્ઞાનકુંડમાં નાહીને શ્રીમૂળદ્વારકાધીશ, શ્રીસિદ્ધેશ્વર મહાદેવ તથા દરેક મંદિરનાં શ્રદ્ધા અને ભાવનાથી દર્શન કરે છે, તેમજ મંદિરમાં બેસી ભજનકીર્તન-ગીતો ગાય છે, કેટલીક બહેનોને તો એવા વ્રત હોય છે કે મંદિરનાં દર્શન કર્યા પછી જ જમવું. અમાસને દિવસે મોટા પ્રમાણમાં બહેનો દર્શને આવે છે. અહીંનાં મંદિરોએ અહીંની પ્રજાના દિલમાં જ્ઞાન અને સંસ્કારનાં બીજ રોપ્યા છે. આ મંદિરોનું મહત્ત્વ ભારત પૂરતું જ નથી, પરંતુ આફ્રિકાના ઘણા દેશોમાં પણ આ મંદિરોનો મહિમા ગવાય છે. કારણ કે ખર્ડાના હજારો મહેરભાઇઓ આફ્રિકામાં વસે છે, તેથી એમની મારફતે અહીંનાં મંદિરોનો મહિમા ત્યાં ફેલાયો છે. તેમજ



-શ્રી મૂળદ્વારકાનાં મંદિરો (ઉપરથી દેખાતું દૃશ્ય)

ત્યાં વ્રતવિધિ પણ કરે છે. એટલે આ મંદિરોના ભક્તો આદિકામાં પણ વસે છે. આ મૂળદ્વારકાધીશનાં મંદિરની અંદર શ્રીનીલકંઠ મહાદેવનું શિવલિંગ પણ છે. આ રીતે હરિ અને હર બંને એક સાથે બિરાજે છે, એ અહીંની વિશિષ્ટતા છે. રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓ પણ આ મંદિરની અંદર આવેલી છે શ્રીમૂળદ્વારકાધીશનો પોષાક સં. ૧૨૬૨થી સં. ૧૯૦૦સુધી દ્વારકાધીશનાં પોષાકને મળતો જ હતો. જે અસલ પોષાક મુજબ આ પુસ્તકમાં ફોટો આપવામાં આવેલો છે. ત્યારબાદ પોષાકમાં ફેરફાર થયો છે. શ્રીમૂળદ્વારકાધીશ રણછોડરાયના મંદિરને ચાર ખૂણે ચાર નાનાં મંદિરો આવેલાં છે. મૂળદ્વારકાધીશને નૈઋત્યખૂણે રિદ્ધિસિદ્ધિના દેવ શ્રીગણપતિનું મંદિર છે, અગ્નિખૂણે અંધકાર દૂર કરનાર શ્રીસૂર્યનારાયણનું મંદિર છે, ઇશાનખૂણે સર્જક, પોષક અને સંહારકશક્તિઓનો ઉલ્લેખ કરનાર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિમૂર્તિઓ એકસ્વરૂપે એક જ મંદિરમાં બિરાજે છે અને વાયવ્યખૂણે રામરાજ્યનો આદર્શ રજૂ કરનાર, સાંસારિકજીવનનો ઉમદા આદર્શ રજૂ કરનાર રામલક્ષ્મણ અને જાનકીનું મંદિર છે. મૂળદ્વારકાધીશની સામે જ શ્રીસિદ્ધેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે.

**શ્રીસિદ્ધેશ્વર મહાદેવ :**

પૂર્વદિશામાં મુખ રાખીને ઊભેલું આ પુરાણું મંદિર છે. આ શિવલિંગની સં. ૧૨૬૨થી અખંડિત રીતે પૂજા થાય છે. વળી આ શિવલિંગનાં વ્રતવિધિ ગામનાં તથા બહાર ગામનાં અનેક સ્ત્રીપુરુષો કરે છે. અહીંની કેટલીક સ્ત્રીઓ તો શ્રદ્ધાથી ઘીનો દીવો કરવા મંદિરે નિયમિત રીતે આવે છે. સિદ્ધેશ્વર નામમાં પણ સિદ્ધિ ભરેલી છે. સિદ્ધિ પૂરી પાડનાર, સિદ્ધિ આપનાર શંકરભગવાન તે સિદ્ધેશ્વર મહાદેવ. આ સિદ્ધેશ્વરનું શિવલિંગ ચમત્કારી ગણવામાં આવે છે. ઘણા સાધુસંન્યાસીઓ-મહાત્માઓએ આ શિવલિંગની તપશ્ચર્યા કરેલી છે, તેમજ ગુણગાન ગાયાં છે. આ મંદિરની અંદર

શિવલિંગની પાછળ પાર્વતીજીની મૂર્તિ આવેલી છે. તેમજ બીજી એક મૂર્તિ છે, એ વિષે બે મતભેદ છે, એક મત એવો છે કે વિજ્ઞાતભક્તે મંદિરોનું કાર્ય પૂર્ણ કરાવી લીધું ત્યારે તેમણે એ વખતના મહારાણાશ્રી વિક્રમાદિત્યજીની મૂર્તિ પધરાવી હતી. પ્રભુના સાચા ભક્તને પોતાની મૂર્તિ પધરાવવાનો મોહ હોતો નથી, એથી વિજ્ઞાતભક્તે પોતે જ 'મહારાજા'ની મૂર્તિ પધરાવી છે. ટૂંકમાં મૂર્તિ ગમે તેની હોય, છતાં વિજ્ઞાતભક્તનું ગૌરવ તો આ મંદિરો સાથે સંકળાયેલું જ છે. પરદુઃખભંજન અને ભક્તવીર એ વખતનો રાજા "વિક્રમાદિત્યજી" તરીકે ઓળખાતો હતો. એ મૂર્તિની નીચે સંવત ૧૨૬૨ની સાલનો શિલાલેખ નાગરીલિપિમાં આવેલો છે. એ ચોખ્ખી રીતે વાંચી શકાતો નથી. અમુક વાક્યો ચોખ્ખાં વાંચી શકાય છે. મંદિરના આંતરિક દરવાજાઆગળ ગોખલામાં ગણપતિ તથા હનુમાનજીની મૂર્તિઓ છે. મંદિરની સામે બહારના ભાગમાં શિવ–વાહન પોઠિયો ઊભો છે. સંવત ૧૬૮૦થી સંવત ૧૭૯૦ સુધી આ શિવલિંગની પાછળ, (શિવલિંગમાંથી શંકરભગવાન પ્રગટ થઈ ભક્તોને દર્શન દેતા હોય તેવો) ફોટો રહેતો. ત્યારબાદ એ જીર્ણ થઈ જતા દૂર કરેલો. એ દૃશ્ય ફરીથી આ પુસ્તકમાં ફોટારૂપે આપવામાં આવેલ છે

આ મંદિરમાં મહાશિવરાત્રિના રોજ મોટો ઉત્સવ ઉજવાય છે ત્યારે આખા ગામનાં માણસો દર્શન કરવા આવે છે. અને ભાંગની પ્રસાદી, ચરણામૃતરૂપે લે છે. તેમ જ આખા શ્રાવણ માસમાં આ શિવલિંગનાં શતવિધિ પૂજા ધામધૂમથી થાય છે. ગામનાં ભાવિક જનો તરફથી "પૂજા" ચડાવવામાં આવે છે, દર સોમવારે દરરોજ કરતાં અનોખી રીતે પૂજા–આરતી થાય છે. શ્રાવણ માસમાં અહીંનાં તથા બહારગામનાં ભાવિક માણસો દર્શને ઊમટે છે. "શિવ"ની મહાશિવરાત્રિ તો દેવો અને માણસો ધામધૂમથી ગુણગાનરૂપે ઊજવે છે

ભગવાન શ્રી રામ પણ શિવની પૂજા કરતા. દક્ષિણમાં "રામેશ્વર"ની શિવપૂજા એ એમનું અનોખું દૃષ્ટાંત છે. ભગવાન શ્રી કૃષ્ણ પણ શિવની પૂજા કરતા. શ્રી કૃષ્ણ જ્યાં જ્યાં શુભ કાર્યની શરૂઆત કરતા ત્યાં ત્યાં શિવલિંગની સ્થાપના કર્યાનાં અનેક ઉદાહરણો ધર્મપુરાણોમાં જોવા મળે છે. ઘણા રાજા-મહારાજાઓ પણ સર્વપ્રથમ શિવભક્તો જ હતા. કેટલાક રજપૂતો લડાઇમાં જતી વખતે શિવપૂજા કરીને જતા. અને રણમેદાનમાં મરી ફીટતા ત્યારે એમની યાદીરૂપે શિવલિંગની સ્થાપના કરવામાં આવતી. આવી રીતે શિવ સર્વ દેવોમાં મહાનદેવ તરીકે ઓળખાય છે, બધા દેવો પણ શિવને નવાજે છે. બધા દેવોમાં શંકરનો ત્યાગ મહાન છે. ત્યાગ અને તપ એ શિવના પૂજનીય ગુણો છે. આજે સમાજમાં પણ જે માણસ ત્યાગી અને તપસ્વી હોય એ પણ પૂજાય છે. શંકરનો સામાન્ય ફોટો જોઇશું તો પણ ખ્યાલ આવી જશે-દર્શન થશે કે તેમની સાદાઇ, ત્યાગ અને તપ કેવાં હશે !

આ મંદિર તથા શ્રી રણછોડરાયનાં બને મંદિરોમાં સં. ૧૨૬૨થી આજ દિવસ સુધીમાં કશો ફેરફાર થયો નથી. સં. ૧૯૯૮ના જીર્ણોદ્ધાર થતી વખતે પણ ચૂનો છાંટવા સિવાય એમાં કશો સુધારો કર્યો નથી, છતાં આ મંદિરનું શિલ્પકામ અને મજબૂતી જોઇને લોકો આશ્ચર્યચકિત બની જાય છે.

અહીંની મહેર કોમમાં કોઇપણ પુરુષનાં લગ્ન થયા પછી જાન પરણીને સાંજે ઘેર આવે એને બીજે દિવસે "વર-વહુ," સગાં-વહાલાંઓ સાથે શ્રીસિદ્ધેશ્વર મહાદેવ તથા શ્રીરણછોડરાયને પગે લાગવા આવે છે ત્યારે સાથે આવનાર સ્ત્રીઓ ગીત ગાતી ગાતી મંદિરે આવે છે. અને "વર-વહુ" મંદિરોએ "શ્રીફળ તથા સોપારી" ધરે છે.

શ્રી સિદ્ધેશ્વર મંદિરને ચાર ખૂણે બબ્બે મંદિરોના જોડકાં હતાં એટલે કુલ આઠ મંદિરો હતાં જેમાંથી એક ઈશાન તથા બીજું

અગ્નિ ખૂણેથી, એમ બે મંદિરો જીર્ણોદ્ધાર થતી વખતે સં. ૧૯૯૮માં કાઢી નખાયાં છે. જેથી હાલ ચાર ખૂણે આઠને બદલે ૭ મંદિરો છે. શ્રી સિદ્ધેશ્વર મહાદેવના મંદિરને અગ્નિખૂણે વિદ્યા અને સંસ્કારની દેવી સરસ્વતી માતાનું મંદિર છે, નૈઋત્યખૂણે શક્તિસ્વરૂપ શ્રીવાગેશ્વરીનું તથા એની જોડે જ "અહિંસા પરમો ધર્મના ઉપાસક" ભગવાન બુદ્ધનું મંદિર છે, (નૈઋત્ય ખૂણે બે નાનાં મંદિરો છે) વાયવ્ય ખૂણે ભગવાન શ્રી સત્યનારાયણ તથા જોડે લક્ષ્મીજીનું મંદિર છે. (વાયવ્ય ખૂણે પણ બે નાનાં મંદિરો છે.) અને ઇશાન ખૂણે કલ્યાણકારી મંત્રોદ્દાત્રિ શ્રી ગાયત્રી માતાનું મંદિર છે. ઉપરની રીતે શ્રી સિદ્ધેશ્વર મહાદેવના મંદિરને ચાર ખૂણે ૭ મંદિરો તથા શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું મંદિર મળીને કુલ સાત મંદિર તથા સામે શ્રી મૂળદ્વારકાધીશનું મંદિર અને એને ચારે ખૂણે ચાર મંદિરો મળી કુલ પાંચ મંદિર આવેલાં છે. એટલે કે એક જ કંપાઉંડમાં કુલ બાર મંદિરો આવેલાં છે.

આ મંદિરોના સ્વર્ગદ્વાર (અપભ્રંશ– સરગદિવારી) માંથી બહાર નીકળીએ ત્યારે જ્ઞાનકુંડની આજુબાજુ પાંચ મંદિરો આવેલાં છે. જ્ઞાનકુંડની પૂર્વ દિશાએ ત્રણ મંદિરોનું જુથમંદિર છે. તેમાં શ્રીરામજન મહાદેવ, કાર્તિકસ્વામી અને ગુરુ દત્તાત્રેયનું મંદિર છે, અને જ્ઞાનકુંડની પશ્ચિમ દિશાએ બે મંદિરો છે. જેમાં એક હનુમાનજીનું તથા બીજું ચરણપાદુકાનું મંદિર છે. ઉપરની રીતે અહીં કુલ સત્તર મંદિરો આવેલાં છે. બધાં મંદિરો "મૂળદ્વારકા" નામે ઓળખાય છે. આ મંદિરને લઈને ગામનું નામ પણ મૂળદ્વારકા તરીકે ઓળખાય છે.

**શ્રી નીલકંઠ મહાદેવ :** આ શિવલિંગ, મૂળદ્વારકાધીશ રણછોડરાયના મંદિરની અંદર સં. ૧૨૬૨ થી અખંડિત રીતે પૂજાય છે. આવી રીતે હરિ અને હર બંને એકી સાથે જ હોય એવાં મંદિરોનો મહિમા અનોખો હોય છે. એમ ઘણા વિદ્વાનો અને સંન્યાસીઓનું માનવું છે.

જ્યારે દેવો અને દાનવોએ સમુદ્રનું મંથન કર્યું હતું ત્યારે એમાંથી ચૌદ રત્નો નીકળ્યાં હતાં, એની દેવો અને દાનવો વચ્ચે વહેંચણી થઈ ગઈ, ફક્ત એક વિષ (ઝેર) બાકી રહ્યું, એને લેવા કોઇ તૈયાર થયું નહિ, કારણ કે ઝેરને કોણ અડે? ઝેર તો મૃત્યુને લાવનારું છે. તેઓએ આખરે વિચાર કર્યો કે ભોળાશંભુ પાસે જઈએ, એ ભોળા, તપસ્વી અને ત્યાગી છે એટલે એ સિવાય ઝેરને સ્વીકારવાની કોઈ દેવની શકિત નથી, આવા રીતે દેવો અને દાનવો ઝેર લઈને ભગવાન શંકર પાસે ગયા અને કહ્યું, ભોળાશંભુ ! આ ઝેર કોઈ સ્વીકારતું નથી, આપ સિવાય કોઈની શકિત નથી, ત્યારે દેવો અને દાનવોના કલ્યાણઅર્થે મહાદેવે ઝેરને પોતાની શકિતથી ગળામાં જ સમાવી લીધું, જેથી શંકરનું ગળું નીલ (કાળું) બની ગયું એટલે ત્યારથી શંકર નીલકંઠ તરીકે ઓળખાય છે. તેમ જ શંકરભગવાનની ત્યારથી નીલકંઠ તરીકે પણ દેવો, દાનવો અને માણસો પૂજા કરે છે.

સં. ૧૯૯૮ માં મંદિરોના જીર્ણોદ્ધાર વખતે આ નીલકંઠ મહાદેવનો ચમત્કાર થયેલો, શ્રી રણછોડરાયની આગળ નીચેના ભાગમાં નીલકંઠ મહાદેવનું શિવલિંગ આવેલું છે, એ બહુ જ નીચે હોવાથી યાત્રિક જ્યારે પાસે આવીને જુએ ત્યારે જ દેખાય છે, તેમજ શિવવાહન પોઠિયાની દૃષ્ટિ હંમેશાં શિવલિંગ ઉપર પડવી જોઇએ, અર્થાત્ એ પોઠિયો, શંકરને જોઇ શકે તેમ રહેવો જોઇએ. આ બંને દૃષ્ટિ નજરમાં રાખીને, શેઠશ્રીએ કહ્યુ હોય અગર કડિયાએ વિચાર્યું હોય; આ શિવલિંગની ચારે તરફથી ખોદીને એને અખંડિત રીતે કાઢીને, નીચે ભરતી કરી મૂળ જગ્યાએથી એક ફૂટ ઊંચું કરવું, જેથી મંદિરની બહારથી નજર કરીએ તો પણ શિવલિંગ દેખી શકાય અને પોઠિયો પણ એને જોઇ શકે. આવી શુભ ભાવનાથી આ શિવલિંગની ચારે તરફથી ઊંડે ખોદવા લાગ્યા. (શિવલિંગ જરા પણ ખંડિત ન થાય એવી કાળજી રાખીને) ખૂબ ઊંડે ખોદ્યું લગભગ આઠેક ફૂટ ઊંડે ખોદ્યું હશે, છતાં

શિવલિંગનો તાગ આવ્યો નહિ. (શિવલિંગનો નીચેનો છેડો જ આવ્યો નહિ.) કડિયાનાં દિલ મૂંઝાવા લાગ્યાં–જીવ ગભરાવા લાગ્યો. નીચે લોહી નીતરતી જમીન નીકળવા લાગી. ખોદનારાઓ આંધળા જેવા બની ગયા. હાથ કપાતા હોય અને ખૂબ જ થાકી ગયા હોય, તેમ ખોદવાની જરાપણ શક્તિ રહી નહિ. જેથી તેમણે આગળ ખોદવું બંધ કરી દઈ, જેમ હતું તેમ કરી દીધું. (ખોદેલી માટી જેમ હતી તેમ પૂરી દીધી.) આનું વિગતવાર વર્ણન "મંદિરના ચમત્કારી પ્રસંગો"માં આપવામાં આવ્યું છે.

**શ્રી ભીડભંજન મહાદેવ:** ભક્તશિરોમણિ નરસિંહ મહેતાએ કહ્યું છે; "ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં; અંત તો હેમનું હેમ હોયે." એ રીતે સોનાના ઘાટ ઘડયા પછી–તેનાં ઘરેણાં બનાવ્યા પછી સોનું જુદાં જુદાં નામોથી ઓળખાય છે દા. ત. હાર, ઝૂમણું, કાંઠલી, બંગડી વગેરે. પરંતુ સોની એને ઓગાળે ત્યારે છેલ્લે એ સોનું જ ગણાય છે. તેમ "શિવ" પણ જુદાં જુદાં નામોથી પૂજાય છે. પણ છેલ્લે તો એક જ શંકર ભગવાન છે, તેમ અહીં પણ ત્રણ શિવલિંગ છે. (૧)શ્રી સિદ્ધેશ્વર મહાદેવ (૨) શ્રી નીલકંઠ મહાદેવ અને (૩) શ્રીભીડભંજન મહાદેવ. આ ત્રણેય લિંગ ચમત્કારી છે, અને ત્રણેય શિવલિંગ પ્રાચીન છે. જેમાં ભીડભંજન મહાદેવનું મંદિર તો સૌથી પુરાતન છે. આ ત્રણેય શિવલિંગ પર અહીંનાં તથા બહારનાં માણસોને ખૂબ જ શ્રદ્ધા છે.

ભીડભંજન મહાદેવ નામમાંજ ભક્તોની ભીડનુંભંજન કરવું સમાયેલું છે, ભક્તોની ભીડ હરનાર મહાદેવ તે ભીડભંજન મહાદેવ. સાચા ભક્તો પર જ્યારે જ્યારે ભીડ પડે છે ત્યારે ત્યારે એમની ખરા દિલથી સેવા કરનાર ભક્તની ભીડ ભાંગી છે, મુશ્કેલીઓ દૂર કરી છે. અહીંના એક પ્રખ્યાત શિવભક્તે આ મહાદેવનું ખૂબ જ ધ્યાન-સ્મરણ

કર્યું છે, ખરા દિલથી ભક્તિ કરી છે. આથી એના પર કૃપા થતાં એની આર્થિક ભીડ દૂર કરી પૈસાદાર અને સુખી બનાવ્યો છે. એટલું જ નહિ પણ આ ગામમાં સૌથી વધારે સમૃદ્ધ બન્યો છે. આ શિવભક્ત જ્યારે આફ્રિકા ગયો. ત્યારે આ લિંગને બાથ ભીડીને પ્રેમનાં અને વિરહનાં આંસુ રેલાવ્યાં હતાં એવી જ રીતે આ ભીડ-ભંજન પર ખરા દિલથી પ્રેમ અને શ્રદ્ધા રાખનાર ભક્તની ભીડ દૂર થાય જ છે.

આ ભીડભંજન મહાદેવનું મંદિર સંવત ૧૨૬૨ પહેલાંનું છે આ મંદિર તથા જ્ઞાનકુંડ બંને એક જ સમયે બંધાયેલાં છે. દંતકથા કહે છે કે ભીડભંજનનું મંદિર તથા જ્ઞાનકુંડ બંને અહીંના કેશવાલા મહેર ચાડવાએ (વિજ્ઞાત ભક્તના પિતાએ) બંધાવેલ છે. આ મંદિર ત્રણ મંદિરોનું જૂથ છે. ભીડભંજન મહાદેવની એક તરફના મંદિરમાં પ્રથમ વિષ્ણુની પથ્થરની મૂર્તિ હતી. જેમાં જીર્ણોદ્ધાર વખતે આરસની કાર્તિકસ્વામીની મૂર્તિ પધરાવી છે. અને બીજી તરફના મંદિરમાં શિવની પથ્થરની મૂર્તિ હતી એને બદલે અત્યારે આરસની ગુરુ-દત્તાત્રેયની મૂર્તિ પધરાવી છે.

જ્ઞાનકુંડ: જ્ઞાનકુંડનો મહિમા મંદિરો સાથે સંકળાયેલો છે. મૂળદ્વારકા મંદિરોની લગોલગ જ્ઞાનકુંડ આવેલ છે. આ જ્ઞાનકુંડ ભીડભંજન મહાદેવના મંદિર સાથે જ ફરી બાંધવામાં આવેલો છે. આ જ્ઞાનકુંડની રચના અદ્ભુત છે. ચાર ઘૂમટવાળો આ કુંડ જોનાર ઉપર અનોખી છાપ પાડે છે. દૂરથી જોનારને તો એમ જ જણાય કે આ મંદિરોની ગૂંથાયેલી માળા જ છે. પરંતુ પાસે જવાથી અને અંદર ઉતરવાથી ખ્યાલ આવે કે આ તો કુંડ છે. આ જ્ઞાન કુંડનો મહિમા અપાર છે. આ જ્ઞાનકુંડમાં નાહવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, નવીન પ્રેરણા જાગૃત થાય છે. ધાર્મિક ભાવના જન્મે છે, શરીર અને મન શુદ્ધ તેમ જ પવિત્ર બને છે. પાપીઓનાં પાપ ધોવાય છે,

# 'છાપ'ના મહિમા સાથે ધાર્મિક સંબંધ

આગળ જણાવ્યા મુજબ જ્ઞાનકુંડમાંથી ભગવાન રણછોડરાયની મૂર્તિ નીકળી હતી એ મૂર્તિ ચતુર્ભુજ સ્વરૂપે હતી. (શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં હતાં. શંખ, ચક્ર, ગદા અને પદ્મ એ ભગવાનનું સ્વરૂપ છે એનાં દર્શન એ ભગવાનનાં દર્શન બરાબર છે. એનાં દર્શન કરવાથી મન પવિત્ર રહે છે તેમજ આચાર વિચાર શુદ્ધ રહે છે. આથી સં. ૧૨૬૨થી આ 'છાપ'ની ધાર્મિક પ્રથા શરૂ થયેલી છે. એ આજે પણ ચાલુ છે. છાપ એ શંખ, ચક્ર, ગદા અને પદ્મની પ્રતિમૂર્તિ છે, આ 'છાપ' સાથે ભાવિક યાત્રીકોનો ધાર્મિક સંબંધ સંકળાયેલો છે વળી આ છાપે ભાવિક યાત્રીકોનાં જીવન પવિત્ર, શુદ્ધ અને ઉન્નત બનાવ્યાં છે. આ છાપ ફરજિયાતપણે કોઈને અપાતી નથી. પરંતુ ખાસ કરીને આખા રાજસ્થાન અને ઉત્તર પ્રદેશના ભાવિક આસ્તિક-યાત્રીકો જ છાપ લેવા અહી આવે છે

આ ભગવાનની છાપે તેમના જીવનમાં સદાચારની ભાવના જાગ્રત કરી છે, નીતિ અને ધર્મપરાયણ જીવન ગાળવાની ભાવના જન્માવી છે, કોઈનું પણ અહિત કરવું નહિ, ચોરી કરવી નહિ, દારૂનો સંગ કરવો નહિ, જૂઠું બોલવું નહિ, ગરીબો, સ્ત્રીઓને દુઃખ દેવું નહિ, કોઈના ધર્મની નિંદા કરવી નહિ, માતા, પિતા અને ગુરુ પ્રત્યે માન-વિવેકથી વર્તવું, ગરીબોને દાનદક્ષિણાં આપવાં, પરોપકારી કાર્યો કરવાં, દેશ અને ધર્મ પ્રત્યે વફાદાર રહેવું, દેશ અને ધર્મનું કોઈ અહિત કરે ત્યારે હથિયારો ધારણ કરીને દેશ અને ધર્મની રક્ષા કરવી. ગાય માતાની રક્ષા કરવી, તીર્થયાત્રા કરવી, વિદ્યા-મંદિરો દવાખાના, દેવ મંદિરો, ધર્મશાળાઓ અને

બીજાં પરોપકારી કાર્યમાં યોગ્ય મદદ કરવી. આ રીતે એમનામાં સદ્‌ગુણો, સદ્‌ભાવના અને સદ્‌ચારની ભાવના આ મૂળદ્વારકાની છાપ જાગૃત કરે છે. મારવાડ, મેવાડ, માલવા વગેરે તો મૂળદ્વારકાધીશની છાપ લેવા અહીં આવે છે. તેઓ આ છાપને પોતાના ધર્મનું એક અંગ માને છે, તેઓ આ છાપને ગુરુરૂપે ગણે છે. તેમ જ તેઓ સવારમાં ઊઠીને પ્રથમ પોતાના હાથ ઉપરની છાપનાં દર્શન કરે છે કેટલાક તો છાપની માનતાઓ માને છે, કેટલાક તો છાપ લીધા પછી જ લગ્નગ્રંથીથી જોડાય છે. કેટલો બધો છાપ સાથેનો તેમનો ઉમદા અને શ્રદ્ધાભર્યો ધાર્મિક સંબંધ છે! દર વર્ષે સેંકડો મારવાડીઓ છાપ લેવા માટે અહીં આવે છે મૂળદ્વારકાની છાપનું અનુકરણ, ગોમતી-દ્વારકામાં એકાદ માણસે છુપી રીતે કર્યું હતું, પરંતુ એની જાણ થઈ જતાં ત્યાં છાપ બંધ થઈ ગઈ છે. મૂળદ્વારકાની છાપ તો પહેલેથી જ અપાય છે. અને આ છાપ સાથે જ યાત્રીકોનો ધાર્મિક સંબંધ છે. એટલે મૂળદ્વારકાની છાપ સિવાય બીજે ક્યાંય છાપ દેવાતી નથી આ મંદિરોને ગામ કે રાજ્ય તરફથી કશી આવક નથી પરંતુ બહારના યાત્રીકો ઉપર જ આધાર છે. ખાસ કરી મારવાડીઓ છાપ લઈ ભેટદાન કરે એ જ મંદિરોની આવક ગણાય છે. એટલે અહીંનાં મંદિરોની આવક નિયત–ચોક્કસ નથી. મારવાડીઓ જેટલા પ્રમાણમાં આવે, તેટલા પ્રમાણમાં આવક થાય, નહિતર મંદિરોનો ખર્ચ પણ પૂજારી-ઓને માથે પડે. પરંતુ પૂજારીઓ તન–મનથી સેવાપૂજા કરે તો પ્રભુ એની સેવાનો બદલો તેમને આપી દે છે.

અહીં દેવાતી છાપ અંગે બહારના એકાદ બે માણસોએ ઈર્ષા અદેખાઈથી, ખટપટ કરી, જેથી એ વખતના પોરબંદરના મહે. શ્રી મામલતદાર સાહેબ તથા મહે. શ્રી પ્રતિ સમાહર્તા સાહેબ વગેરે એ અહીં આવી બરાબર જાણ્યું અને છાપ પાછળ નો ઉદ્દેશ અને ઇતિહાસ જાણ્યો, ત્યારે તેમને ખ્યાલ આવ્યો કે આ છાપ સાથે ચિતોડ, ઉદેપુર,

અને જીવન સદાચારી બને છે, એવી ભાવિક યાત્રીકોની માન્યતા છે. એટલે દરેક યાત્રીક પ્રથમ જ્ઞાનકુંડમાં નાહીને શરીર અને મન શુદ્ધ કર્યા પછી મંદિરનાં દર્શન કરે છે મેળા વખતે તો આ કુંડની શોભામાં અભિવૃદ્ધિ થાય છે. દૂર સુદૂરથી માણસો અહીં આવે છે. આ ભૂમિપર કેટલાય દુષ્કાળોનો પંજો પડયો જ્યાં, આ કુંડનું પાણી બિલકુલ ઓછું થયું નથી, આ પાણી વડે ગાય માતાઓનો હવેડો ભરવામાં આવે છે આ કુંડ નીચે થોડી જમીન પણ છે. એ જમીનનો ઓગ ગાયોનો હવેડો ભરનાર ભોગવે છે. અને બીજી થોડીક જમીન પૂજારીઓની છે.

આ કુંડનું પાણી કયારેક શ્રાવણ માસમાં સફેદ બની જાય છે. શરૂઆતમાં પાણી નીચેથી ત્રણેક ગેબી અવાજો થાય છે. અને પછી ગંગાજળ જેવું પાણી બની જાય છે. એવે વખતે ભાવિક લોકો "ગંગાજી નીકળ્યાં" એમ માની દર્શનાર્થે ઊમટે છે. એ વખતે પાણીમાં એકલી-વાટ મૂકવાથી ઘીની માફક એ પાણીમાં દીવા બળે છે. પછી થોડા સમયમાં પાણી મૂળ સ્થિતિમાં આવી જાય છે. આ કુંડનાં પાણીથી દરરોજ મંદિરની દરેક મૂર્તિઓની સ્નાનવિધિ કરવામાં આવે છે. ચાંદની રાતમાં જ્ઞાન-ગંગા તપસ્વીની બનીને સ્વર્ગ-ગંગા સ્વરૂપે પરિવર્તન પામે છે! દર વર્ષે હજારો યાત્રીકો બહારથી આવીને જ્ઞાનકુંડમાં સ્નાન-વિધિ કરે છે. ભગવાન કૃષ્ણે અહીંના વિખ્યાત ભક્તને દર્શન દીધાં ત્યારે કહ્યું હતું; "જ્ઞાનકુંડમાંથી મારી ચતુર્ભુજવાળી મૂર્તિ નીકળશે, એને તું મંદિરમાં પધરાવજે .એટલે હું ત્યાં હાજર થઇશ." આ રીતે અત્યારની શ્રી રણછોડરાયની મૂર્તિ આ જ્ઞાનકુંડમાંથી નીકળેલી છે. કાળબળે જ્ઞાનકુંડ અદશ્ય થઈ ગયેલ. પરંતુ અહીંના મહેર ચારણોએ ફરીથી ખોદાવેલ છે.

જ્યારે ચાંદની રાત ખીલી હોય છે ત્યારે મંદિરની શોભામાં પણ અભિવૃદ્ધિ થાય છે. ચાંદનીરાત પણ આ મંદિરની શોભા

અનિમિષ રીતે જોઇને જાણે ખુશ થઇ જતી હોય અને તેથી પ્રસન્ન થઇને પોતાનો પ્રકાશ ઉદાર ભાવે-મુક્ત રીતે મંદિરો પર રેલાવે છે, જે યાત્રીકોએ ચાંદની રાતનો લહાવો અહીં લીધો હશે, ત્યારે તેમના દિલને સ્વર્ગભૂમિ જેવો આનંદ થયો હશે. એ ચાંદની રાતમાં આ મંદિરોની શોભા સ્વર્ગભૂમિ જેવી જોઇ, તેથી જ તેમાં પ્રવેશ કરવાના દ્વારને સ્વર્ગ-દ્વાર તરીકે ગણવામાં આવે છે." એ સમયનું દૃશ્ય શરીર, મન અને આત્માને શાન્તિ તેમ જ પવિત્ર વાતાવરણથી આંજી દે છે, આવું મનમોહક દૃશ્ય જોનારને અહીંથી જવાનું મન થતું નથી. મંદિરની આજુબાજુ સુંદર વનરાજી પથરાયેલી છે, તેઓ જાણે આ મંદિરોની-ચાંદની રાતની શોભા જોવા માટે, પાંદડારૂપી આંખો વડે એકીટસે નિહાળી રહી છે. સામેથી સાગરરાણી આ શાન્ત અને મૂક વાતાવરણમાં પોતાનાં ધેરાં ધેરાં સ્તવનો દ્વારા આ સ્વર્ગભૂમિનો અભિષેક કરે છે, મંદિરોની વિજય-પતાકાઓ પોતાની અડગતા અને વિજયોલ્લાસનો ભાવ સ્ફુરિત કરતી પોતાની ગૌરવ-ગાથા આજુબાજુ રેલાવે છે. એ વખતે આ મંદિરનું બારીક શિલ્પકામ જાણે સજીવ બનીને દર્શકોની આંખોએ ચોંટતું હોય તેવું જણાય છે. આવું બધું મુગ્ધ વાતાવરણ જોનાર ઘડીભર વિચારોના વમળમાં ગોથાં ખાવા મંડી જાય છે.



(૩૪) શંકર ઝેરને મુખની બહાર કાઢતા નથી, તેમ હૃદયની નીચે ઉતારતા નથી પણ કંઠમાં જ જીરવે છે. તેમ ઉત્તમ પુરુષ દોષને એ રીતે જીરવે છે.

(૩૫) ગંગા પાપને, ચંદ્ર તાપને અને કલ્પવૃક્ષ દરિદ્રને હણે છે, પણ સજ્જન માણસ એ ત્રણેને હણે છે.

જોધપુર, બિકાનેર-રાજસ્થાન પ્રાંતનાં દરેક શહેર તથા ઉત્તર પ્રદેશના યાત્રીકોનો ધાર્મિક સંબંધ સંકળાયેલો છે. તેમ જ આ છાપ તો સં.૧૨૬૨થી દેવાતી ચાલી આવેલી છે. વળી આ મંદિરોને ગામ કે રાજ્ય તરફથી કશી આવક નથી, કે પૂજારીઓને કોઈ તરફથી પગાર મળતો નથી, જેથી આ છાપની ભેટદાનની આવકમાંથી જ મંદિરોનો તથા પૂજારીઓનો ખર્ચ કાઢવામાં આવે છે તેમ જ મંદિરોની શોભા અને આબાદી જળવે છે. વળી છાપ ફરજિયાત રીતે કોઈને પણ દેવાતી નથી, જેની ઇચ્છા હોય એ જ લે. ખાસ કરીને મારવાડીઓ સિવાય બીજા કોઈ છાપ લેતા નથી. કોઇપણ જાતિ-વર્ગની ધાર્મિક ભાવનામાં ડખલગીરી કરવી કે માથું મારવું એ આપણા પ્રજાસત્તાક ભારતના બંધારણ વિરુદ્ધ છે. આવી રીતે આ છાપ એવી જ રીતે હજુ ચાલે છે.' અને એ ખટપટિયાએની આંખમાં ધૂળ પડી. આ છાપથી "એક પંથ અને દો કાજ" મુજબ લાભ થાય છે. યાત્રીકોની ધાર્મિક ભાવના સંતોષાવાથી તેમનું જીવન પરોપકારી તેમ જ કલ્યાણકારી બને છે, અને બીજું છાપની આવકમાંથી મંદિરોનો તથા પૂજારીઓનો ખર્ચ પણ નીકળે છે. જેથી 'છાપ'થી કોઇને કે રાજ્યને કશું નુકસાન નથી.

આજના કેટલાક નાસ્તિક બસકંડકટરો 'છાપ' લેવાની ઇચ્છાવાળા યાત્રીકોને બસ થોભાવ્યા વગર હંકારી જાય છે, જેથી યાત્રીકોને ફરી ટિકિટ કઢાવી, ફરી ખર્ચ કરી અહીં આવવું પડે છે અગર યાત્રીકો છાપ લેવા ગયા હોય ત્યારે યાત્રીકોને પડતા મૂકીને 'બસ' હંકારી જાય છે, એવા ઘણા દાખલા બન્યા છે. જેથી 'બસ સર્વિસ'ના સત્તાવાળાઓએ આવા યાત્રીકો પ્રત્યે સહાનુભૂતિ રાખી બસ કંડકટરોને સૂચના આપવી જરૂરી છે. કારણ કે એ યાત્રીકો આપણા જ ભારતીય ભાઈઓ છે. એમને આ રીતે ખોટું આર્થિક નુકસાન પહોંચાડવું એ શોચનીય ગણાય. પરંતુ બધા જ કંડકટરો એવા હોતા નથી. આ લાઈનમાં યાત્રીકોનું તથા અહીંની જનતાનું

માન મેળવનાર ભક્ત હરિલાલ જાદવજી કંડક્ટર, કંડક્ટર પ્રેમગિરિ ગંગાગિરિ તથા ભક્ત કાનાભાઈ ડ્રાઈવર (કાના ભગત) છે. એટલે ઉપરના ભાઈઓ જો આ લાઈનમાં સદા રહે તો યાત્રિકો પ્રત્યે સહાનુભૂતિ જાગ્રત અને વાહન વ્યવહારખાતાને પણ વફાદાર રહે. બાકી કેટલાક તો જને પ્રત્યે નિમકહરામીના ધંધા કરતા હોય છે. (એમ લોકો કહે છે)

દૂર સુદૂરથી ધાર્મિક ભાવનાથી પ્રેરાઈને કેટલાય પૈસાનો ખર્ચ કરી અહીં તીર્થસ્થાનોમાં યાત્રાએ નીકળે એમના પ્રત્યે માનવતાનું પ્રેમભર્યું અને સહાનુભૂતિભર્યું વલણ રાખવું જોઈએ, તેમ જ દરેકે પ્રામાણિકપણે પોતાની નોકરી બજાવવી જોઈએ. ઉપર જણાવેલા ત્રણેય ભાઈઓએ આ લાઈનમાં ઘણાં વર્ષો સુધી વફાદારીપૂર્વક કામ કર્યું છે જે અભિનંદનને પાત્ર છે.

---

(પાનાં ૮૮નું અનુસંધાન)

આગળ જણાવ્યા ઉપરાંત સ્વ રણમલ સાજણ, સ્વ. સવદાસ ખીમા, સ્વ. રામ નાથા, સ્વ શેઠશ્રી કાલિદાસ નાનજી, શ્રી વેજા લખમણ, શ્રી ભીમા સાંગણ, શ્રી દેવા સીદી, શ્રી જેઠા આલદ, શ્રી સુરા હરભમ, શ્રી ભારા વીરા, શ્રી ધનજી કાનજી, શ્રી મથુરાદાસ વસ્તા, શ્રી પુરુષોત્તમ માધવજી, શ્રી જીવા જેઠા, શ્રી જેઠા અરજન, શ્રી વિક્રમ હાજા, શ્રી ખીમા ખટા, શ્રી લુમકા ભગત, શ્રી સીદી રણમલ, શ્રી જેશા લખમણ, શ્રી આના કાગા, શ્રી ભાયા લખમણ, શ્રી કેશવ હાજા, શ્રી સુકા મચારી, શ્રી ફોગા જેસા, શ્રી મેરામણ હરભમ, મિસ્ત્રી વેજા વશરામ, શ્રી લાલજી ગોવિંદજી, શ્રી લીલાધર લાલજી, શ્રી ભગવાનજી રામજી, શ્રી ગીગા મેરામણ, શ્રી હરભમ નથુ, શ્રી ઓધવજી કાગા, શ્રી સામત ખટા, શ્રી પરબત રણમલ, શ્રી સુકા રાણા, શ્રી સુર મુંઝા, શ્રી વીસા લુણા, શ્રી હરદાસ જેઠા, શ્રી પાતા મેરામણ, શ્રી ભીમજી રામજી વગેરે આ ભૂમિને ઉપયોગી બન્યા છે.

# અવનવા યાત્રીકો

અત્યારે વાહનોની પુષ્કળ સગવડનાઓ હોવાથી યાત્રાનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જાય છે. આજે તો 'ચાર ધામની યાત્રા' કરવા અંગે સ્પેશિયલ ટ્રેનોની પણ સગવડતા છે. જેથી પ્રાચીન સમયમાં યાત્રાના રસ્તામાં જેટલી મુશ્કેલીઓ નડતી એટલી આજે નડતી નથી, એટલે ભારતની યાત્રાએ નીકળેલા મુસાફરો જુદાજુદા પ્રાંતોમાં ફરતા ફરતા અહીં પણ આવે છે. એ મુસાફરોમાં કોઇ ઐતિહાસિક સ્થાનો જોવા નીકળ્યા હોય છે, કોઈ દેવમંદિરોની તીર્થયાત્રાએ નીકળ્યા હોય છે, કોઇ ભૌગોલિક સ્થાનો નિહાળવા નીકળ્યા હોય છે, કોઈ શિલ્પકલા નિહાળવા નીકળ્યા હોય છે, કોઈ મનોરંજનની દૃષ્ટિએ નીકળ્યા હોય છે તેમ જ કોઇ 'એક પંથ અને દો કાજ'ની પેઠે સરકારી કામ ગણી સરકારના ખર્ચે પ્રદેશ જોવા પણ નીકળ્યા હોય છે! આવી રીતે ધાર્મિક શ્રદ્ધા ધરાવનારા આસ્તિક યાત્રાળુ હોય છે, તો કેટલાક ધાર્મિક સંસ્થાઓની નિંદા કરનારા નાસ્તિકો હોય છે, કેટલાક યાત્રિકોના વેશમાં ચોર-લૂંટારાઓ હોય છે, કેટલાક મહાન તપસ્વી હોય છે, કેટલાક મહાન ત્યાગીઓ હોય છે, કેટલાક સંત-ભક્તો હોય છે, કેટલાક મહાત્માઓ હોય છે, કેટલાક વ્રતધારીઓ હોય છે, કેટલાક દેશભક્તો હોય છે, કેટલાક લેખક-કવિ અને સાહિત્યકારો હોય છે. આવી રીતે અવનવા યાત્રીકો આ તીર્થભૂમિના દર્શને આવે છે. એમાં સંત-ભક્તો-સતીઓ અને મહાત્માઓના ચરણોથી આ ભૂમિ પવિત્ર બને છે. વળી કેટલાકના જ્ઞાનનો-ઉપદેશોનો લાભ અહીંની જનતાને વારંવાર મળ્યાં કરે છે, એ આ તીર્થસ્થાનને આભારી છે.

કેટલાક સાધુઓના વેશમાં ચોર-લૂંટારાઓ પણ ફરતા હોય છે એક વખત બે સાધુઓ મંદિરના કંપાઉંડની બહાર ભીડભંજનના મંદિરમાં રાતવાસો રહ્યા હતા. તેમાં એક સજ્જન સાધુ પાસે

રા ૨૦૦ થી ૨૫૦ જેટલા હતા, એની જાણ બીજા કપટી સાધુને થઇ ગઇ, જેથી એ સાધુએ ગાંજાની ચલમમાં ધતૂરાનાં બીજનું ચૂર્ણ કરી ભરીને કહ્યુ "તુમ પીતે રહો મૈં ચાય બનાકર લાઊ" કપટી સાધુએ ચાંમાં પણ ધતુરાનાં 'બીજ' નાખ્યાં હતાં આથી ચા પીવડાવતા એકદમ પેલો સાધુ બેભાન બની ગયો. આથી એને ઉપાડીને બીકાનેરજૈન મંદિરની પાછળના વાડામાં નાખી દીધો અને પોતે પૈસા લઇને રવાના થઇ ગયો બીજે દિવસે સવારે જ્યારે પૂજારી મંદિર માટે ફૂલ ઉતારવા ગયો ત્યારે પેલા પડેલા સાધુને જોયો, તેથી દવાદારૂ કરીને તેને ભાનમાં લાવ્યો. ત્યારે તેણે પેલા કપટી સાધુની વાત જણાવી કરતાં એની ખૂબ તપાસ કરવામાં આવી, છતાં એ મળ્યો નહિ. એ લૂંટાયેલ "સીતારામ" સાધુ પાછળથી અહીં ત્રણ-ચાર વર્ષ સુધી મંદિરમાં રહ્યો, અને ધંધો-રોજગાર શરૂ કરી ગામમાં પણ ખૂબ જાણીતો બની જતાં, ગામમાં પણ દુકાન નાખી હતી. હમણાં થોડાક વર્ષો પહેલાં એ સજ્જન સાધુ પોતાના વતનમાં ગયો છે. એ સાધુને બધા "સીતારામ" કહીને સંબોધતા.

આવી રીતે જ્યાં જ્યાં તીર્થસ્થાનો હોય છે ત્યાં ત્યાં અવનવાં માણસો આવે છે, એટલે જ્યા જ્યાં યાત્રીકોને રાતવાસો રહેવાનુ થાય, ત્યાં ત્યાં એવા લોકોથી સાવચેતી રાખવી જરૂરી છે જો કે એવા માણસોને ક્યારેક જ તક મળે છે છતા "ચેતનો નર સદા સુખી" એ મુજબ બહાર મુસાફરી કરનારે હંમેશાં સાવધાન રહી, ખિસ્સા પાકીટ બરાબર સંભાળીને રહેવું જોઇએ. અજાણ્યા માણસો પર વિશ્વાસ રાખવો જોઈએ નહિ કારણકે અત્યારે પ્રામાણિક માણસો કરતાં અપ્રામાણિક માણસોની સંખ્યા મોટી છે. એવા ચોર લૂંટારાઓ ગુંડાઓ, ઘણુંકરીને તીર્થસ્થાનો, ધર્મશાળાઓ, સ્ટેશનો, ટ્રેનો, મેળાઓમાં વગેરે સ્થળે ટોળેમળ ફરતા હોય છે

★

# યાત્રીકોનો સત્સંગ અને મનોરંજન

અહીં આવતા યાત્રીકો પૈકી ઘણા સંત ભક્તો અને કથાકારો પણ હોય છે. તેઓ આ ભૂમિથી મુગ્ધ બની કેટલાક દિવસો સુધી અહીં રહે છે. અને ધાર્મિકગ્રંથોનું વાચનકરી પોતાના જ્ઞાનનો લાભ આપતા હોય છે, કોઇ વળી દેશના જુદાજુદા પ્રાંતોની વિશિષ્ટતાઓનો રમુજી રીતે ખ્યાલ આપતા હોય છે. કોઈ વળી મહાત્માઓનાં જીવન વૃતાન્તો, શ્રોતાગણને સંભળાવી ખુશ કરતા હોય છે, કોઇ રામાયણની ચોપાઇઓ હલકારી એ દ્વારા રામરાજ્યની મહત્તા, સાંસારિક જીવનનો ઉમદા આદર્શ અને રામાવતારનાં યશોગાન વર્ણવતા હોય છે. કોઈ મહાભારતના શ્લોકોનો ગુંજારવ કરી યુદ્ધોની ભીષણતા, ભયંકરતા અને વિનાશકતાનો ખ્યાલ આપી કૃષ્ણાવતારનું માહાત્મ્ય સમજાવતા હોય છે. કોઇ વળી ગીતાના શ્લોકો દ્વારા જ્ઞાન, ભક્તિ અને કર્મનુ રહસ્ય સમજાવતા હોય છે. આ રીતે અહીં મંદિરોમાં અવારનવાર મહાત્માઓ-સંતો દ્વારા રામાયણ, મહાભારત, ગીતા, ભાગવત વગેરે ધર્મગ્રંથોનો લહાવો, અહીંનાં ધાર્મિક ભાવનાવાળાં માણસોને મળતો રહે છે, આવા સત્સંગોથી અહીંના ઘણા ભાવિકોનાં જીવન પરિવર્તન પામ્યાં છે. એટલે સત્સંગની અસર હૃદય પર વધારે થાય છે. મહાત્માઓએ સત્સંગનું મૂલ્ય અનુપમ વર્ણવ્યું છે.

संसार कटु वृक्षस्य द्वे फले अमृतोपमे ।
सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥

અર્થાત્ સંસારરૂપી કડવાં વૃક્ષનાં બે ફળ અમૃત જેવાં છે, એક રસયુક્ત મધુર વચન અને બીજું સજ્જનની સંગતિ એટલે સદાચારી મહાત્માઓ, સંતો અને ભક્તો એ ભારતીય સંસ્કૃતિમાં તીર્થરૂપ ગણાયછે. વળી યાત્રીકો અહીં રાતવાસો રહે છે, ત્યારે ભગવાનનાં મંદિરોમાં ભક્તિભાવે નાચગાન કરે છે, ભજનો બોલે છે, છંદો બોલે છે. સ્તુતિઓ

બોલે છે, ચોપાઇઓ બોલે છે, દૂહા બોલે છે, આખ્યાનો કરે છે. એ રીતે ભગવાનનાં અનેકવિધ ગુણગાન કરી, સાથોસાથ અભિનયના અનેક ભાવોને મંદિરોમાં રેલાવે છે. વળી દરેક યાત્રીક પોતપોતાની પ્રાંતીય-ભાષામાં પ્રભુનાં ગીતો–ભજનો બોલી પ્રભુને રિઝાવે છે. વળી ઢોલક, એકતારો–રામસાગર અને હારમોનિયમના સૂરો સાથે તલ્લીન બની, પ્રભુ આગળ નાનાં બાળક જેવા બનીજઇ આરાધના કરે છે. આમ ક્યારેક મધરાત સુધી મનોરંજનની મહેફિલ જામે છે. અને સત્સંગનું અનુપમ વાતાવરણ જામે છે. આ રીતે સત્સંગ અને મનોરંજનમાં દરેક પોતપોતાની વિશિષ્ટતાઓ રજૂ કરે છે. રામાયણમાં તો અલ્પ સત્સંગને સ્વર્ગ અને મોક્ષના સુખ કરતાં પણ વધારે માનવામાં આવેલ છે.

તાત સ્વર્ગ અપવર્ગ સુખ, ધરી તુલા કઈ અંગ;
તુલે ન તાહી સકલમિલિ, જો લવ સુખ સત્સંગ.

અર્થાત્ હે ભાઈ ! સ્વર્ગ અને મોક્ષનું સુખ એક સાથે ત્રાજવામાં એક તરફ મૂકીએ અને બીજી તરફ થોડોક સત્સંગ મૂકીએ તો અલ્પ સત્સંગ વધી જાય છે. અર્થાત્ એ બંને અલ્પ સત્સંગના સુખની બરાબર થતાં નથી એટલે સત્સંગ બધાથી ઉત્તમ છે. આજે જ્યાં ત્યાં નજર કરીએ તો ઢંગી માણસો વધારે જોવામાં આવે છે. એટલે સાચો સત્સંગ ન મળે તો ઉત્તમ અને ધાર્મિક ગ્રંથોનો-પુસ્તકોનો સત્સંગ કરવો એ સર્વશ્રેષ્ઠ છે.

---

(૩૬) ત્રણે આશ્રમવાળાઓને પ્રતિદિન જ્ઞાન દ્વારા અને અન્ન દ્વારા ગૃહસ્થ જ ઉપકાર કરે છે, તેથી ગૃહસ્થાશ્રમ બીજા આશ્રમોથી શ્રેષ્ઠ છે.

(૩૭) સર્વ પ્રકારના ગુરુઓમાં માતા એ પરમ ગુરુ છે.

(૩૮) ભાઇઓને જુદા પડેલા જોઈ શત્રુઓ તેમની ગુપ્ત વાતો જાણી લે છે, તેથી તે જુદા પડેલાઓનો જલદી નાશ થાય છે.

।

# જોવા લાયક અન્ય સ્થાનો

અહીં મંદિરો, જ્ઞાનકુંડ ઉપરાંત ગંગાજળિયું તળાવ આવેલું છે. તેમાં બારેમાસ પાણી રહે છે. ચોમાસામા તેમા જૂનું-નવું પાણી ભેગું થાય છે. વળી જ્યારે આ તળાવમાં કમળફૂલો વિકસે છે ત્યારે એ માનસરોવર જેવું સૌંદર્ય ધારણ કરે છે લોકકથા કહે છે કે ઘણા વર્ષો પહેલાં પડેલા એક દુષ્કાળના સમયમા રાજ્ય તરફથી આ તળાવ ખોદાવવામાં આવ્યુ છે. આ તળાવ પાસે રાંદલ માતાનું પુરાતન મંદિર છે સમુદ્રકિનારે ખોડિયાર માતાજીનું સ્થાન છે ત્યાં હુતાસણીના બીજા પડવાને દિવસે મેળો ભરાય છે. એની બાજુમા મહેર જ્ઞાતિના દુદાનો કૂવો છે તેમાં અતાગ પાણી છે. એને તળિયેથી એક પ્રવાહ પસાર થાય છે જેથી કૂવામા લાકડાનો ટુકડો કે કોઈ વસ્તુ નાખવાથી એ પ્રવાહમાં તણાઈ જાય છે વડાળા તથા આ ગામની વચ્ચે કડવાસર તળાવ આવેલું છે, એમા બે-ત્રણ ગામના ઘણ પાણી પીવા આવે છે શીતળા સાતમ વખતે આ તળાવ માણસો અને પશુઓને આશીર્વાદરૂપ બને છે બાજુમાં હિણાજિયો ડુંગર છે એ દિવસે દીવાદાંડી જેવું કામ આપે છે એના પગ ચડીને જોવાથી આજુબાજુના કેટલાય ગામો દેખાય છે એની ગોદમા એક રાતી-તળાવડી છે. એ પણ શીતળા સાતમના મેળા વખતે બહુ ઉપયોગી છે. એ વખતે નાની તળાવડીનો મહિમા સમુદ્ર કરતાં પણ મોટો ગણાય છે. ભારતીય સંસ્કૃતિના પૂજારી રહીમ કવિએ કહ્યું છે -

ધની રહીમ જલ પંકકો, લઘુ જિય પિયત અઘાઈ,
ઉદધિ બડાઈ કૌન હૈ, જગત પિયાસો જાઇ,

અર્થાત્ રહીમ કવિ કહે છે કે કીચડવાળાં પાણી કે નાનકડી તળાવડીને ધન્ય છે કે જેમાંથી નાનાં જીવો પણ પાણી પીને સંતોષ પામે છે. ત્યારે સમુદ્ર મોટો છે છતાં એની મોટાઈ શા કામની ?

જ્યાંથી આખું જગત તરસ્યું જાય છે.' એ રીતે અહીંની તલાવડીનો મહિમા એ વખતે સમુદ્ર કરતાં મોટો મણાય છે.

અહીં જ્યાં વિંઝરાચોરો છે ત્યાં અહીંનો શૂરવીર કેશવાલો મહેર વિંઝરો થઈ ગયો છે, તેનું માથું પડી ગયા પછી એનાં શૂરાતનના જુસ્સાથી ધડ લડતું લડતું એ જગ્યાએ પડ્યું હતું જેથી એ સ્થાન 'વિંઝરા ચોરા'ના નામથી ઓળખાય છે. ત્યાં ઘણા માણસોના પાળિયા છે.

પ્રેવાડ ફળિયામાં વિઝાત ભક્તની શિલા આવેલી છે, ત્યાં બેસી વિઝાત ભકત દાંતણ–પાણી કરતા, એથી કેટલાક ભાવિકો ત્યાં શ્રીફળ વધેરે છે.

હાલ જ્યાં સ્કૂલ બેસે છે તે ગઢ પણ જોવા લાયક છે આ ગઢ લડાયક દૃષ્ટિએ બંધાયેલો છે. તેમાં હાલ શાળા આવેલી છે. અહીંની શાળા પણ સોરઠ જીલ્લાની પ્રાથમિક શાળાઓમાં આદર્શ નમૂનારૂપે ગણાય છે. તળાવની પાસે રાંદલ માતાનું મંદિર છે. "સેનેટરીવેલ"ની પણ અહીં સગવડતા છે. શીતળા માતાજીનુ મંદિર, અને ગામના ચોરામાં રામચંદ્રજીનું મંદિર પણ જોવા લાયક છે.

---

(૩૯) સ્વાર્થી અને મૂર્ખ ભાઈઓને પોતપોતાના ભાગ લઈને જુદા પડેલા જાણીને. શત્રુઓ તેમના મિત્ર થઈને તેઓ એકબીજા વચ્ચે દ્વેષ કરાવે છે.

(૪૦) સારા માણસો, ભાઈઓ વચ્ચે ભાગ પાડી લેવાનું વખાણતા નથી.

(૪૧) જે અહંકારી પુરુષ સભામાં બીજાને હલકાં વચન કહે તે ઘણો બુદ્ધિશાળી હોય તો પણ દુર્બળ કહેવાય છે.

(૪૨) ક્રોધમુખી સ્ત્રી અને મૂર્ખ પુત્ર અગ્નિ વિના જ શરીરને બાળે છે.

(૪૩) પુરુષોનું ભૂષણ ક્ષમા છે અને સ્ત્રીઓનું ભૂષણ લજ્જા છે.

# મારા અધ્યયન અને અધ્યાપનના શ્રીગણેશ તથા અનુભવ બોલ

આ ભૂમિની અંદર મારી પ્રાથમિક કેળવણીના શ્રી ગણેશ થયા છે, મારાં ચારિત્ર્યઘડતરનાં બીજ અહીંથી જ અંકુરિત થયાં છે, મારી પ્રગતિની પ્રેરણા અહીંથી જ પ્રજ્વલિત બની છે, મારા મનમાં નીડરતાની વૃત્તિ અહીંથી જ જન્મી છે, મેં આદર્શ વિદ્યાગુરુ શ્રી હમીરભાઇ કાના કરંજિયાના અનુકરણથી શિક્ષક બનવાનો દૃઢ નિશ્ચય અહીંથી જ કરેલો છે. અને મારા દિલમાં નૈતિક ગુણોનાં બીજ અહીંયા જ રોપાયાં છે.

મેં ૭ વર્ષની ઉંમરે અહીં સરસ્વતી માતાના મંદિરમાં પ્રવેશ કરીને વિદ્યાપ્રાપ્તિનો આરંભ કર્યો હતો, અને દશવર્ષની ઉંમરે વિદ્યાગુરુ હમીરભાઇ કાના કરંજિયાના ઉપદેશથી 'ચા, બીડી, દારૂ અને જુગારને છોડવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી, એ અખંડિત રીતે આજે પણ જાળવી રાખ્યો છું અને જિંદગી સુધી એ પ્રતિજ્ઞા ચાલુ રહેશે. વળી સરસ્વતી માતાની ગોદમાં ખેલકૂદ કરીને જેટલાં વર્ષો વિદ્યાભ્યાસ કર્યો તેમાં કોઇ વખત નાપાસ થવાનો સમય આવ્યો નથી અને હોશિયાર વિદ્યાર્થી તરીકેની નામના મેળવી છે. વળી દરેક વિદ્યાગુરુનો પ્રેમ મેળવ્યો છે, એટલું જ નહિ પરંતુ વધારે સમય વિદ્યાગુરુઓના અને પુસ્તકોના સહવાસમાં ગાળ્યો છે. અભ્યાસ દરમિયાન ગમે તેવી ટાઢ, તડકો કે વરસાદ હોય છતાં સ્કૂલે તો દરરોજ જવાની ઉત્કંઠા રહેતી. રજાના દિવસોમાં પણ સ્કૂલે આંટા મારી આવતો, વિદ્યાગુરુઓ પ્રત્યે માનથી અને વિવેકથી વર્તતો, મારાં સદ્‌ભાગ્યે સારા વિદ્યાગુરુના હાથે, વિદ્યાપ્રાપ્તિ કરી છે, કોઇ પણ ગુરુની "સોટીની પ્રસાદી" ખાવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો નથી. અહીં

બચપણમાં મેં ગ્રામ્ય જીવનના અનેક લહાવા લીધા છે. વિદ્યાર્થી જીવનમાં અનેક રમતોમાં ભાગ લઈને શરીરને ખડતલ બનાવ્યું છે. મારા વિદ્યાર્થી-જીવન ઘડતરમાં વિદ્યાગુરુ શ્રી હમીરભાઈ કરગિયાએ નિર્વ્યસની-પણાંની અને આદર્શ શિક્ષકના નૈતિક ગુણોની, વિદ્યાગુરુ શ્રી વાલજી દાના વાળાએ કર્તવ્યનિષ્ઠતાની અને વફાદારીની અને ગુજરાતના પ્રસિદ્ધ કવિ શ્રી દેવળજીભાઈ પરમારે સાહિત્યશોખ અને પ્રગતિની ભાવના વધારે જન્માવી છે. વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા બાદ શિક્ષક તરીકેની નોકરીના શ્રી ગણેશ પણ અહીંથી કરેલા છે. મેં અહીં ત્રણ વર્ષ શિક્ષક તરીકે નોકરી કરી છે, હું અહીં દર વર્ષે એકી સાથે બબ્બે વર્ગો ભણાવતો છતાં એ વખતની પરીક્ષાઓમાં મારો એક પણ વિદ્યાર્થી નાપાસ થતો નહિ. મને ભણાવવાનો તો પ્રથમથી જ શોખ છે, વળી મનમાં વિદ્યાર્થીનો વિકાસ કરવાની અને તેને હોંશિયાર બનાવવાની ધગશ રહેતી રજાના દિવસોમાં પણ વિદ્યાર્થીઓને ઘેર મફત ભણાવતો, જેથી ઘર પણ સ્કૂલ જેવું ગણાતું. મારો વિદ્યાર્થી નબળો રહે અને નાપાસ થાય એમાં મારી નામોશી લેખતો, અને કલંકરૂપે ગણતો. દરેક વિદ્યાર્થીના વાલીઓને મળતો રહેતો, ત્રણ વર્ષમાં એકપણ દિવસની કેજ્યુઅલ રજા પણ ભોગવતો નહિ, વિદ્યાર્થીઓના હિત આગળ મારા શરીરની પણ પરવાર કરતો નહિ. આ બધું મારા આદર્શ ગુરુઓના અનુકરણથી જ બનવા પામ્યું છે. પરિણામે મારી આગળ આજ દિવસ સુધીમાં ભણી ગયેલા તમામ વિદ્યાર્થીઓ હજુપણ પ્રેમથી યાદ કરે છે, અને એમાં જ મને ખરો સંતોષ છે.

અહીં મારા બધા વિદ્યાર્થીઓમાં હોશિયાર, વિવેકી તેમ જ પ્રગતિશીલ વિદ્યાર્થીઓમાં શ્રી રામા મુરૂ તથા શ્રી મુળુ પરબત એ મુખ્ય છે. શિક્ષકોની ખરી કિંમત ભવિષ્યમાં એના વિદ્યાર્થીઓ જ કરી શકે. તેમ જ શિક્ષકોના કાર્યના ફળની કિંમત દશ પંદર વર્ષ

પછી જ થાય. એમના વિદ્યાર્થીઓ ભાવિ સમાજના નેતા બને (તેઓ મોટા થાય ત્યારે સમજી શકે) ત્યારે થાય. દરેક માણસના મનપર પોતપોતાના શિક્ષકની સારી યા માઠી અસર પડયા વિના રહેતી નથી.

અહીં નોકરી કર્યા બાદ મોઢવાડા ચારેક માસ નોકરી કરી ત્યારબાદ ખારવા સ્કૂલ પોરબંદરમાં, ત્યારબાદ મિડલ સ્કૂલ પોરબંદરમાં ત્યારબાદ તાલુકાશાળાના હેડમાસ્તર તરીકે દેવડામાં બે વર્ષ નોકરી કરીને પોરબંદરની ભાવસિંહજી હાઈસ્કૂલમાં અત્યારે કામ કરી રહ્યો છું. આમ જુની બાળપોથી ચોપડીથી માંડીને આજની અગિયારમી ચોપડી (મેટ્રિક) સુધીના વિદ્યાર્થીઓને ભણાવવાનો અનુભવ લીધો છે. એમાં મને ઘણું ઘણું જાણવાનું મળ્યું છે. તેમજ મારી તેર વર્ષની નોકરી દરમિયાન મેં જ્યાં જ્યાં કામ કર્યું છે. ત્યાં ત્યાં માન અને પ્રેમ સંપાદન કરેલાં છે. અને શિક્ષકોએ માનભરી પાર્ટીઓ આપી વિદાય આપી છે. આમ જ્યાં જ્યાંથી કાર્ય કરીને આવ્યો છું ત્યાં કોઇપણ સ્થાનેથી મારાથી કોઇ વિદ્યાર્થીને, શિક્ષકને, અધિકારીને કે ગામને અસંતોષ થયો નથી. ઊલટું, હજુ પણ બધા યાદ કરે છે. મારી નોકરી દરમિયાન જે જે શિક્ષકો પરિચયમાં આવ્યા છે તેઓ બધા સાથે મારો મમતાભર્યો અને પ્રેમભર્યો સંબંધ બંધાયો છે. માધવપુર (ઘેડ) મુકામે પોરબંદર વિકાસખાતા તરફથી યોજાયેલ "અશિક્ષણ-તાલીમ" શિબિર"માં સોરઠ જીલ્લાના શિક્ષકોમાંથી તાલીમ લેવા મોકલેલા, ત્યારે એ શિક્ષકોએ તાલીમ દરમિયાન મારી પ્રમુખ તરીકેની વરણી કરીને મારું માન જાળવ્યું હતું.

દેવડાથી મારી ભાવસિંહજી હાઈસ્કૂલ પોરબંદરમાં બદલી થઇ તેથી દેવડાથી ચાર્જ છોડયો ત્યારે મને ટાઈફોઇડ તાવની શરૂઆત થઇ ગઇ હતી, જેથી ચાલુ તાવે ભાવસિંહજી હાઇસ્કૂલમાં ચાર્જ લીધો, એ વખતે મને જે જે વર્ગના પિરિયડો સોંપવામાં આવ્યા હતા

તે તે વર્ગોમાં, બીજા વર્ગોની સરખામણીમાં વિદ્યાર્થીઓ અભ્યાસમાં ઘણા પાછળ હતા. પરીક્ષા નજીક હતી, એક બાજુ ટાઈફોઈડ જેવો જોખમી તાવ અને બીજી બાજુ વિદ્યાર્થીના હિતની ભાવના. મારી બરાબર કસોટી થઈ. વિદ્યાર્થીઓના હિત આગળ શરીરને પણ ગણકારવું નહિ, એવી વૃત્તિ નજર સમક્ષ ઊભરાવા લાગી.. પરિણામે નિશ્ચય કર્યો: "જ્યાં સુધી મને સોંપાયેલા વર્ગોનો અભ્યાસક્રમ પૂરો કરૂં નહિ ત્યાં સુધી રજા લેવી નહિ." ઈશ્વર પર ભરોંસો રાખીને ટાઈફોઈડ તાવની પરવાર કર્યા વગર ચાલુ તાવે ભણાવતો. પોર-બંદરના જનતાપ્રિય, કાર્યદક્ષ, સેવાભાવી, દયાળુ અને પ્રખ્યાત ડૉક્ટર (મારાં માસીબાના પુત્ર) શ્રી ગુલાબજતીએ સૂચના આપી: ઘરની બહાર નીકળવું નહિ. ટાઈફોઈડ તાવ છે માટે બેદરકારી રાખવી નહિ, અને રજા લઈ લેવી' પરંતુ મારો દૃઢ સંકલ્પ હતો કે રજા લેવી નહિ. (મેં તેર વર્ષની સર્વિસમાં બિલકુલ રજા ભોગવી નથી અને વિદ્યાર્થીઓનો અભ્યાસ બગડે નહિ એ માટે "મારાં કૌટુંબિક તેમ જ અંગત કાર્ય વેકેશનમાં જ કરી લઉં છું.) મનમાં ભાવ આવતો કે "રામ રાખે તેને કોણ ચાખે" મૃત્યુ થવાનું હશે તો કોઈથી રોકી શકાશે નહિ. વળી મિડલ સ્કૂલમાં મારા વર્ગમાં જે વિદ્યાર્થીઓ ભણી ગયા હતા તે વિદ્યાર્થીઓ તથા ગામડાંના મારા વિદ્યાર્થીઓ ભાવસિંહજી હાઈસ્કૂલમાં દાખલ થયા હતા, જેથી એને ફરીને ભણાવવાનો મોકો મળ્યો હતો, તેથી મિલનના આનંદ, ઉત્સાહ અને પ્રેમને લઈ હું મારા તાવને ગણકારતો નહિ.અને રજા પણ લીધી નહિ.

બીજે દિવસે દવા લેવા ગયો ત્યારે ડૉ ગુલાબજતીએ પૂછ્યું; "રજા લઈ લીધી છે ને ?" (ડૉક્ટર આગળ દરદીએ કદી ખોટું બોલવું જોઈએ નહિ. અને બોલે તો એમાં દરદીને જ-નુકસાન થાય છે. પરંતુ આવી રીતે મારા દૃઢ સંકલ્પને લઈને

તેમ નથી. જેથી ભણાવતાં ભણાવતાં મૃત્યુ થાય તો શિક્ષક જીવનની સાર્થકતા થઈ ગણાય. આ રીતે ૨૮ દિવસ ટાઇફોઇડ તાવ રહ્યો. અભ્યાસક્રમ પૂરો કર્યો ત્યાં તાવ પણ ઊતરી ગયો, છતાં શરીરમાં નબળાઇ-અશક્તિ ખૂબ જ આવી ગઈ હતી. જ્યાં તાવ ઉતરી ગયા પછી વીશ દિવસની રજાનો રિપોર્ટ મોકલ્યો મારા અંગત મિત્રો ઠપકો દેવા લાગ્યા. કે આવું જોખમ કદી કરવું નહિ. ટાઇફોઇડમાં ઘણા કેસો બગડી જાય છે. પરંતુ મારા જાતઅનુભવે મેં જાણ્યું "રામ રાખે એને કોણ ચાખે" પરોપકારી કાર્યમાં કે કોઇના હિતની ભાવના હૃદયમાં રાખીને કાર્ય કરીએ તો આપણો વાળ કોઈ વાંકો કરી શકે નહિ, ઈશ્વર બળ આપે છે. આપણી ભાવના વિશુદ્ધ હોવી જોઇએ.

ભાવસિંહજી હાઇસ્કૂલના ગ્રેજ્યુએટ શિક્ષક ભાઈશ્રી જે. આર. દવે મને ઘણીવાર કહેતા "તમો દરરોજ વર્ગમાંથી નીકળો છો ત્યારે તથા આખો દિવસ સ્કૂલમાં તમારો ચહેરો હસતો જ રહે છે, થાકનું ચિહ્ન દેખાતું નથી, તમારા જેવું નવયુવાન શિક્ષકોમાં ભાગ્યે જ જોવામાં આવે છે." મને મારા કાર્યનો સંતોષ દેખાય છે. તેથી એ સંતોષ ચહેરા પર તરવરી ઉઠે છે. જ્યારે વર્ગમાં બરાબર કામ થાય નહિ ત્યારે જ ઠીક લાગે નહિ. બીજાને બનાવવા ડોળ કરવો યા કોઇના 'હા-જી-હા' થઇ આપણું બગાડવું એ મારા સિદ્ધાંત વિરુદ્ધ છે. હું હંમેશાં મારા કાર્યમાં કુદરતને સાક્ષી રાખીને કાર્ય કરું છું. અધિકારીને નહિ. અધિકારી દશ મિનિટમા આપણી કિંમત થોડી કરી શકવાનો હતો. એટલે નોકરિયાતને કોઈ અધિકારી યશ દે કે અપયશ. એની જરાપણ પરવા રાખ્યા વગર કુદરતી સંતોષ જોઇને અને તેટલું કર્તવ્ય બજાવ્યે રાખવું, એમ મારું પ્રથમથી જ માનવું છે. ઇશ્વરના દરબારમાં સત્યને સ્થાન છે, અસત્ય, ડોળ, ઢોંગ એ તો માણસને છેતરવા બતાવી શકાય છે, ઈશ્વર કદી કોઇથી છેતરાતો નથી,

મારી મિડલસ્કૂલ પોરબંદરમાંથી દેવડા તાલુકા શાળાના હેડમાસ્તર તરીકે હક્ક-બદલીથી બદલી થઈ ત્યારે મિડલ સ્કૂલમાંના કૌટુંબિક વાતાવરણ છોડવાની જરાપણ ઈચ્છા ન થતા ના પાડી દીધી આથી બધા શિક્ષકમિત્રો કહેવા લાગ્યા કે તમે જાઓ તમારો હક્ક જવા ન દો, વળી આર્થિક લાભની વાત છે એ રીતે એકબાજુ આર્થિક લાભ હતો બીજી બાજુ શાળાનુ તેમ જ શિક્ષકોનું આ શુ વાતાવરણ હતુ જેથી આર્થિક લાભને જતો કરી મિત્રોની ઇચ્છા છતા મે ના પાડી આથી અમારા હિતેચ્છુ હેડમાસ્તર શ્રી મણિભાઈ વોરાએ મને બોલાવી ખૂબ સમજાવ્યો 'તમારા હિતની વાત છે, જાઓ તો આવો, જો નહિ ગમે તો પાછા તમને અહીં ખેંચી લઈશુ ” આથી એમના પ્રત્યે મને ખૂબ જ માન હોવાથી એમની શરમને લઈને ના પાડી શક્યો નહિ તરત જ હા પાડી, આથી મિડલ સ્કૂલના શિક્ષક ભાઈઓએ પ્રેમભરી પાર્ટી આપીને વિદાય આપી આ વખતે હૃદય ભરાઇ આવ્યુ હતુ મનમા નિસાસા ભર્યો વિચાર આવ્યો—હવે અમે બધા શિક્ષકભાઈઓ ફરીથી આ સ્કૂલમા ક્યાથી ભગી શકીએ! ઘેર તો બધાને ના પાડીને આવ્યો હતો કે હુ જવાનો નથી, પરતુ પાચ વાગ્યે ઘેર જઈને બધાને કહ્યુ કે આવતી કાલે હુ દેવડા જવાનો છુ ત્યારે બધાને નવાઇ લાગી છતા દેવડા જતી વખતે નક્કી કર્યુ કે થોડો સમય દેવડાનો અનુભવ લઈ આવુ પછી પાછો મિડલ સ્કૂલમા આવતો રહીશ આ રીતે મિડલ સ્કૂલના વાતાવરણમાં ફરી આવવાની મમતા ભરીને દેવડા ગયો હેડમાસ્તર તરીકેનો આદર્શ તો શ્રી મણિભાઇ વોરા પાસેથી શીખી લીધો હતો. "સિનિયર ટ્રેઇન્ડ ના અભ્યાસ દરમિયાન હેડમાસ્તર કેવો હોવો જોઇએ એ તો હુ જાણતો જ હતો પરતુ એ આદર્શનુ મૂર્ત સ્વરૂપ-જીવત સ્વરૂપ મને શ્રી મણિભાઈ વોરામા જોવા મળ્યુ

મે દેવડામા જઈ "મિડલ સ્કૂલ જેવુ વાતાવરણ સર્જવાનો પ્રયત્ન શરૂ કર્યો, જેમા હુ સફળ થયો છુ અમુક સમય થયા પછી

હેડમાસ્તર શ્રી મણિભાઈ વોરા સહિત) મિડલ સ્કૂલનો સ્ટાફ દેવડા આવ્યો હતો. તેઓ બધા એક રાત રોકાયા હતા અને બીજે દિવસે બપોર પછી ગયા હતા. તેઓ પણ દેવડાનું વાતાવરણ–શિક્ષકો સાથેનો સંબંધ તથા શાળા જોઇને ખુશખુશ થઇ ગયા હતા.

હું દેવડા હતો ત્યારે મેં ફરી માગણી મિડલ સ્કૂલની કરી. પરંતુ મિડલ સ્કૂલમાં મારી જગ્યા પર બીજાની નિમણૂક થઇ ગઇ હોવાથી મારી નિમણૂક પોરબંદરની ભાવસિંહજી હાઇસ્કૂલમાં ગ્રેજ્યુએટની ખાલી જગ્યા પર કરી. ત્યારે બધા શિક્ષક ભાઇઓએ વિદાય પાર્ટી આપી હતી.

મેં દેવડા હેડમાસ્તર તરીકે એ અખતરો કર્યો કે આપણા હાથ નીચેના માણસો સાથે પ્રેમભાવ, વિશ્વાસ અને ભાઇચારાથી કાર્ય લેવામાં આવે તો જેટલું કાર્ય એ રીતે શિક્ષકભાઇઓ પાસેથી લઇ શકાય છે તેટલું કાર્ય રુઆબ કે સત્તાના મદથી થઇ શકતું નથી. મારું માન દેવડા તો ઠીક પરંતુ દેવડા તાલુકાશાળા નીચેની દરેક ગામની શાળાઓના શિક્ષકો પણ જાળવતા, અને દિલ ખોલીને વાત કરતા. ઘણા ભાઇઓ મને સત્ય જ હકીકત કહેતા. મારા વખતમાં દેવડા તાલુકાશાળા અગર દેવડાની પેટાશાળામાં કામ કરી ગયા હશે એ દરેક શિક્ષકભાઇને મારાથી પૂર્ણ સંતોષ પ્રાપ્ત થયો હશે. આજે પણ અમારે જ્યારે પુનઃ મળવાનું થાય છે ત્યારે પ્રેમથી દિલ આકર્ષાય છે એકબીજાઓને મળતાં દિલ અને આંખોમાં પ્રેમભાવ એવોને એવો ઊભરાય છે, એવી રીતે નોકરી થાય એમાં જ ખરી મજા છે. આપણી સાચી કિંમત આપણી જગ્યા પરથી ગયા પછી જેવી થાય એ જ સાચી નોકરી કર્યાની કિંમત છે. હું દેવડાથી આવી ગયો એને બે વર્ષ થઇ ગયાં છતાં બધા ભાઇઓના પ્રેમભર્યા ભાવથી ચારપાંચ વખત (રજાના ટાઇમમાં) દેવડા જઈ આવ્યો છું. વળી બેત્રણ કેળવણી નિરીક્ષક સાહેબોએ પણ મને કહ્યું કે દેવડા તાલુકાશાળા તથા તેની દરેક

પેટાશાળાના શિક્ષકો હજુ પણ તમારી પ્રશંસા કરે છે. ત્યારે મને સંતોષ થયો કે મેં ત્યાં બધા સાથે બરાબર પ્રેમભાવથી કાર્ય કર્યું છે.

મારું માનવું છે કે તાલુકાશાળાના હેડમાસ્તરે શિક્ષકો પ્રત્યે ભાઈચારાભર્યું અને પ્રેમભાવભર્યું વલણ રાખવું જોઈએ. બહારગામથી આવતા શિક્ષકભાઈઓ પ્રત્યે માયાળુ વર્તન રાખી તેમને આશ્વાસન આપવું જોઈએ. જો કે મેં તો હદ કરતાં પણ વધારે છૂટછાટ આપી હતી. પમાર અધ્વર્યુ "બસ સર્વિસ"ના રસ્તાનાં ગામોના શિક્ષકોને છૂટવી દેતો. મુક્ત વાતાવરણ રાખ્યું હતું છતાં કોઈપણ પોતાની ફરજમાં ક્યારેય રાખતા નહિ. ઊલટું પ્રોત્સાહનથી વધુ કાર્ય કરતા. વળી અધિકારીઓને પણ હું એકાંતમાં કહી દેતો કે હું જ્યાંસુધી દેવડા છું ત્યાં સુધી મારું બૂરું કરશો તો મને ખોટું લાગશે નહિ, પરંતુ અમારી તાલુકા શાળાના કે પેટા શાળાના શિક્ષકોનું અહિત કરશો નહિ. અને કરશો તો એમાં મને ઠીક નહિ લાગે. અમારી દેવડા તાલુકા-ગ્રુપશાળાઓનું આવું વાતાવરણ જોઈને કેટલાક ઈર્ષ્યા કરતા અને એમાં ભંગ પડે એ માટે એક વખત પ્રયત્ન થયેલો પરંતુ એમની મુરાદ બર આવેલી નહિ. વાર્ષિક પરીક્ષા વખતે હું તથા કેળવણી નિરીક્ષક બંને પરીક્ષા લેવા જતા ત્યારે દરેકનું કાર્ય જોઈ સંતોષ થતો. ગામડામાં સાચા કર્તવ્યનિષ્ઠ અને આદર્શ શિક્ષકો હજુ પડ્યા છે.

પહેલાં એવા કર્તવ્યનિષ્ઠ, ચારિત્ર્યશીલ, નીડર અને સદાચારી શિક્ષકો હતા કે તેમનું માન વિદ્યાર્થીઓ તથા સમાજમાં ઘણું હતું. એટલે શિક્ષકોનો મોભો ગામડાંમાં તો વધુ જળવાતો. તેથી જ એક વખત શ્રી હમીરભાઈએ વર્ગમાં અમને બધા વિદ્યાર્થીઓને પ્રશ્ન પૂછ્યો હતો કે તમો ભવિષ્યમાં શું થવાના છો? ત્યારે ડૉક્ટર, વકીલ, ફોજદાર, એન્જીનીયર વગેરે ઉત્તરો આવ્યા હતા. જ્યારે મારો વારો આવ્યો ત્યારે મેં કહ્યું "હું તો તમારા જેવો શિક્ષક

બનીને બધાંને ભણાવીશ.'' મારો ઉત્તર સાંભળી આદર્શ શિક્ષક હમીરભાઈના ચહેરાપર હર્ષની આછી સ્મિત લહરી ફરીને હૃદયમાં ઊતરી ગઇ. એ વખતે શિક્ષકનો ધંધો બહુ જ આદર્શરૂપે ગણાતો હતો. અને શિક્ષકો પુરા હિતથી-વિદ્યાર્થીઓ પર પુત્ર જેવો ભાવ રાખીને ભણાવતા. આજે પરિસ્થિતિ તદ્દન બદલાઇ ગઇ છે. આજે તો કેટલાક અધિકારીઓ પણ અણઆવડતવાળા, અલ્પ અનુભવીઓ, સંકુચિત દિલના, પૂર્વાગ્રહોથી પીડાતા, માનસપારખુંની ઊણપવાળા તેમજ માર્ગદર્શન આપવાને બદલે ટીકા કરનારા હોય છે. જેથી એવા અધિકારીઓ નીચે કાર્ય કરવામાં પણ સાચા માણસોની કિંમત થતી નથી, પરંતુ એવા આગળ તો ઢોંગી અને ડોળ કરનારાઓ અને 'હા-જી હા' કરનારાઓની પ્રશંસા થતી હોય છે. તેથી કોઈ કોઈ જગ્યાએ આદર્શ અને ઢોંગ વચ્ચે અથડામણ પણ ઉભી થતી જોવામાં આવે છે.

વળી આજની કેળવણીની નિષ્ફળતાનું એક કારણ છે, શિક્ષકોની અસંતોષભરી ભાવના અને આર્થિક વિષમતા એક સરખી જ તાલીમ લેનારા દા. ત. ''મેટ્રિકપાસ થયેલો શિક્ષક હોય તેને રૂા. ૯૦)નો પગારગ્રેડ મળે છે તેના કરતાં મેટ્રિક પાસ થઇને બીજા ખાતાંમાં દાખલ થાય તો એને રૂા. ૧૩૦)નો પગારગ્રેડ મળે છે ! આજે તો ભાવના મરી પરવારી છે. જેથી સામા-ધરીને કાર્યને આર્થિક ત્રાજવે તોળવામાં આવે છે એટલે શિક્ષક તરીકેનું કાર્ય છોડી બીજે જ્યાં વધારે પગાર મળે એ જગ્યાએ ઘણા ચાલ્યા જાય છે. આ રીતે હોશિયાર અને ઉત્સાહી માણસો આ ખાતામાંથી નીકળી જતાં-બાકી વધે એમાં ત્રણ પ્રકારના રહે છે એક કમઆવડતવાળા અથવા બીજે ચાલી શકે નહિ તેવા, બીજા આદર્શ તેમ જ સૈદ્ધાંતિક ભાવનાએ શિક્ષક તરીકે દાખલ થનારા અને ત્રીજા લાંબી સર્વિસવાળા. વળી જે નવા નિમાયેલા હોય તેમાં કેટલાક તો બીજે નોકરી ન મળે ત્યાંસુધી કામચલાઉ શિક્ષક તરીકે રહેવા આવ્યા હોય છે.એટલે એનું મન શિક્ષકના

ધંધામાં સ્થિર રહેતું નથી, બીજે સ્થાન થાય એની રાહ જોઈને પોતાના કાર્યમાં વેઠ કરતા હોય છે. વળી સ્થિર મનવાળા–કામચોર શિક્ષકો અને ભાવનાશાળી એ બધાને કોઈ અધિકારીઓ 'એક લાકડીએ હાંકે' જેથી કર્તવ્યનિષ્ઠ શિક્ષકના દિલમાં સ્વાભાવિકરીતે અસંતોષ જન્મે છે. તેથી કેળવણીને સફળ બનાવવી હોય તો "એક સરખી લાયકાત ધરાવનારા, દરેક ખાતાંના નોકરો કરતાં શિક્ષકનો ત્રેડ ત્રીસ રૂપિયા વધારે રાખવો જોઈએ, જેથી સારા શિક્ષકો આ ખાતામાંથી બાજે આકર્ષાશે નહિ, ઊલટું સારા માણસો આ ખાતા તરફ આકર્ષાશે, અને સ્થિર મને કાર્ય કરશે." પૂરતો પગાર આપવા છતાં જો કોઈ માણસ કામચોર બને તો એને ખાતામાંથી વિના વિલંબે મુક્ત કરી દેવો જોઈએ. બીજાં ખાતાંઓમાં જડવસ્તુ સાથે કામ લેવાનું હોય છે ત્યારે શિક્ષણખાતામાં ચેતનપ્રાણી–સજીવ–બાળક ઉપર કામ કરવાનું છે. એટલો ઉમદા ધંધો શિક્ષકનો છે. એને નુકસાન થયું તો એની જિંદગી બગડી જશે. એટલે શિક્ષણખાતામાં જેવાતેવા માણસો ચાલી જ ન શકે" આ સિદ્ધાંતને જેમ વહેલો અમલમા મૂકાશે તેમ દેશને વહેલો ફાયદો થશે. .

વળી બીજું કારણ એ છે કે વિદ્યાર્થીઓના વાલીઓ અગર ાબાપોને પોતાનાં બાળકોનું ચારિત્ર્ય વિકસાવવા માટે તેમ જ એ યાં જાય છે? કયા શિક્ષક પાસે ભણે છે? કેવી સોબત છે? ટૂંકમાં ાળકોના શિક્ષણ અંગે તેમ જ તેનો વિકાસ કરવા માટે જેટલી વાબદારી ઉઠાવવી જોઈએ એનું પણ પૂરું ભાન નથી હોતું, એમને ક્ષકને મળવાની કે પૂછવાની ફુરસદ પણ મળતી નથી, અરે! શિક્ષકને યુ ઓળખતા નથી કે મારો બાળક કોના વર્ગમાં ભણે છે" એને બસ એક જ ધૂન લાગી છે, જેમતેમ કરીને પૈસા કમાવાની મેતેવાં કાળાં કામો કરીને પણ પૈસો ભેગો કરવામાં જ મન લગાવી ું છે. પરંતુ પોતાના ભાઈ કે પુત્રનું ચારિત્ર્ય કે શિક્ષણ જોવાની સદ મળતી નથી, જેથી ભવિષ્યમાં એવું પરિણામ આવીને ઊભું

રહેશે કે પિતાએ એ રીતનો સંઘરેલો પૈસો એનો કપૂત ગુમાવી બેસશે, અને એને રડવાનો વખત આવશે. પછી સમાજ આગળ એ રોદણાં રોશે કે મારો પુત્ર આવો-તેવો નીકળ્યો. એમાં વાંક કોનો છે? પોતાની ભૂલ-ફરજ ભવિષ્યમાં પોતાને જ નડી. માટે પ્રથમ પોતાનાં બાળકોનું ચારિત્ર્ય સારૂં ઘડાય, સારા સંસ્કાર પ્રાપ્ત કરે, સારા વાતાવરણમાં ઊછરે, સારૂં શિક્ષણ પ્રાપ્ત કરે, શિક્ષકો પ્રત્યે માન રાખે તો એનું ઉમદા ચારિત્ર્ય ઘડતર થશે. ત્યારે એવો પુત્ર ગરીબાઈમાંથી જ લક્ષ્મી સંપાદન કરશે, અને કુટુંબની સ્થિતિમાં પણ પલટો આણી દેશે. માટે સમજુ માબાપોએ પોતાનાં ભવિષ્યનો વિચાર કરીને પોતાની ફરજ અદા કરવી જોઈએ, જેથી પોતાનો પુત્ર કપૂત ન બને તેમ જ પોતાને તથા દેશને ભારરૂપ ન બને. એટલે માબાપોએ તેમ જ વાલીઓએ "જાગ્યા ત્યારથી સવાર માંડીને" (કોઈ વાલી પોતાની ફરજ અદા ન કરતું હોય તેણે આ ખ્યાલ નજર સમક્ષ રાખીને તત્પર બનવું જરૂરી છે, જેથી પાછળથી પસ્તાવો કરવાનો વખત આવે નહિ. માટે માબાપોએ તથા વાલીઓએ) પોતાના પુત્રના અભ્યાસ અંગે વાકેફ રહેવા શિક્ષકોને અવારનવાર મળવું જરૂરી છે, જ્યારથી શિક્ષકોનો તથા વાલીઓનો સંબંધ તૂટી ગયો ત્યારથી વિદ્યાર્થી પોતાના અભ્યાસ પરત્વે બેદરકાર બનતો ગયો, અને કુસંગે ચડતો ગયો. પહેલાં એ બંનેનો સંબંધ એક યા બીજી રીતે અતૂટ હતો, ત્યારે વિદ્યાર્થીઓને પણ થતું કે કદાચ મારા પિતાથી શિક્ષકને મળશે તો એને ખ્યાલ આવી જશે. અને વાત કરી દેશે. બીજું, જ્યાંસુધી શિક્ષકોના આર્થિક પ્રશ્નનો સંતોષકારક રીતે ઉકેલ ન આવે ત્યાં સુધી શિક્ષકમાંથી ટ્યુશનની પ્રથા જશે નહિ. સરસ્વતીનો પૂજારી સરસ્વતીને વેચે! એમાં શિક્ષકની કિંમત શી! વળી વિદ્યા દેનાર, વિદ્યા લેનારને ત્યાં સામો ચાલીને વિદ્યા દેવા જાય! એમાં પણ શિક્ષકની કેવી કિંમત! હું તો ટ્યુશનને દિલથી-સિદ્ધાંતથી જ ધુતકારું છું, તેથી મેં ઘણાને ટ્યુશનની ચોખ્ખી ના પાડી દીધી છે, વળી સ્કૂલમાં

તો રાજાનો પુત્ર હોય કે દેશનેતાનો, શ્રીમંતનો હોય કે રંકનો, બધા શિક્ષકને મન સરખા. ટ્યુશન કરનારાઓના દિલમાં થોડો ઘણો તો પક્ષપાત રહે છે જે અનિષ્ટ છે."આપણા ખર્ચ ઉપર-વ્યસનો ઉપર કાપ મૂકવો પણ ટ્યુશન કરવા જવું નહિ. એવો મારો સિદ્ધાંત છે." એટલે સામાન્ય રીતે જ્યાંસુધી શિક્ષકોના, 'યોગ્ય પગાર'નો પ્રશ્ન ન ઉકેલાય, ત્યાંસુધી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા માટે ઘણા શિક્ષકોનું મન ન હોય છતાં આ ગેરરીતિનો ઉપયોગ લાચારીથી કરવો પડે છે. પ્રાચીન ભારતમાં વિદ્યા અને ઔષધિ મફત મળતાં પરિણામે દેશ આબાદ હતો, શિક્ષકોને ભાવિસમાજના ઘડવૈયા તરીકે સંબોધે છે. એમને યોગ્ય પગાર મળે એ સરકારની વિચારણા હેઠળ છે, આપણા લાડીલા વડાપ્રધાન પણ કહે છે કે શિક્ષકોને પૂરતો પગાર મળવો જોઇએ. છતાં હજુ યોગ્ય રીતે અમલમાં આવેલ નથી. અરે! સરખી તાલીમ પામેલા શિક્ષકો અને બીજાં ખાતાંઓના નોકરો વચ્ચે પગારની (આગળ જણાવ્યા પ્રમાણેની) અસમાનતા પણ દૂર થઈ નથી! કેળવણી પાછળ લાખો રૂપિયાનો ખર્ચ થતો હોય, છતાં જો એને અમલમાં મૂકનાર-કાર્ય કરનાર શિક્ષકોના જ દિલમાં જ્યાંસુધી અસંતોષ છે, અન્યાય છે, અધીરાઈ છે, અસ્થિર મન છે. ત્યાંસુધી કેળવણીના અખતરા કેટલે અંશે સફળ બને! શિક્ષકોને સમાજમાં માનભેર જીવવા માટે તથા પોતાનાં બાળકોને ઉચ્ચ શિક્ષણ અપાવી શકે એટલું વેતન તો મળવું જ જોઇએ, (શિક્ષકોને આદર્શ જીવન જીવવા માટે, કોઇ પાસે લાંબો હાથ કરવા જવું ન પડે તેટલું આદર્શ-વ્યાજબી વેતન મળવું જોઇએ) જેથી ખરા દિલથી તેમ જ યોગ્ય રીતે કાર્ય કરી તેઓ આદર્શ સમાજ ઘડી શકે. આજે સમાજનું નૈતિક નવનિર્માણ થવું જરૂરી છે અને એ નૈતિક અને આદર્શ સમાજ ઘડવાનું કાર્ય શાળાથી જ થઇ શકે. એવા આદર્શ સમાજનું ઘડતર આદર્શ શિક્ષકોથી જ થઈ શકે, એટલે જ્યાંસુધી આદર્શ શિક્ષકો શિક્ષણ ખાતામાં નહિ હોય, ત્યાંસુધી ભાવિ

સમાજ આદર્શ બની શકશે નહિ. એટલે આદર્શ શિક્ષકો મેળવવા માટે આ ખાતામાં પૂરતો પગાર આપવો જરૂરી છે. આગળ જણાવ્યા મુજબ બીજા ખાતાં કરતાં પગારનોગ્રેડ રૂ. વીશ વધારે રાખવાથી સારા શિક્ષકો આ ખાતામાંથી જશે નહિ અને હોશિયાર માણસો આ ખાતામાં આવવા આકર્ષાશે, તેમ છતાં કોઇ કામચોર કે અપ્રામાણિક નીકળે તો એને વિના વિલંબે મુક્ત કરી દેવો જોઇએ. (આ પ્રકરણની અમુક વિગત આત્મપ્રશંસાના ભાવની દૃષ્ટિએ આપવામાં આવી નથી, પરંતુ બીજાઓને માર્ગદર્શક બને એ ભાવે આપવામાં આવી છે.)

---

(૪૪) સંધ્યાકાળનો દીપક ચંદ્ર, પ્રભાતનો દીપક સૂર્ય ત્રિલોકનો દીપક ધર્મ અને કુળનો દીપક સુપુત્ર છે.

(૪૫) અન્નદાન કરતાં પણ વિદ્યાદાન અતિ શ્રેષ્ઠ છે.

(૪૬) લેખણ, પુસ્તક અને સ્ત્રી એ પારકાં માણસોને સોંપવા નહિ એથી બગાડ થવાનો સંભવ છે.

(૪૭) વિદ્યાની સાથે મરવું પણ તે નીચ શિષ્યને આપવી નહિ.

(૪૮) ક્ષમા સરખું તપ નથી, સંતોષ સરખું સુખ નથી, તૃષ્ણા સરખો વ્યાધિ નથી અને દયા સરખો ધર્મ નથી.

(૪૯) તળાવ કમળ વડે, રાત્રિ ચંદ્ર વડે અને સ્ત્રી યુવાવસ્થાથી જેમ સારી દેખાય છે, તેમ નીતિથી લક્ષ્મી સુંદર દેખાય છે.

(૫૦) શંકરની માફક બેસી રહે, સુકાઈ રહે, ક્ષુધા સહન કરે પણ વિદ્વાન માણસ દુષ્ટ લોકોથી પોતાનું ગુજરાન ચલાવવાને તૈયાર થશે નહિ.

(૫૧) પોતે પોતાના આચરણની પરીક્ષા હંમેશાં કરવી કે મારૂં આચરણ હલકું છે કે સત્પુરુષોના જેવું?

(૫૨) વય જતી રહી હોય અર્થાત્ વૃદ્ધ થયા હોઇએ તો પણ સર્વ પ્રયત્ને કરીને સમજુ પુરુષોએ વિદ્યા ગ્રહણ કરવી.

## મહેરોના ગુરુઓ અને મંદિરોની રચના સાથે સંબંધ

આગળના પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે અહીંના મહેર લોકોમાં "ગુરુ ધારણ કરવાની વિધિ" થાય છે. અહીંના દરેક મહેરને ત્યાં પુત્ર જન્મે, અને તે મોટો થાય ત્યારે અહીંના 'ગિરિ' વંશ વારસના પૂજારીઓમાંથી (વારસાગત રીતે જેમના ગુરુ હોય તેમના વંશનાઓમાંથી) ગુરુ ધારણ કરે છે. આ ગુરુ ધારણ કરવાની પ્રથા અહીંના મહેરોમાં પ્રથમથી માંડીને અત્યાર સુધી ચાલી આવેલી છે, (આજે પણ અહીં એ પ્રથા ચાલુ છે) મહેરભાઇઓ જ્યારે ગુરુ ધારણ કરે છે ત્યારે પોતાના ગુરુઓને યોગ્ય ભેટ-દાન આપીને સંતોષે છે તેમ જ શુભ પ્રસંગોએ 'ગિરિ' વંશના પૂજારીઓને બક્ષિસો આપીને માન જાળવે છે. એ રીતે અહીંના મહેરોમાં જે પ્રખ્યાત પુરુષો થઇ ગયા છે તેમના ચારિત્ર્ય ઘડતરમાં જે ગુરુઓએ મુખ્ય ભાગ ભજવ્યો છે અને આ મંદિરોની રચના સાથે જેમનો ગાઢ સંબંધ છે તે નીચે મુજબ છે.

અહીંના રહેવાસી મહેર ભુરાઆતા (ભુરાજી, જેમનું વર્ણન પૃષ્ઠ ૭૧ ઉપર જુઓ) તેમના ગુરુ અહીંના સ્વામી ધર્મગિરિ હતા. ધર્મગિરિ ખૂબ જ આધ્યાત્મિક જ્ઞાન ધરાવનારા હતા, વળી રામાયણ, મહાભારત અને ભાગવત અંગેનું તેમનું જ્ઞાન બહુ જ ઉચ્ચ કોટિનું હતું, જેથી આ મંદિરોમાં સત્સંગ થતો તેમાં તેઓ ધર્મગ્રંથો વાંચતા અને ગામના ભાવિક લોકો ધર્મગ્રંથો સાંભળવા આવતા. ભુરાઆતાને એમના ઉપર અખૂટ શ્રદ્ધા હતી. ભુરાઆતા ગમે તે કાર્યમાં પોતાના ગુરુની દોરવણી પ્રમાણે ચાલતા, અને તેમની સેવા-ચાકરી પૂજનીય રીતે કરતા. ધર્મગિરિ દર વર્ષે એક માસ કાશી (બનારસ) જઇ આવતા અને ત્યારબાદ અહીં આવી કાયમ રહેતા. કાશીમાં પણ તેમના શિષ્યો હતા. એક વખત તેણે કાશીમાં પોતાના પૈસાદાર શિષ્ય હરિકૃષ્ણગિરિને વાત કરી; 'મારે, મારા ગામ મૂળદ્વારકામાં

રણછોડરાયનુ મંદિર બંધાવનું છે માટે અર્ધી મદદ તું આપ, અને અર્ધી મદદ મારા શિષ્ય કેશવાલા બુડાજી પાસેથી મેળવી લઇશ' આથી એણે અંદાજે ખર્ચની અર્ધી રકમના ચનણી સિક્કા આપ્યા હતા એ લઇને તેઓ અહી આવ્યા અહીં આવી તેમણે પોતાના શિષ્ય બુડાજીને બધી વાત કરી, ત્યારે બુડાજીએ કહ્યુ, "ગુરુદેવ, એમા શી મોટી વાત! તમે કાશીથી મદદ ન લાવ્યા હોત તો પણ હું તમને એકલો કરી દેત, પણ ઠીક, હવે તમારે ચિંતા કરવી નહિ, એ શિષ્યની પેઠે હું પણ તેટલી રકમ તમને આપીશ માટે તમારી મંદિર બંધાવવાની ઇચ્છા પૂર્ણ કરો" આથી બુડાઆતાએ ગામના માણસોને કહી દીધું કે ગુરુ જેને જે કામ સોપે તેણે તે કામ કરવું, કોઈએ ના પાડવી નહિ (હાલ જ્યાં "ચરણસ્પર્શ"નું નાનુ મંદિર છે ત્યાં પ્રથમ દામોદરની નાની ડેરી હતી) આથી ઉપરની રીતે મંદિરનું કાર્ય શરૂ કરાવ્યુ જેમા ગામની આમજનતાનો પણ (બુડાઆતાના કહેવાથી) ઉત્સાહભર્યો સાથ અને સહકાર હતો શિષ્ય હરિકૃષ્ણગિરિએ જે રકમ આપી હતી તેમાથી જ દાનનું શ્રી રણછોડરાયનુ મંદિર પૂર્ણ થઈ ગયુ હતુ (ત્યારે બધાં માણસો પ્રામાણિકપણે કામ કરતા) આથી ગુરુ સ્વામી ધર્મગિરિએ કહ્યુ, "બુડાજી મને તો એમ હતું કે આટલી રકમથી માડ અર્ધું કાર્ય થશે, પરંતુ ગામની આમજનતાનો સાથ અને સહકાર મળવાથી શ્રી રણછોડરાય ભગવાનનું એક મોટુ મંદિર તૈયાર થઈ ગયું, હવે તેં મદદ કરવાનુ કહ્યુ છે તેમાથી આ મંદિરની સામે જ એવડુ મંદિર શ્રી સિદ્ધેશ્વર મહાદેવનુ મંદિર બંધાવવુ છે, એટલે સામસામે બે મંદિરો થઇ રહે તેથી બને મંદિરો સુંદર થઇ જાય" ત્યારે બુડાજીએ હસીને કહ્યુ, "ગુરુજી મારી ક્યાં ના છે, આ મંદિર સાથે જ કામ શરૂ કરાવી દો એટલે શ્રી સિદ્ધેશ્વર મહાદેવનુ મંદિર પણ રણછોડરાયના મંદિરનું કાર્ય પૂર્ણ થયુ ત્યારે જ શરૂ થયું. એની રકમ ઘેરથી લાવીને બુડાજીએ ગુરુના ચરણે ધરીને કહ્યુ, "બીજી કાંઈ

ઇચ્છા હોય તે પણ બોલને" ધર્મગિરિએ કહ્યું એમ, તારું ભગવાન
કલ્યાણ કરે આવી રીતે અહીં હાલ જે શ્રી સિદ્ધેશ્વર મહાદેવ તથા
શ્રી રણછોડરાયનું એમ બે મોટાં મંદિરો છે, તે ઉપરની રીતે ગુરુ
અને તેના ગુરુ ધર્મગિરિના વખતમાં બંધાયેલાં છે શ્રી રણછોડરાયની
મૂર્તિ તથા શ્રી સિદ્ધેશ્વર મહાદેવના શિવલિંગની પ્રાણપ્રતિષ્ઠાપનવિધિ
મહીના વિદ્વાન અને સનાતન ધર્મના ભૂષણ સ્વામી કૃષ્ણવર્ધગિરિના
શુભ હસ્તે થયેલી છે ગુરુ ધર્મગિરિના વંશવારસાગત પરંપરામાં
અહીં સ્વામી દેવગિરિ થયા, અને એના પ્રખ્યાત શિષ્ય અહીંના
કહેવાયા મહંત ચાવડા થયા સ્વામી દેવગિરિ પણ વિદ્વાન હતા
અને શંકરના અનન્ય ભક્ત હતા. તેઓ આ મંદિરોની સેવાપૂજા
કરતા અને ધર્મગ્રંથોનું વાચન કરતા હરરોજ સત્સંગ થતો તેમના
ખરા શિષ્ય ચાવડાને પોતાના ગુરુ પર ખૂબ જ શ્રદ્ધા અને પ્રેમ હતો
એક વખત શ્રાવણ માસમાં સત્સંગ પૂર્ણ થઇ રહ્યો ત્યારે, ગુરુ દેવગિરિએ
ચાવડાજીને કહ્યું, "પ્રેમ ચાવડા, મારે તારી પાસે એક માગણી
કરવી છે" ચાવડાએ કહ્યું 'ગુરુ માગો, જે માગશો તે આપવા
તૈયાર છું ' ત્યારે સ્વામી દેવગિરિએ શ્રી સિદ્ધેશ્વર મહાદેવ તથા
શ્રી રણછોડરાયનાં મંદિરોનો ઇતિહાસ કહીને કહ્યું, "આ મંદિરો
પાસે અહીંની જગ્યા બહુ ખરાબ અને ગંદી રહ્યા કરે છે એટલે આ
જગ્યાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું મંદિર બંધાવવાની મારી
ઇચ્છા છે વળી આ વાવ (જે હાલ જ્ઞાનકુંડ તરીકે ઓળખાય છે)
સરખી ખોદાવીને એને બંધાવવાનો વિચાર છે, તેથી તું મદદ કર
તો મારે બીજા કોઈ પાસે હાથ લાંબો કરવા જવું નહિ ' પોતાના
ગુરુની વાત સાંભળી ચાવડાએ ગુરુને વચન આપ્યું, અને તરત
ઘરથી રકમ લાવીને ગુરુના ચરણમાં ધરી દીધી એ રીતે વાવને
બંધાવીને તેનું નામ જ્ઞાનકુંડ રાખવામાં આવ્યું અને જ્ઞાનકુંડની
પાસે જ ત્રણ મંદિરોનું જૂથ મંદિર બાંધવામાં આવ્યું તેમાં એ વખતે
શ્રી ભીડભંજન મહાદેવના શિવલિંગની સ્થાપના કરી અને જોડે

બીજી બે મૂર્તિઓ (શ્રી વિષ્ણુની તથા શ્રી બ્રહ્માની એ બંને પથ્થરની મૂર્તિઓ) પધરાવી હતી. એ બે પથ્થરની મૂર્તિઓ સં. ૧૯૯૮ માં આ મંદિરના જીર્ણોદ્ધાર વખતે દૂર કરી તેની જગ્યાએ શ્રી કાર્તિકસ્વામી તથા શ્રી ગુરુ દત્તાત્રેયની આરસની મૂર્તિઓની સ્થાપના કરેલી છે. આ રીતે કેશવાલા આલવાણના અને તેના ગુરુ સ્વામી દેવગિરિના વખતમાં શ્રી ભીડભંજનનું મંદિર તથા જ્ઞાનકુંડ બંધાયેલ છે. એ સ્વામી દેવગિરિના વંશ વારસમાં સ્વામી શિવગિરિ થયા. તેઓ અહીંના પ્રખ્યાત ભક્ત કેશવાલા વિંઝાત ભક્તના ગુરુ હતા. વિંઝાત ભક્ત પ્રભુના અનન્ય ભક્ત હતા, તેઓમાં પણ તેમના પૂર્વજોના ઉમદા ગુણો વારસાગત ઉતરેલા હતા. તેઓ પણ ગુરુની એકનિષ્ઠાથી સેવા કરતા, તેઓ દિવસનો વધારે ભાગ ગુરુ શિવગિરિ પાસે રામાયણ મહાભારત વગેરે સાંભળતા અને સત્સંગમાં ગાળતા, તેમાંથી પ્રભુની દૃઢ ભક્તિએ તેમના દિલમાં વાસ કર્યો હતો. ગુરુ જે કહે તે વિચાર તરત જ આચારમાં મૂકી દેતા-એ પ્રમાણે વર્તતા. એમ સમય જતાં એક વખત ગુરુ શિવગિરિને એક વર્ષ સુધી (કાશીના એક વિદ્વાન પંડિત ભરતગિરિ દ્વારકામાં આવ્યા હતા તેમના કહેવાથી) દ્વારકામાં ધાર્મિક કાર્યો, સત્સંગ તથા યજ્ઞાદિ કાર્યોમાં જોડાવા જવું પડ્યું હતું, ત્યારે વિંઝાત ભક્ત કહે "ગુરુ, હું પણ તમારી સાથે જ આવું. મારે તમારાં દર્શન કરવાનું તથા સેવા કરવાનું વ્રત છે. ગુરુએ ખૂબ જ વિનવણી કરી, ભાઈ નારાયણગિરિ નાનો છે, તેથી અહીં મંદિરમાં તું ધ્યાન રાખજે. ત્યારે વિંઝાત ભક્તે એ શરતે કહ્યું; "તો હું દરરોજ મારી આ પાણીદાર ઘોડીથી દ્વારકાનાં મંદિરની ધજાનાં દર્શન થાય ત્યાં સુધી આવીશ, જેથી એ ધજાનાં દર્શન કરવાથી હું સંતોષ માનીશ કે તમારાં દર્શન કર્યાં છે." કારણ કે દ્વારકાના મંદિરની અંદર પેલા વિદ્વાન પંડિત ઊતર્યા હતા, અને ગુરુ શિવગિરિ પણ ત્યાં જ વર્ષ સુધી રહેવાના હતા. એ રીતે વિંઝાત ભક્ત દરરોજ પોતાની પાણીદાર ઘોડી વડે દ્વારકાની ધજાનાં દર્શન થાય ત્યાં સુધી

જતા અને પછી ઘેર આવીને ઠાકોર (રણછોડરાય) આગળ પ્રસાદ ધરી પછી પોતે જમતા (એમાં એક વખત રસ્તામાં તેમને કૃષ્ણ દર્શન થયા હતા એમ એક દંતકથા કહે છે) ગમે તેવી ટાઢ તડકો કે વરસાદ હોય છતા વિજ્ઞાત ભક્ત એક વર્ષ સુધી દ્વારકાની ધજાના દર્શન થાય ત્યા સુધી જતા (અહી એના વખતમા રણછોડરાયનુ મંદિર હતુ. તેથી તેઓ ભગવાનના દર્શન કરવા જતા ન હતા) વર્ષ બાદ ગુરુ શિવગિરિ અહી આવ્યા ત્યારે ભક્ત વિજ્ઞાત ખૂબ જ ખુશ થયા હતા, અને ગુરુનુ ધામધૂમથી સામૈયુ કરી વાજતે ગાજતે મંદિર સુધી લઇ આવ્યા હતા. ગુરુ શિવગિરિ દ્વારકા ગયા ત્યારે ત્યા પણ તેમનુ માન ખૂબ સારી રીતે જળવાતુ, તેઓ દ્વારકામા દરરોજ સત્સંગનો કાર્યક્રમ રાખતા, તેઓ અહીં આવ્યા ત્યારે દ્વારકાના વિદ્વાનો, ભક્તો, સજ્જનોએ તેમના ચરણુમાં ભેટદાન કરેલ તે રકમનો ઉપયોગ તેમણે હાલના રણછોડરાય ભગવાનના મંદિરને ચારે ખૂણે ચાર નાના મંદિરો છે એ બંધાવવામા કર્યો અહીં આવીને તેમણે વિજ્ઞાત ભક્તને કહ્યુ બેટા વિજ્ઞાત, આ મંદિરને ચારે ખૂણે એક એક મંદિર બંધાવવાની રકમ તો હુ દ્વારકાથી લાવ્યો છુ પરતુ સામેની જગ્યા પુષ્કળ હોવાથી શ્રી સિદ્ધેશ્વર મહાદેવને ચારે ખૂણે બબ્બે મંદિરો મળી આઠ મંદિરો થાય તો આ તીર્થધામ સુંદર બની જાય તારા પૂર્વજોના ગુણોની પેઠે તું પણ એ કાર્યમા મને મદદ કર તો ઠીક. ગુરુના વચનો સાભળીને ભક્ત વિજ્ઞાને, એવી રીતે આઠ મંદિરો બંધાવવાનો ખર્ચ પોતાના ગુરુને આપવાનુ વચન આપ્યુ આ રીતે શ્રી રણછોડરાય ભગવાનના મંદિરને ચારે ખૂણે જે ચાર નાના મંદિરો છે તે તથા શ્રી સિદ્ધેશ્વર મહાદેવને ચારે ખૂણે બબ્બે મંદિરોનાં જોડકાવાળા આઠ મંદિરો (સં. ૧૯૮૮ના જીર્ણોદ્ધાર વખતે બે નાનાં મંદિર કાઢી નાખ્યાં છે) મળી કુલ બાર નાના મંદિરો ભક્ત વિજ્ઞાન અને ગુરુ સ્વામી શિવગિરિના વખતમા બંધાયેલા છે એ નાના મંદિરોનુ કાર્ય સં ૧૨૬૨મા પૂર્ણ થયું હતું ત્યારે ઠાકોરની મૂર્તિ ખનિ

થઈ ગઇ હતી. હિંદુધર્મ પ્રમાણે ખંડિત મૂર્તિ પૂજવાને યોગ્ય ગણાતી નથી, તેથી એ મૂર્તિની જગ્યાએ અત્યારે જે શ્રી રણછોડરાયની મૂર્તિ છે તે (સં. ૧૨૬૨માં) પધરાવી હતી. એ વખતે મહારાણાશ્રી વિક્રમાદિત્ય પણ અહીં પધાર્યા હતા. એ વખતે તેમણે આ મંદિરોના પૂજારીઓને એક સાંતીની જમીન ભેટ આપી હતી. એની યાદી રહે એ માટે ભક્ત વિંઝાને તથા તેમના ગુરુ સ્વામી શિવગિરિએ મળીને રાણા વિક્રમાદિત્યની મૂર્તિ સં. ૧૨૬૨ના મહા સુદ ૧૦ ને ગુરુવારે શ્રી સિદ્ધેશ્વર મહાદેવના શિવલિંગની પાછળ પધરાવી હતી. એ મૂર્તિ આજે પણ હયાત છે,અમુક માણસોએ પૂરતી માહિતી જાણ્યા વગર એવી દંતકથા શરૂ કરી હતી કે આ મૂર્તિ વિંઝાત ભક્તની છે, એ દંતકથા મુજબ ભક્ત વિંઝાતની દૃઢ ભક્તિનું પ્રકરણ (આગળ જુઓ પૃ. ૨૫) પણ દંતકથાની દૃષ્ટિએ મેં આપેલું છે. પરંતુ ખરી રીતે ગુરુ સ્વામી શિવગિરિ તથા તેમના શિષ્ય વિંઝાત ભક્ત પરોપકારી અને શુદ્ધ દિલના હતા. વળી એ કીર્તિદાનના ભૂખ્યા ન હતા, તેથી એ બાર નાનાં મંદિરોનું કાર્ય પૂર્ણ થયું અને જ્યારે શ્રી રણછોડરાયની મૂર્તિ પધરાવી ત્યારે રાણા વિક્રમાદિત્ય પધાર્યા હતા એ યાદી જાળવવાનો જ આ મૂર્તિ પાછળનો હેતુ હતો. આ મૂર્તિ નીચે એક શિલાલેખ પણ છે, તેમાં પણ એવો જ ઉલ્લેખ છે.

આવી રીતે અહીંનાં મંદિરો ત્રણ ટકે બંધાયેલાં છે. (આગળના પ્રકરણોમાં ભક્ત વિંઝાત તથા ભુડાઆતા તેમજ ચાડવાજીની વિગતમાં જે વિગત આપેલી છે તે દંતકથા પ્રમાણે મારે આપવી પડી છે.) પરંતુ આ પ્રકરણની વિગત ઐતિહાસિક દૃષ્ટિએ સ્પષ્ટ અને સત્ય હકીકત છે. આગળનાં પ્રકરણો છપાઈ ગયા પછી મને દંતકથા ઉપર વધુ સંશોધનની આવશ્યકતા જણાતાં અને તપાસ કરવાની જરૂર જણાતાં સમય મેળવી પુરાતત્ત્વ સંશોધનમાં કાર્ય કરનાર ધર્મપ્રેમી મારા મિત્રો, અમારી જ્ઞાતિના જૂના ઇતિહાસો, જ્ઞાતિના ચોપડાઓ-બારોટના જૂના ચોપડાઓ, દ્વારકા તથા કાશી વગેરે

તથા શ્રી અર્જુનગિરિ ( હ.લ, શિક્ષક હાટીના માળિયા સ્કૂલ ) ઉપરની રીતે જોવાથી હાલ અહીં જે જે પૂજારીઓ ગુરુ સ્થાપિત મંદિરોની સેવાપૂજા અને વહીવટ કરે છે, તેમની કોઇ ચોથી પેઢીએ ભાઇઓ થાય છે, તો કોઇ સાતમી પેઢીએ, તો કોઇ અગિયારમી પેઢીએ ભાઈઓ થાય છે, જેમાં સ્વામીશ્રી નથુગિરિ પ્રેમગિરિ તથા સ્વ સ્વામી ધનગિરિ લાલગિરિ, આ પેઢીને અનુક્રમે વધારે નજીક થાય છે

એક વખત પૂજારીઓની મુશ્કેલીઓનો સમય આવ્યો હતો કે અહીંના પૂજારીઓને પોતાનું ગુજરાન ચલાવવા માટે તથા અતિથિ-સત્કાર કરવા માટે, આજુબાજુના ગામડાઓમાંથી ભિક્ષાવૃત્તિ પણ કરવી પડી હતી, છતાં આ મંદિરોની વારસાગત મળેલી સંસ્થાની પરંપરાને તોડી નથી અને સેવાપૂજા તથા વહીવટ કરવો ચાલુ રાખ્યો છે. એ વખતે આ ગામની પરિસ્થિતિ પણ એવી હતી. આ ગામમાં કોઈ એવો દાનવીર ન હતો, જેથી પૂજારીઓને મુશ્કેલીઓ ભોગવવી પડી છે કોઇ સદ્ગૃહસ્થો ભેટદાન કરતા તેમાંથી આ મંદિરનું બનતું કાર્ય પૂજારીઓ કરાવતા આ મંદિરોની હાલત જોઇને તેનો જીર્ણોદ્ધાર કરવાની શક્તિ પણ અહીં કોઈમાં ન હતી, જેથી બધા પૂજારીઓએ પોતપોતાની પાસે જે રકમ હતી, એ ભેગી કરીને પોરબંદર શહેરથી નાનજીભાઈ કાનિદાસ મહેતા પાસે લઇ જઇ તેમને કહ્યું "શેઠ આ મંદિરો તદ્દન પડી જવા જેવા થઇ ગયા છે, અમારી પાસે આટલી રકમ છે બાકીની તમો નાખીને મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવી આપો તો સારૂં." પૂજારીઓની વિનંતીથી શેઠશ્રીએ આશરે રૂ દશ હજારને ખર્ચે આ મંદિરોનુ જીર્ણોદ્ધારનું કાર્ય સ. ૧૯૯૮ના કૃષ્ણ જન્માષ્ટમીના રોજ પૂર્ણ કરાવી આપ્યું. જેની વિગત આગળના પ્રકરણમાં આપેલી છે અહીંના કેશવાળા મહેરભાઇઓ ઉપરાંત ઓડેદ્રા તથા મોઢવાડીઆ મહેરભાઇઓએ પણ તેમના 'ગિરિવંશ'ના પૂજારીઓ–ગુરુઓને યોગ્ય ભેટદાન આપી આ મંદિરોને સાથ અને સહકાર આપ્યો છે અને હજુ પણ આપી રહ્યા છે.



શ્રી મૂળદ્વારકા મંદિરોની આગળના ભાગમાં મહેરભાઈઓ ડાંડિયારાસ રમે છે.

# સત્સંગ મંડળ

સત્સંગ એટલે સારા માણસોનો સંગ કરવો તે. સંસ્કારી, સદાચારી, પરોપકારી અને વિદ્વાન માણસોના સમાગમમાં આવવું તે ઉત્તમ સત્સંગ. એવા મહાત્માઓ–સંતોનાં જ્ઞાનની વાતો સાંભળવી, ઉપદેશ સાંભળવો, અનુભવો ગ્રહણ કરવા, ધર્મગ્રંથોનું વાચન–શ્રવણ કરવું વગેરે સત્સંગનાં અંગો છે. સત્સંગને લઈને માણસનું જીવન દિનપ્રતિદિન સુધરતું જાય છે, સદાચારી બનતું જાય છે, દુર્ગુણોથી મુક્ત બનતું જાય છે અને પરોપકારી બને છે. એટલે મહાત્માઓ, સાધુપુરુષો અને વિદ્વાનોના સમાગમમાં આવવું એ ભાગ્યવાન ગણાય છે, અને એમાં જીવનનો લહાવો છે. કારણ કે એવાં માણસોને આપણી સંસ્કૃતિમાં તીર્થરૂપે માનવામાં આવ્યાં છે. તેથી તેમનો સત્સંગ શાન્તિદાયક અને કલ્યાણકારી બને છે. સત્સંગનો મહિમા અદ્‌ભુત અને ઉત્તમ છે. તો દરેક ગામે અનુકૂળ સમયે દરરોજ કલાક–દોઢ કલાક, નાનો એવો પણ સત્સંગ થાય એ જરૂરી છે. તેમાં રામાયણ, મહાભારત, ભાગવત વગેરે ધાર્મિક ગ્રંથોનું વાચન–શ્રવણ થાય એ જરૂરનું છે. એ સાંભળીને એ પ્રમાણે પ્રથમ વિચારો ગ્રહણ કરવા, પછી એ વિચારો પર મનન કરવું અને પછી સમજીને એ વિચારો આચારમાં મૂકી એ પ્રમાણે જીવન જીવવા સતત પ્રયત્ન કરવો, તેથી જીવન ઉન્નત બની શકે છે.

અહીંના ભાવિક ભક્ત શ્રી ભુરા હરખા અહીં દરરોજ પાંચ વાગ્યાથી કલાક–દોઢ કલાક ધર્મશાળામાં સત્સંગમા હાજરી આપે છે. અને રામાયણનું વાચન કરે છે. ગામનાં કેટલાક ભાઈઓ તથા બહેનો સાંભળવા આવે છે તેથી આ "સત્સંગ મંડળ"માં આવનાર પોતાનાં જીવન ભક્તિમય અને સદાચારી બનાવે છે. ગામનાં વૃદ્ધ માણસોએ હવે સંસારની માયાજાળમાંથી થોડો સમય મુક્ત બની પોતાના ઉત્તર જીવનને કલ્યાણકારી બનાવવું જોઈએ. નિંદા, ખટપટ, ઈર્ષ્યા–અદેખાઈ, કોઈનું અહિત કરવું વગેરેમાં આજસુધી જીવન જીવ્યા હોય તેની પ્રભુ પાસે માફી માગી "જાગ્યા ત્યારથી સવાર"

સમજીને નીતિના રસ્તા પર ચાલવું. બાકી રહેલી જિંદગી ઈશ્વર-ભજનમાં ગાળી, ઇશ્વરે આપેલો મનુષ્ય દેહ સાર્થક કરવો. રામાયણને સારી રીતે સમજનાર જાણી શકે છે કે એ સાંસારિક જીવનના અનેક આદર્શ-અંગો રજૂ કરી, આદર્શ ગૃહસ્થજીવનના પથે ચાલવાની પ્રેરણા આપે છે. રામાયણ મહાભારત, ભાગવત ગીતા, વગેરે ધર્મગ્રંથો ભારતીય સંસ્કૃતિના શણગારરૂપ છે, એ પ્રમાણે જીવન જીવવાથી હૃદય પરિવર્તન પામે છે, અને જીવન ઉન્નત બને છે.

આજનો યુવક ધર્મથી વિમુખ બનતો જાય છે. યુવાવસ્થામાં લોહી, જોબન અને લક્ષ્મીના અભિમાનથી કેટલાક સત્ય અસત્યનું, હિત અહિતનું ભાન ભૂલી જઇ ગેર રસ્તે દોરાય જાય છે, અને ન કરવાનું કરી બેસે છે. જોબન અને લક્ષ્મી તો "ચાર ઘડીની ચાંદની સમાન છે." માટે દરેકે સત્કાર્યો કરવાં જોઇએ. આ સંસારના સંબંધો અટપટા છે, વળી આ સંસાર માયાજાળથી ગૂંથાયેલો છે, પરંતુ એમાંથી તો કોઇ વીરલા જ એ માયાજાળને તોડી, હરિને ખોળે માથું મૂકી જીવન વ્યતીત કરી શકે છે. એ રીતે આ ગામમાં ધર્મ માટે બલિદાન દેનારા શૂરાઓ, પરોપકારી કાર્યો કરનારા સંતો, ઇશ્વરની દૃઢ ભક્તિ કરનારા ભક્તવીરો, ઉદાર હાથે દાન આપનારા દાનવીરો, ધર્મપરાયણ સતીઓ થઇ ગયેલ છે. જે આ ભૂમિનું મહાન ગૌરવ છે. આ ભૂમિ પર એવા પરોપકારી વીરલાઓએ જન્મ ધારણ કરી પોતાનાં જીવન ઉન્નત બનાવીને ઇતિહાસમાં પણ અમર બન્યા છે. તો એમની જ આ પવિત્ર ભૂમિને કોઇ પણ જાતનાં હલકાં કામ કરી ભ્રષ્ટ બનાવવી નહિ, પરંતુ એનું ગૌરવ વધારીએ તેવાં પરોપકારી સત્કાર્યો કરવાં જોઇએ. ધર્મ પ્રત્યે શ્રદ્ધા રાખનારા બનીએ, નિંદા કે અદેખાઇ કરનારા ન બનીએ.

આપણામાં કહેવત છે કે "નવરો બેઠો નખોદ વાળે" એટલે પોતાના ધંધામાં ધ્યાન ન દેનાર અગર કોઈપણ કાર્ય ન કરતાં આળસુ-એદી થઇ કશું કાર્ય ન કરનાર માણસના દિલમાં હલકા

વિચારો આવ્યા કરે છે. પુરુષાર્થ નહિ કરનાર પોતાનું તો અહિત કરે છે એટલું જ નહિ, બીજાઓનું પણ અહિત કરે છે. એટલે દરેકે પોતાના ધંધામાંથી ફુરસદ મળે ત્યારે કોઈની ઈર્ષા–અદેખાઈ ખટપટ આદિ ન કરતાં, જ્યાં આપણી બુદ્ધિ પવિત્ર રહે, મન પવિત્ર રહે. વિચારો પવિત્ર રહે એ માટે સત્સંગ મંડળમાં જઈ સત્સંગ કરી, ધાર્મિક ગ્રંથોને સાંભળીને જીવન સુધારવું જોઈએ.

મહામૂલો માનવ દેહ મળ્યો છે. એની સાચી કિંમત સમજીને એવાં પરોપકારી કાર્યો કરવાં, જેથી માનવદેહ સાર્થક બને. મનુષ્ય સત્કાર્યો કરીને નરમાંથી નારાયણ પણ બની શકે છે. આપણી ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં અનેક મહાત્માઓએ પોતાનાં જીવન અમર બનાવી દીધાં છે. માણસ અપૂર્ણ છે, અને અપૂર્ણમાંથી પૂર્ણ માણસ બનવા માટેનો પ્રયત્ન શરૂ રાખવો જોઈએ. મહાત્માઓ પણ બચપણમાં દોષથી ભરેલા હતા. પરંતુ એ દોષની તેમને જાણ થતાં ધીમે ધીમે તેઓ પોતાના દોષો દૂર કરતા ગયા—જીવન નિર્દોષ બનાવતા ગયા, તેવી નિર્દોષ અને કલ્યાણમય–પરોપકારી જીવન ગુજારતાં અંતે પૂર્ણ બની સંસારમાં જીવનની સુગંધ પુષ્પની પેઠે રેલાવતા ગયા. અહીં પણ ભગવાનના પરમ ભક્ત વિંઝાત થઈ ગયા–એ અભણ હતા, ત્યાં પોતાના ગુરુના સત્સંગને પ્રતાપે તેમનામાં ભક્તિનો રંગ લાગ્યો. ધીમે ધીમે શ્રદ્ધા દૃઢ બનતાં, દૃઢ ભક્તિને લઈને તેમણે (એક વખત કૃષ્ણ દર્શન કરી) પોતાનું જીવન અમર બનાવ્યું.

---

અહીંનાં મંદિરો અંગે પૂરતી માહિતી જાણ્યા વગર કે સંશોધન કર્યા વગર મન ફાવે તેવી (આગળ આપેલી) દંતકથા ચાલતી હતી પરંતુ હવે પછી આ મંદિરો અંગેની દંતકથાઓને કોઈ સ્થાન નથી.

'(કોઈ ભાઈઓ પાસે આ મંદિરોને લગતું કોઈ ઉપયોગી દસ્તાવેજી લખાણ હોય તો રજૂ કરશે તો તેમનો આભાર માનવામાં આવશે, અને એને બીજી આવૃત્તિમાં સ્થાન આપવામાં આવશે.)

# મૂળદ્વારકા મંદિરોમાં સહાય કરનારા દાતાઓ

પોરબંદર નિવાસી દાનવીર શેઠશ્રી નાનજીભાઇ કાલિદાસ મહેતાએ, આશરે રૂપિયા દશ હજારના ખર્ચે આ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવી આપ્યો છે, તેમ જ આગળ જણાવ્યા મુજબની મૂર્તિઓની સ્થાપના પણ કરાવી આપી છે.

અહીંના શિવભક્ત (નામ આપવાની ના પાડી છે) ઓડેદરા મહેર જવાંમર્દે, ભીડભંજન મહાદેવના મંદિરની ચારે તરફનો વરંડો કરાવી આપ્યો છે, ઇલેક્ટ્રિક મશીન સહિત દરેક મંદિરમાં લાઇટ ફીટીંગ વગેરેનો તમામ ખર્ચ આપીને, કરાવી આપેલ છે, જ્ઞાનકુંડની આગળના ભાગમાં – આજુબાજુ જમીન પર પથ્થરની લાદીઓ પથરાવી અપાવેલ છે, મંદિરની અંદર પાણીની ટંકી નખાવી અપાવેલ છે, મંદિરની સામેના પેઢા ઉપર પથ્થરની લાદીઓ પથરાવી અપાવેલ છે તેમ જ સિદ્ધેશ્વર મહાદેવનાં મંદિરની અંદરની માંડવી ફીટ કરાવી અપાવેલ છે. તેઓ હાલ આફ્રિકા–ચેમ્બલીમાં રહે છે.

અહીંના સુથાર શ્રી વેજાભાઇ વશરામે, રણછોડરાયના મંદિરમાં " મંદિર–માંડવી " પેટે રૂપિયા ૨૨૫) આપ્યા છે. તેઓ હાલ આફ્રિકા–મબાલીમાં નિવાસ કરે છે.

અહીંના મહેર શ્રી ગીગાભાઇ મેરામણે, શ્રી રણછોડરાયના મંદિરના ઉબર આગળના ઓટા પર આરસની લાદી પથરાવી અપાવેલ છે. હાલ તેઓ આફ્રિકા–લુગાઝીમાં રહે છે. અહીંના મહેર શ્રી સુકા રાણાએ અહીંનાં મંદિરને સુંદર પડદો ભેટ આપેલ છે.

અહીંના મહેર શ્રી મેરુંદ (સુકા) ભાઇ મશરી તરફથી એક મોટું ઘડિયાળ મંદિરને ભેટ આપવામાં આવેલ છે, તેઓ હાલ આફ્રિકા–જિંજામાં રહે છે.

અહીંના મહેર શ્રી મેરામણભાઇ હરભમે, રણછોડરાયનાં મંદિર આગળ પિત્તળના સળિયાવાળી જારી બનાવી અપાવેલ છે.

અહીંના લોહાણા સ્વ. લાલજી ભીમજીએ મૂળદ્વારકા મંદિરને મોતીથી ભરેલું સુંદર તોરણ ભેટ આપેલ છે.

૧૮૧

# પ્રભુ પ્રાર્થના

( રાગ – શિખરિણી. )

પ્રભો આવ્યો આજે, ચરણ તવ હું બાળ રડતાં,
ભૂલેલો સંસારે, અવર ધરના પંથ ચડતાં;
નિહાળ્યાં મેં રૂપો, જગતં જનતનાં ઊંચ ધર જે,
ન જોયાં સત્યો ત્યાં, જન દિલ ફરે સ્વાર્થ પર એ.

ફર્યો એ રસ્તેથી, દિન મુજ તણો મોહ પડતાં,
રૂંડ્યો હૈયા માંહિ, જગત પથ એ સ્વાર્થ ચડતાં;
ફસાતાં એ જાળે, મનુ દિલ મહીં સ્વાર્થ ઠરતાં,
મળે કો' જો રાહે, ગુરુ દિલ થકી જ્ઞાન ઝરતાં

ઉગારી ખેંચી લે, પ્રભુ દર્દ અહીં 'બાળ-મુજ' નો
હટાવો 'અંધારે', નયન ધર એ 'દીપ' તુજનો;
અસત્યે હું ચાલ્યો, પ્રભુ સત પથે ખેંચ મુજને,
ક્ષમા દેજે પ્રેમે, વિનતિ કરતો બાળ તુજને.

ઉગારો પાપીને, સહુ કરમને માફ કરીને,
'જગાવો' હૈયામાં, પ્રભુ કિરણ એ દીપ ધરીને;
પ્રભો દેજો હૈયે, મુજ જીવનમાં જ્ઞાન-બળ તું,
ડરું ના કો' પંથે, તવ ચરણ જો સ્થાન મળતું.

પિતા માતા ભ્રાતા, પ્રભુ ખચિત તું છો જગતનો,
સદા છો તું દાતા, ચરણ પડતા એ ભગતનો;
ઉગારો કષ્ટોથી, દિલ તડપતું પ્રેમ – 'પૂજને',
પ્રભો નિત્યે યાચું, "તવ ચરણમાં રાખ મુજને."

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

# જન્મભૂમિને વંદના.

( રાગ – મંદાક્રાન્તા. )

લાગું છું હું મુજ દિલ થકી પાય એ ભૂમિ પ્યારી,
ખુંદ્યો ખોળો મુજ ચરણથી, પ્રેમથી માત ન્યારી!
માતા તારાં અન જળ હવા દેહને સર્જતાં જે,
પોષે તું આ વિવિધ રીતથી, અંગને પ્રેમથી છે.

તું તો છો મા સરગ કરતાં શ્રેષ્ઠવંતી અનોખી,
તારી શોભા ખચિત નવલી દેવ લોકે વિલોકી;
ખેંચાયા મા તુજ નિરખતાં, દેવ લોકો 'બિચારા'!
રે' વા કાજે તવ ચરણમાં આવિયા શું 'અપારા.'

જોયાં તારાં રમણિય નવાં રૂપ એણે અમૂલાં,
ખીલ્યાં રૂપો ધવલ નવલાં ચાંદ તેજે અતૂલાં;
જોયો 'રાણો' અનિમિષપણે અર્ધ્ય દેતો તને મા,
રે'તી ગંગા સ્થિર જળ કરી જ્ઞાનકુંડે અહીં મા.

પ્રેમે ઉષા તરત સજતી, મા તને સર્વ અંગે,
વૃક્ષો સાથે કલમ લઇ એ પૂરતી દેહ રંગે;
'પંખો નાખે' ખુદ કર ધરી વાયુ વૃક્ષો તણો જે,
પે'રી સાડી હરિતવરણી ભાલમાં ચંદ્ર શોભે.

પુત્રો તારા સપૂત બનિયા દેવને ખેંચતા જે,
પુત્રી તારી ધરમ કરતી અર્પતી વીરતા જે;
ગાતાં તારાં અમર ભજનો—ગાન જોનાર વીરો,
માડી તારો અમર હસતો પુત્ર 'વિખ્યાત' હીરો.

તારા ખોળે 'અમર પદ' નાં દેવ લોકો બિરાજે,
એવે પ્રેમે, ખુશ ખુશ બની રાસ દેવી વિરાજે;
માગું માતા તવ ચરણમાં મૃત્યુ પ્રેમે વધાવું,
લોટું માતા ચરણ તમ હું ભાવથી ગાન ગાઉં.

– પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

# તીર્થભૂમિ

(રાગ- મૂર્તિ જ્યાં સરજાઇ રહી છે એક નવા ઇન્સાનની)

આરતી જ્યાં સંભળાઈ રહી છે, રણછોડરાય ભગવાનની;
દેવો પણ જ્યાં વાસ કરે આ ભૂમિ તીર્થસ્થાનની :
વંદુ રણછોડરાય.. ,વંદુ રણછોડરાય....,વંદુ રણછોડરાય. ટેક.
આગતાની ધજા ફરકે, સિદ્ધેશ્વર મહાદેવની,
વિજયપતાકા સોહી ઊડે, રણછોડરાય–નીલકંઠની,
બ્રહ્મા વિષ્ણુ મહેશ બિરાજે, મૂર્તિ 'ત્રિભુવન' ની,
રિદ્ધિ સિદ્ધિ ગણેશ મૂર્તિ, મંગલ કાર્ય નિશાનની,
બેઠા ભીડભંજન મહેશ આ, પાદુકા ભગવાનની....દેવો પણ.
સૂર્ય દેવ જ્યાં તેજ રેલાવે. દૂર કરે અંધકારને,
ચતુર્ભુજાએ નારાયણ આ, બેઠા જગ આધાર છે,
રામ રાજ્યનો આદર્શ કેતા ભગવાન પ્યારા રામ જો,
દેવ તણા સેનાપતિ છે, કાર્તિક સ્વામી દેવ જો,
સેવામૂર્તિ શોભા આપે, લક્ષ્મણ ને હનુમાનની....દેવો પણ.
સત્ય અહિંસાના વ્રત ધારી, બેઠા ભગવાન બુદ્ધ છે,
ગુરુ તણો મહિમા વિસ્તારી, બેઠા દત્તાત્રેય છે,
વિદ્યાની વાણી દેનારી, સરસ્વતી જે માત છે,
શક્તિનું શોણિત ભરનારી, વાઘેશ્વરી સન્મુખ છે,
બેઠાં જુઓ લક્ષ્મીમાતા, વૃષ્ટિ કરતાં ધનની....દેવો પણ.
'શંભુ'ની સેવા કરનારી, પારવતી છે માત આ,
રામ સંગ વને ફરનારી, સીતા સતી છે બેઠાં આ,
મંત્રદાયિની સોહે માતા, ગાયત્રીનાં ગાન આ,
રાસ ખેલંતી શક્તિઓ શું, સુંદર શોભે સ્થાન આ,
આવી ગાતાં સ્વર્ગભોમથી, કીર્તિ તીર્થસ્થાનની....દેવો પણ.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળ દ્વારકા – પોરબંદર.

# —= ધન્ય હો ભોમકા! =—

( રાગ- ઝૂલણા છંદ )

સોહતી ભોમ આ, દેવ મંદિર થકી, 'તીર્થરૂપે' બધાં કીર્તિ ગાતાં;
ભવ્યતા વર્ણવી, ભોમની ઊરથી, દેવના ઊરમાં હર્ષ થાતા.
હુકમ શું અર્પિયો દેવમંડળ મહીં, દેવસમ્રાટ તેં, વાસ કરવા;
ધન્ય હો ભોમકા! દેવ-દેવી ગણો, આવિયાં તુજ પર 'હામ ઠરવા.'

સોહતી ભોમ આ, સ્વર્ગભૂમિ સમી, આવતાં નિરખવા પ્રેમ ભાવે,
દેશ ભારત મહીં, મૂળદ્વારકા બની, ગૂંજતી 'તીર્થ'થી કીર્તિ ગાવે,
ભક્ત શૂરા વળી, સંત સતીઓ અતિ, રત્ન આ ભોમનાં તેજ રેલે,
ધન્ય હો ભોમકા! ચરણ તવ લોટતાં, યાત્રિકોનાં હિયે પ્રેમ રેલે.

દાદ સત્સંગના, દેવ સંગ સોહતા, ગૂંજતાં ગાન એ સંત ઊરથી,
ઉભરતાં ભાવની, સુણવા ગાન શું, આવતાં નીર જયમ પુર દૂરથી.
યાત્રિકો પ્રેમથી, ધન્ય આવી બને, લા'વ લેતાં હિસે પ્રેમ ચાખી;
ધન્ય હો ભોમકા! પાવન હિસે બને, તુજને નિરખતાં ચિત્ત રાખી.

વૃક્ષરાજી અહીં, વેરતી આંગણે, શાન્ત-શીતળ હવા સુખકારી,
પાસમાં ગાવતો ગાન ભૂમિ તણાં, અર્ઘ્ય દેતો ભરી સમુદ્ર વારિ.
જ્ઞાનગંગા ઠરી દેવ સહવાસમાં, જ્ઞાનકુંડે બને પુનિત દેહે;
ધન્ય હો ભોમકા! આવતાં વાસમાં, પાપી પાવન બને ઊર નેહે.

સિંહ-સા સાંપડ્યા, પુત્રો આ ભૂમિને નાદ મર્દાઈના જે ગજાવ્યા;
ભક્ત ભડવીર આ, ભૂમિને ભેટિયા, દેવ-આત્મા 'હિસે દેવ આવ્યા.'
સંત સહવાસથી, સતીના સાથથી, પુનિતકારી બની, ભોમ પ્યારી;
ધન્ય હો ભોમકા! ધ્યાન તારું ધરું, સંત-શૂરા-સતી જન્મધારી!

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ મૂળદ્વારકા – પોરબંદર.

## -: શ્રી ભગવાન રણછોડરાયનાં દર્શને :-

(રાગ :- આશા ભર્યાં ને અમે આવિયાં—એ રાગને મળતો )

ભાવો ભરી અમે, આવિયાં ને મારા, વા'લા રણછોડરાયના વાસમાં;
દરશન કરવાને — ટેક —
મંદિર પુરાણું, આપનાં જુઓ, સ્વર્ગભૂમિ સમ સાથમાં; દરશન.
પુનિત ગંગા જેવાં, નીર છે જેનાં સોહે છે જ્ઞાનકુંડ પાસ રે, દરશન
ના'વણ થાતાં એ, નીરથી પ્રભુ, પુનિત જળ બારે માસ રે; દરશન.
મહિમા વધાર્યો 'કુંડ'નો પ્રભુ, પરચો પૂર્યો છે તમ ફેદ રે; દરશન.
પુનિત બનતાં યાત્રીકો અહીં, ના'વણ કરતાં જેહ રે; દરશન.
સોહામણાં છે, ધામ તમારાં, તીર્થભૂમિથી પંકાય રે; દરશન.
દેશ-વિદેશથી આવતાં તારો, મહિમા જાણીને લાગે પાય રે; દરશન.
ધજા ફરકતી દેશમાં તારી, કીર્તિ બની છે અજોડ રે; દરશન.
શંખ ને ચક્ર ગદા ને પદ્મ, ધર્યાં પ્રભુએ 'સજોડ' રે; દરશન કરવાને.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

---

(૫૩) મિત્ર, સ્વજન, બંધુ, બુદ્ધિ, ધૈર્ય, પત્ની અને પોતાની પરીક્ષા આપત્તિ સમયે જ થાય છે.

(૫૪) બુદ્ધિવાન્ મનુષ્યોનો વખત ગીત અને શાસ્ત્રના વિનોદમાં જાય છે, અને મૂર્ખ લોકોનો સમય વ્યસન, નિદ્રા અને લડાલડમાં જાય છે.

(૫૫) જે ન્યાયને માર્ગે ચાલે છે, તેને પશુઓ પણ સહાય કરે છે.

(૫૬) જે દેશમાં સન્માન મળતું ન હોય, જ્યાં પ્રીતિ અને બાંધવો ન હોય, જ્યાં વિદ્યાભ્યાસ થતો ન હોય ત્યાં એક દિવસ પણ રહેવું નહિ.

(૫૭) ઉદાર પુરુષને ધન તૃણ સમાન છે, શૂર પુરુષને મરણ તૃણા જેવું છે, વિરક્તને સ્ત્રી તરણા તુલ્ય છે, અને નિઃસ્પૃહીને સકળ જગત તૃણવત્ છે.

# શ્રી સિદ્ધેશ્વર મહાદેવને શરણે

[ રાગ :– ગીતનો ]

પ્યારા સિદ્ધેશ્વર શભુ, પ્રેમથી વદુ, શરણ આવે તારે ધામ  ટેક :
દુનિયા એને છ સ્વારથ ભજી, ન્યાયના ગર્દન કપાય,
થાકી થાકીને, શરણુ સૌ આવે, (૨) ધામ તારે સોહાય પ્યારા
જગત ગૂચાયુ, માયાની જાળે, પગ માહે લપટાય,
પથ ભૂલીને, ફરે ભટકાતા, (૨) આવી તારા ગીત ગાય પ્યારા
કરી કલ્યાણ, દેવોનુ જાણી, ઝેર પીધુ સુખમાય
કૃપા ભરી તે નીલકંઠ ધારી! (૨) લાગે ભોળા તને પાય પ્યારા
ત્રિશૂળ સોહે નાગની માળા, જટા શિરે ગગધાર,
ભભૂતધારી રૂદ્રાક્ષ સોહે (૨) જાણે ન કો' તારો પાર પ્યારા
ગાતાં ગુણો તારાં માનવ – દેવો ત્યાગ ધર્યો ભોળાદેવ,
તપ તારુ એ, હૈયા ડગાવે, (૨) જલાવ્યો તેં કામદેવ પ્યારા
તને રીઝાવે, ગગાધારી જે, ભક્તિ કરી નર – નાર,
ભસ્મ કરાયાં, મોત છુપાયુ (૨) દેતા ન લાગી વાર પ્યારા
શભુ તારે સૌ, શરણે આવે, ગાવે ગુણો લાગી પાય,
ધ્યાન ધરે જે, દિલથી તારુ (૨) 'ગંગા રેલાવે' મનમાય પ્યારા.

પુરુષોત્તમગિરિ સુદરગિરિ મૂળદ્વારકા – પોરબદર

---

(૫૮) ટીપુ ટીપુ પડવાથી જેમ સરોવર ભરાય છે, તેમ વિદ્યા, ધર્મ અને દ્રવ્ય એ પણ થોડે થોડે મેળવાય છે

(૫૯) શૂરવીરો, વિદ્વાનો અને સ્વરૂપવાન્ સ્રીઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમને આદરસત્કાર મળે છે

(૬૦) રણમેદાનમા યોદ્ધાઓનો અને કવિમડળમાં કવિઓનો પ્રકાશ બે ઘડીમા જ થાય છે

# શ્રી મૂળદ્વારકા ધામ

(રાગ :- આઓ બચ્ચોં તુમ્હેં દિખાયે ઝાંકી હિન્દુસ્તાનકી)

કીર્તિ જ્યાં સંભળાઈ રહી છે, મૂળદ્વારકા ગામની,
આવો મિત્રો દર્શન કરીએ, રણછોડરાયના ધામની.
વંદુ રણછોડરાય...વંદુ રણછોડરાય...વંદુ રણછોડરાય... ટેક.
સ્વર્ગભૂમિ આ શ્રેષ્ઠ અમારી, દેવો પણ જ્યાં વાસ કરે,
સોમ અમારી આ નિરાળી, મંદિર જોતાં દિલ ઠરે,
સ્નાન કરે યાત્રીકો આવી, જ્ઞાનકુંડ પાવન કરે,
શ્રમ તણો જે ભાર ભર્યો એ, પલભરમાં તો દૂર કરે,
હૈયાં જ્યાં પાવન બને છે, રીતિ છે આ ધામની. આવો મિત્રો.
અવિરત ગાતો સાગર રાણો, ગીતો આ મંદિર ફરી,
અર્ઘ્ય દેતો અખંડતાથી, વાયુ સાથ સંગાથ કરી,
ઉદારતાના પાઠ શીખવતો, ભૂમિને આ દિન ભરી,
મર્દાઈ કેરા 'સુહી' દેખી, વીરતાએ જ્યાં વાત કરી,
કીર્તિ ગૂથી દૈયાં માંહે, મૂળદ્વારકા ધામની. આવો મિત્રો
'ગંગાજળ'નાં નિર્મળ પાણી, પીતાં લોકો બારે માસ,
નીડરતાના પાન કરાવે, 'જીવન' પૂરે કરતાં વાસ,
'બર્ડા'એ બહાદુરી વેરી, ખુલ્લે દૈયે આવી પાસ,
શૂરવીરતાના શોણિત પૂર્યાં, નરસિંહ કેરા દિલે ખાસ,
દૈયે-હાથે હિંમત ભરી, શાન વધારી ગામની. આવો મિત્રો.
ધજા ફરકતી અડગતાની, મંદિર કેરી કેતી વાત,
શિલ્પ તણી એ કલા ઉડીને, આંખે ચોટે દિવસ રાત,
શોભા ખીલે ચાંદની રાતે, સોહે મંદિર કેરાં ગાત,
વનરાજી સૌ મહેકી ઊઠે, મંદિર પાસે એકી સાથ,
બની ભૂમિ આ સ્વર્ગભૂમિ, મંદિર કેરાં ધામની. આવો મિત્રો.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા - પોરબંદર.

# ભીડભંજન મહાદેવને વંદનાં.

( રાગ :– આશા ભર્યાં અમે આવિયાં. )

રૂડું મંદિર આ, ધામનું સુંદર સોહે છે જ્ઞાનકુંડ પાસ રે;
ભીડભંજન વંદું તને. ટેક
ધજા ફેવાતી, આકાશમાં એ જગાવે ભાવ અભિલાષ રે; ભીડભંજન.
ભક્તોની ભીડ તું, હરી લેતો ને વળી દેતો ભક્તોને અભયદાન રે; ,,
શરણે આવી તારા, ધામમાં વળી ગાવે છે તારાં ગાન રે, ભીડભંજન.
ગુરુ દત્તાત્રેય, સાથમાં ને વળી કાર્તિકસ્વામી સોહે સાથ રે; ,,
નામ રટે તારું, ભક્તવીરો સૌ ભીડ પડે ભોળાનાથ રે; ભીડભંજન.
વૃક્ષો સોહે તારા, ધામથી વળી મોહે છે મંદિરોની પાસ રે; ,,
મહિમા ગવાનો, સાથમાં તારો તીર્થભૂમિ આવાસ રે; ભીડભંજન.
શ્રદ્ધા ભાવેથી, ધ્યાન ધરે તારું પૂરતો એનાં મનોકામ રે; ,,
ભોળા શંભુ તારે, શરણુ આવી સૌ ભજતાં પ્રેમે તારું નામ રે; ભીડભંજન
ભૂમિ ભારતને, ભીડ પડે તો ભાંગજે એની ભોળા ભીડ રે; ,,
વંદન કરું હું, પ્રેમથી ભોળા હરજે તું દુઃખિયાંની પીડ રે, ભીડભંજન.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

---

(૬૧) નમ્રતા, શૌર્ય, ઉદ્યોગ, પાંડિત્ય અને ઘણા મિત્રો એ પાંચ વસ્તુ અક્ષય ભંડાર તુલ્ય છે.

(૬૨) માન વગર ભોજન કરવું હોય અને અવિવેકી ઉપરીની સેવા કરવી હોય, તો તેથી બીજું પાતક શું?

(૬૩) પશુઓમાં ગધેડો, પક્ષીઓમાં કાગડો, મુનિઓમાં ક્રોધ અને મનુષ્યોમાં નિંદક ચંડાળ છે.

(૬૪) પ્રવાસમાં વિદ્યા, ઘરમાં સ્ત્રી અને રોગમાં ઔષધ મિત્ર સમાન છે.

# આરઝી હકૂમતની મર્દાઈનો જંગ

(રાગ :- મૂર્તિ જ્યાં સરજાઈ રહી છે એક નવા ઈન્સાનની.)

પડકાર જ્યવ ફેંકાય રહ્યો'તો, સોરઠ ભૂમિ-સ્થાનનો;
આરઝી હકૂમત સાથ મળીને, જંગ ખેલ્યો મર્દાઈનોઃ
શાબાશ મેર ભડવીરો! શાબાશ મેર ભડવીરો! શાબાશ મેર ભડવીરો!
આઝાદીનો સૂરજ ઊગ્યો, ભારત કેરી ભોમમાં,
કિરણ બધે પથરાઈ રહ્યાં'તાં, પ્રજા તણા સૌ રોમમાં,
'ભૂત' દાર્યો અવળે રાહે, નવાબને એ જોશમાં,
સુબોની શય્યા હુકરાવી, પાકિસ્તાની 'ફોજ'માં,
શંખ વગાડયો શામળદાસે, વીરોની મર્દાઈનો. આરઝી હકૂમત સાથ.
ઘૂમ્યો કેશરી – 'માલદે રાણા,' મેરોનો સરદાર જે,
બર્ડો ભોમે મહેર વીરોમાં જઈ કર્યો પડકાર એ,
"ધર્મ કાજે ચાલો વીરા, ભોમ કરે પડકાર છે,"
પડકાર ઝીલી ચાલી નીકળી મેરોની વણઝાર એ.
ચાલી નીકળી 'સરદાર' સાથે, મેરોની મરદાઈ એ, આરઝી હકૂમત સાથ.
ઝાઝા આવ્યા વીર-શૂરવીરો, પ્યારી મુજ આ ભોમના
ભૂખે પેટે ચાલી નીકળ્યા, 'સિંહો'ના એ સાથમાં,
'રજપૂતાણી' તિલક કરી, હથિયાર આપે હાથમાં,
સિદ્ધેશ્વરની રક્ષા બાંધી, વીરોના એ હાથમાં,
કુતિયાણામાં જંગ ખેલ્યો, એ મેરોની મરદાઈનો. આરઝી હકૂમત સાથ.
પ્રાણોની બાજી ખેલી છે, કુતિયાણાના જંગમાં,
'ધાણી ફૂટી' ગોળીઓ ઊડી સામ સામા જંગમાં
રણઘેલા એ મેર ભડવીરો, ચડયા'તા એ રંગમાં,
શાખો-મેરો સાથ રહીને, દુશ્મન હણ્યા જંગમાં,
કુતિયાણાનો કબજો લીધો, જંગ ખેલી મરદાઈનો, આરઝી હકૂમત સાથ.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

# ભૂમિનું ઋણ ચુકવજો.

(રાગ :- શિવાજીનું હાલરડું)

ભૂમિમાં જન્મેલ વીર યુવાનો ભૂમિ તણું ખાધું ઋણ;
ભારત માતા યાદ કરે જો,
કુરબાનીનાં દાન માગે જો;
માતા જે દિ' સાદ કરે જો,
શિર વધેરી ઋણ ચુકવજો.

દુશ્મનો કદી આંખ ઉઠાવે ભારત માને અંગ;
તે દિ' ઊઠજો સિંહ-સપૂતો,
આંખો ફોડીને (એની) કાગળો ખેંચજો.

સિંહણ સમું 'મા' દૂધ છે તારું હકે નહિ કો' વીર
ચાલીશ કોટિ ગોદમાં રમે,
બાળો તારા અંગમાં ભમે.

એક તસુ 'મા' અંગ શું રોકે! વીર સપૂતો જીવતાં કોઇ,
કોટિ હૈયે 'ભૂકંપ' થાશે,
તાંડવ નૃત્ય શિવ સર્જાશે.

શાન્તિના ઉપાસક અમે માન કરે (જો) પોકાર,
શક્તિ તણાં આયુધો ધરી,
'લોહીનાં ટીપે' ચીટશું ભરી.

'નાપક' તમે અંધ ન બનશો દુશ્મન કરે જો 'ઘાવ';
હિંમત હૈયે-હાથમાં રાખી,
ત્રેવડ 'શત્રુ પાંખ'માં નાખી.

બલિવેદિથી ધ્રૂજતા નથી 'સિંહણ' કેરા પૂત;
દુશ્મન કોઇ આંગળી ચીંધે,
કાળજાં એનાં હાથથી વીંધે.

'દુશ્મનો' ઓ આંખ સંભાળો, 'સિંહણ' ને ન હાથ અડાડો;
આંગળી ચિંધ્યે હાથ કપાશે,
કુદૃષ્ટિ કર્યે આંખ ફોડાશે.

યુદ્ધો ખેલ્યાં છે હસ્તે દેશે ડરતા નથી ભારતીય વીરો ;
શાન્તિ તણા દૂત છે 'શૂરો',
'ઘાવ' કરશો તો લડશે નીરો.
બેટડા જન્મવા બંધ કરજે 'મા' પાકે કૂખે કપૂત ;
લાજ લૂટે કો' જીવનાં 'પૂતો',
એવા ન જન્મે કપૂતો.
વીર સપૂતો જાગતા રે'જો 'સિંહણ' તણી થાન ધરીને ;
એક બનીને ચાલજો સાથે,
ઘાવ ઝીલીશું સામમાં ગાથે,
સાદ કરે મા ભારતી જે દિ'
ઋણ ચુકવજો માતનું તે દિ'.
પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

# ભૂમિનો નાદ

( રાગ–અષાડી સાંજના અંબર ગાજે એ રાસ. )

સાંજે સવારે ઝાલર વાગે, ઝાલર વાગે ઘંટ શંખો વાગે;
અમારી ભોમમાં સાગર ગાજે૰ ટેક
ચંદ્ર ઊગે સાથ શોભા ખીલે;
આકાશી ચાંદથી મંદિર ઝીલે : (૨) અમારી ભોમમાં૰
આવી લોકો જ્ઞાનકુંડે ના'તાં;
મંદિરો જોઈ એની કીર્તિ ગાતાં : (૨) અમારી ભોમમાં૰
સિદ્ધેશ્વર શંભુ ભીડભંજન શંભુ;
રણછોડરાયની સાથમાં નીલકંઠ શંભુ (૨) અમારી ભોમમાં૰
મંદિર સત્તરની માળા સોહે;
દર્શન કરીને સૌ હૈયાં મોહે : (૨) અમારી ભોમમાં૰
દેશ – વિદેશનાં લોકો આવે;
તીર્થભૂમિનાં સૌ ગીતો ગાવે : (૨) અમારી ભોમમાં૰
સ્વર્ગભૂમિ આ પ્યારી અમારી;
સંતો શૂરાને સતીઓ દેનારી : (૨) અમારી ભોમમાં૰
પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

# દર્શન કરે સૌ તમારાં.

( રાગ :– ભજન- વાંક નથી એ મોરો, લક્ષ્મણુ....એને મળજો, )

દર્શન કરે સૌ તમારાં, રણછોડરાય દર્શન કરે સૌ તમારાં. (૨) ટેક-
ધામ પુનિત છે, નામ સુંદર છે, મહિમા મોટો છે તમારો;
દેવ ગણોનો, સાથ છે સાથે, (૨) દર્શન કરે છે હજારો. રણછોડરાય.
દેહ ને મન જે, પુનિત કરે છે, જ્ઞાનકુંડે સૌ ના'તાં;
શ્રદ્ધા ભરી ને, દિલમાં આવે, (૨) કીર્તિ તમારી સૌ ગાતાં રણછોડરાય.
બ્રહ્મા વિષ્ણુ ને, મહેશ બિરાજે, ગણેશનાં સ્થાન સોહાનાં,
રથે ચડી દેવ સૂર્ય બિરાજે (૨) અજ્ઞાન જ્યાં એ હણાતાં રણછોડરાય,
રામરાજ્યનો, આદર્શ ગવાતો, દેશ-વિદેશ એ ભારી,
રામસીતા સંગ, લક્ષ્મણ બિરાજે, (૨) ફરતાં બેઠાં સૌ તમારી રણછોડરાય.
સાથ સોહાતા, નીલકંઠ તમારી, સામે સિદ્ધેશ્વર બિરાજે;
પાસમાં 'શંભુ બીઉ હરે' છે (૨) આવીને માનવ નવાજે. રણછોડરાય.
ફરતાં બેઠાં છે, શારદામાતા, વિદ્યા અહીં રેલાવે;
વીર-સંવારી અંબામાતા, (૨) અહિંસા શુદ્ધ ફેલાવે. રણછોડરાય.
નારાયણ સાથે, લક્ષ્મીદેવી, મહિમા જગે એ ગવાતો;
મંત્રો દાયિ, છે ગાયત્રીમાતા, (૨) પાર નહિ એ ગણાતો. રણછોડરાય.
મહિમા ગુરુનો, ગાતા દત્તાત્રેય, 'કાર્તિક' સેનાપતિ સાથે,
ચરણ પાદુકા, હનુમાન પામે, (૨) દર્શન કરે સૌ સાથે રણછોડરાય.
મહિમા ગાતાં સૌ, પ્રભુ તમારો, ધામ આવે સૌ સાથે;
શરણે આવે જે, ધામ તમારે, (૨) તારજો પ્રભુ તારે હાથે. રણછોડરાય.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ મુજદારક - પોરબંદર.

# જાગૃત બનો

(રાગ :– ફૂચગીત.)

ઓ ભૂમિના ભડવીરો, દેશ તણા શૂરવીરો;
ઓ ભારતના નરવીરો, જાગૃત બનો જાગૃત બનો.
દુશ્મન જો હલ્લા કરે, કુદૃષ્ટિ અમ દેશે કરે;
ભારત માતા સાદ કરે, જાગૃત બનો જાગૃત બનો.
કુસંપ–ઝઘડા છોડીને, વાદોના સ્વાર્થ તોડીને;
રાષ્ટ્ર ભાવના જોડીને, જાગૃત બનો જાગૃત બનો.
રાષ્ટ્ર પ્રેમ હૈયે આણી, દેશ તણી કુરબાની જાણી
ભારતમાની સુણી વાણી, જાગૃત બનો જાગૃત બનો.
નવયુગનો પડકાર ઝીલી, દેશ તણો સંદેશ ઝીલી;
ભારતમાને કરો ન 'વિલી,' જાગૃત બનો જાગૃત બનો.
નીતિનો સંચાર કરી, કુરબાની સહુ દિલ ભરી;
સચ્ચાઇ તણો સહુ સંગ કરી, જાગૃત બનો જાગૃત બનો.
શોષણને સળગાવી દો, દેશદ્રોહ (તે) જલાવી દો;
ભેદભાવ છોડી દો, જાગૃત બનો જાગૃત બનો.
ભૂમિનાં ગીત ગાતો જા પ્રગતિનાં પય પીતો જા;
પુરુષાર્થ સંધે કરતો જા, જાગૃત બનો જાગૃત બનો.
ભાગ્ય આપણું સાથમાં, મિલાવી હાથોહાથમાં;
ઝંડાને ઝાલી હાથમાં, જાગૃત બનો જાગૃત બનો.
ભારતમાનો ગાજે નાદ, કુરબાની કરે હૈયે સાદ;
સ્વાર્થ તણા એ છોડી વાદ, જાગૃત બનો જાગૃત બનો.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ મૂળદ્વારકા – પોરબંદર.

---

(૬૫) પરોપકાર અને દાનમાં જેનું દ્રવ્ય ક્ષીણ થયું હોય, પોતાની સ્રીમાં જેનું યૌવન ગયું હોય અને સ્વામીના કાર્યમાં જેના પ્રાણ ગયા હોય તેને ઉપર ભગવાનની પ્રાપ્તિ થાય છે.

# શ્રી મહાલક્ષ્મીજીની સ્તુતિ

( રાગ-શ્રી જગદંબાની આરતી )

જય મહાલક્ષ્મી મા, મા જય મહાલક્ષ્મી મા;
સચરાચરમાં વ્યાપ્યાં (૨) ભજે તને સહુ મા૦—ૐ જય મહાલક્ષ્મી મા.
દીપે તવ મા રૂપ, ત્રિભુવનમાં સઘળે, મા ત્રિભુવનમાં સઘળે;
નારાયણ પ્રભુ સોહે, (૨) તવ રૂપે સઘળે૦—ૐ જય મહાલક્ષ્મી મા.
શિર પર, 'સૂર્ય' પ્રકાશે, 'ચંદ્ર' વસ્યો ભાલે, મા ચંદ્ર વસ્યો ભાલે.
કૃપા ભરી નયનોમાં, (૨) 'ઉષા' ધરી તવ ગાલે૦—ૐ જય મહાલક્ષ્મી મા.
કમળ ભૂજનમાં સોહે, શ્રૃંગાર સજ્યાં સોળે, મા શ્રૃંગાર સજ્યાં સોળે,
પ્રભુ બિરાજે હૃદયે (૨) તોયે તને મા ખોળે૦—ૐ જય મહાલક્ષ્મી મા.
રિદ્ધિ સિદ્ધિ આદ્ય ભવાની, ગૌરી ગાયત્રી સંગે, મા ગૌરી ગાયત્રી સંગે;
સરસ્વતી સંગ સોહે, (૨) અંગ સોહે 'નવ રંગે'૦—ૐ જય મહાલક્ષ્મી મા.
પત્ર પુષ્પો ફળો ને, અબીલ ગુલાલ ધરે, મા અબીલ ગુલાલ ધરે;
ભાવના શ્રદ્ધાથી સૌ મા, (૨) તવ અભિષેક કરે૦—ૐ જય મહાલક્ષ્મી મા.
રોજ ધરે નૈવેદ્ય-પ્રસાદી, પ્રેમભર્યા ઉરે, મા પ્રેમભર્યા ઉરે,
અભિલાષા સહુ દિલે (૨) કૃપા થતાં તું પૂરે૦—ૐ જય મહાલક્ષ્મી મા.
બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર સૌ, પૂજન કરે તારું, મા પૂજન કરે તારું,
નામ ધર્યું વૈશ્યોએ (૨) 'કુલદેવી' મા તારું૦—ૐ જય મહાલક્ષ્મી મા.
અપાર મહિમા તારો, માનવ ગુણ ગાતાં મા માનવ ગુણ ગાતાં;
દેવગણ સૌ ગાતાં, (૨) પ્રસન્ન તમે મા થાતાં૦—ૐ જય મહાલક્ષ્મી મા.
રાય રંકનો ભેદ જરી ના, હૈયામાં તારા, મા હૈયામાં તારા;
ભાવ થકી જે પૂજે (૨) વહે કૃપાની ધારા૦—ૐ જય મહાલક્ષ્મી મા.
દુઃખિયાંનાં તેં દુઃખો, ક્ષણમાં દૂર કર્યાં, મા ક્ષણમાં દૂર કર્યાં;
રંક જનોનાં પલમાં, (૨) ધનથી ઘર ભર્યાં૦—ૐ જય મહાલક્ષ્મી મા.
ખીલ્યું ભાગ્ય કમળનું, ચરણે સ્થાન લઇ, મા ચરણે સ્થાન લઇ;
દુઃખ સહ્યું કાદવનુ (૨) તારી કૃપા મા થઇ૦—ૐ જય મહાલક્ષ્મી મા.
તારા ભજે મા ત્રિભુવન, અંગે શૃંગાર સજે, મા અંગે શૃંગાર સજે,

તારા થકી મા સૌએ (૨) આર્થિક દુઃખ તજે૦–ૐ જય મહાલક્ષ્મી મા.
અભિમાનીના ગર્વ ઉતાર્યા, પલભરમાં રોળી, મા પલભરમાં રોળી;
નિર્દોષોને બચાવ્યા, (૨) સહાય થવા મા દોડી૦–ૐ જય મહાલક્ષ્મી મા.
ભારત ભૂમિના ભવ્યભાગ્યમાં, ભાવના ભરી ભારે, મા ભાવના ભરી ભારે;
સરસ્વતી સંગાથે, (૨) ભોળો રેલે કૃપાધારે૦–ૐ જય મહાલક્ષ્મી મા.
દીપોત્સવીના દિને મહોત્સવ તવ ઉજવે, મા મહોત્સવ તવ ઉજવે;
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨) માનવ સ્મરી રીજવે૦–ૐ જય મહાલક્ષ્મી મા.
મહાલક્ષ્મીની સ્તુતિ જે કોઈ ગાશે, મા જે કોઈ ગાશે;
'ગિરિ' ચહે સૌ ભાવે, (૨) સુખ સમૃદ્ધિ થાશે૦–ૐ જય મહાલક્ષ્મી મા.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

# સહિયરનું ગીત

( રાસ – દાદા હો દીકરી (૨) વાગડમાં ન દેજો રે સઈ. )

માતા આ સોમકા, (૨) ભારતમાં જાણીતી રે થઈ;
સોરઠની ચઢિયાતી ભૂમિ શોભતી રેઃ સૌયર જો ગાવતી, સૌયર જો ગાવતી.
દીધા ભક્તો છે મા, (૨) આંગણિયું શોભાવ્યું રે માત;
શૂરને સતીઓનાં ગીત અહીં ગુંજતાં રેઃ સૌયર જો ગાવતી. (૨)
દીધાં બલિદાન જેણે, (૨) બીજાઓને માટે રે થઈ;
બીજાને દુઃખે રે, દિલ દયા લાવતા રેઃ સૌયર જો ગાવતી. (૨)
ઠામો દીપે જેનાં, (૨) સુગંધી રેલાઇ રે ગઇ;
એનાં ગીતો ગાતાં રે પ્યારાં માણસો રેઃ સૌયર જો ગાવતી. (૨)
તળાવ ખોદાવ્યાં જેણે (૨) મંદિરો બંધાવ્યાં રે સઇ;
કૂવા ને હવેડા કુંડ બંધાવિયા રેઃ સૌયર જો ગાવતી (૨)
ગાઓ એની ગીતડાં, (૨) ભૂમિને શોભાવી રે સઇ;
એનાંથી શોભી રે, આ મારી સોમકા રેઃ સૌયર જો ગાવતી-(૨)

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

# જનનીનો પ્રેમ

(રાગ–ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ.)

સઘળાં સંસ્કારો સેવ્યાં સોણલાં રે લોલ, સઘળા કુટુંબ તણા બોલ રે;
જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦ ટેક–
અમી છલકાતું એની આંખમાં રે લોલ, (૨)
ભરતી ચુંબન વડે દેહ રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
અખૂટ ફુવારો રેલે વહાલનો રે લોલ, (૨)
ઊંડી ભીંજાવે એ તો દિલ રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
હૈયાંની જોડ જગે ના જડે રે લોલ, (૨)
હેમંત રેલાવે બારે માસ રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
વરસે વર્ષામાં રૂડાં મેહુલો રે લોલ (૨)
વરસે અવિરત માનો મેઘ રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
સૂર્ય પ્રકાશે દિન સમયમાં રે લોલ, (૨)
'સ્નેહ' પ્રકાશે દિન–રાત રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
મધુ કરતાંય મીઠાં ગીતડાં રે લોલ, (૨)
વાત્સલ્ય ભર્યાં એનાં વેણ રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
અંતર હોયે કોટિ કોસનું રે લોલ, (૨)
ઉભરે તોયે એનો પ્રેમ રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
ત્યાગ અજોડ એના દિલનો રે લોલ, (૨)
રેલાવે સ્નેહ કેરાં પૂર રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦
ભર્યાં આશિષ એના ચરણમાં રે લોલ, (૨)
પૂજતાં રેલાવે કલ્યાણ રે, જનનીનો પ્રેમ વીરા સાંભરે રે લોલ૦

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

---

(૬૬) વિદ્યા વિનાનું જીવવું, બાંધવો વિનાની દિશા, પુત્ર વિનાનું ઘર અને લક્ષ્મી વિનાનું સઘળું શૂન્ય દેખાય છે.

# મૂળદ્વારકા ભૂમિનું રત્ન.

( રાગ:—ચાલો મેરી કારવૅાં...ને ભજતો. )

આવો પ્યારા મિત્રો, આવો પ્યારા મિત્રો;
તીર્થભૂમિને જુઓ, હૈયે જાગે ચિત્રો. ટેક:-
સોહે મંદિરો જાણે, સ્વર્ગભૂમિ વાસ કરે,
આરતીના ઘંટનાદ સાગર સંગ સાદ પૂરે,
ચાંદની રેલાવે અહીં, (૨) રોશની 'મંડપ' પરે. આવો પ્યારા મિત્રો.
ભર્યો દરબાર અહીં, સત્તર આ મંદિર તણો,
પ્રમુખ 'રણછોડ' બન્યો, સિદ્ધેશ્વર 'ભૂપ' ગણો.
મંડાયો વિષય આ, (૨) સોમકાની શાન તણો. આવો પ્યારા મિત્રો.
ભક્ત વિંઝાતનાં, ગુણ ગાયાં ભારોભાર,
ભક્તિ અડગ જોઈ, પ્રમુખ હાથે પ્હેર્યો હાર,
દીધા આશિષ રૂડા, (૨) 'કીર્તિ ગાશે નર-નાર'. આવો પ્યારા મિત્રો.
ભૂમિનું રતન મારી, 'મેર'ની મહીમાઈનું,
ભક્તિનું નવલું નૂર, વીરોની વધાઈનું,
અમર કીર્તિનું ગાન, (૨) ભૂમિ અમ સગાઈનું. આવો પ્યારાં મિત્રો.
ઊગ્યું ચંદન વૃક્ષ, મેર તણા એ વન મહીં,
સુગંધ રેલાવીને, 'ચંદન' કર્યું વન જહીં,
અમર સુગંધ એની, (૨) રેલાતી આ ભોમ મહીં. આવો પ્યારા મિત્રો.
ધન્ય ગવાતાં આજ, ભૂમિ સાથ યશોગાન,
ભક્તિની દૃઢતા, રેલાવી અનેરી શાન,
ભૂમિનું રતન મારી, (૨) ગાઉં 'વિંઝાત'-ગાન. આવો પ્યારા મિત્રો.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

---

(૧૭) દુષ્કાળમાં ધાતુની, નિર્ધન અવસ્થામાં પત્નીની, યુદ્ધમાં શરવીરની અને અતિશય આપત્તિના સમયમાં માણસોની પરીક્ષા થાય છે.

## પુષ્પ-પમરાટ (દુહા)

ગીતો ગાતાં માનવી, તીર્થભૂમિની માંય;
સ્વર્ગભૂમિ સમ ઓપતી, ભૂમિને લાગે પાંય.
સિદ્ધેશ્વર સોહામણું, રણછોડરાય – ધામ;
'જુનાં' 'હરિ'[1] ગુરુ 'ધર્મ'[2]નાં, અમર ગાતાં નામ.
જ્ઞાનકુંડ વળી પાસમાં, ભીડભંજન મંદિર;
'ચાવડા' ને ગુરુ 'દેવ'[3]નાં. ગાતાં ગીત મંદિર.
મંદિર નાનાં શોભતાં, મોટાં મંદિર સાથ;
'વિંઝરત'ને ગુરુ 'શિવ'[4]નાં, ગાતાં ગીત સંગાથ.
ભક્તિ દૃઢ જે દાખવી, અજોડ એની ટેક;
કીર્તિ ગુંજતી દેશમાં, ગુરુ એ બનાવ્યો નેક.
વીરતાની વાતુ ભરી, વિંઝરા ઝુમે દિલ;
પરકાજે લડી મર્યો, અમર કર્યો શીલ
માર્યો સિંહને વિંઝરે, વાઘેલાને દેશ;
તલવાર તણા ઝાટકે, પ્રસન્ન થયો નરેશ.
સવદાસ ને કેશવ એ, કુસ્તીબાજ બંકા;
'ઓખે' બધે ગુંજતા, એના કીર્તિ ડંકા.
માળા કરતો ભક્તવીર, પટેલ વરતો ધામ;
બંદૂક ફોડી પીઠથી, 'દુશ્મન ફળે ન કામ.'
સંત શિરોમણિ ભોમનો, 'કલ્યાણ'[5] ગુણે નામ;
પરોપકારી વીરલો, પાક્યો પ્યારે ગામ.
હાજો સિંહ બર્ડા તણો, હિંમત હૈયે હાથ,
બર્ડે ગોત્યો ના મળે, શૂરાનો સંગાથ.
ગરીબની રક્ષા કરી, 'રણમલ' બનિયો શૂર;
પરોપકારી કાર્યમાં, સાથ દીધો મશહૂર.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ મૂળદ્વારકા – પોરબંદર.

---

૧ હરિકૃષ્ણગિરિ, ૨ ધર્મગિરિ, ૩ દેવગિરિ, ૪ શિવગિરિ
૫ કલ્યાણદાસજી, ૬ રણમલ સાજણ.

# બર્ડાના મહેરોનો સરદાર

(ઝૂલણા છંદ)

ભોમ બર્ડા મહીં, મહેર જાતિ ઘણી, ઓપતી શૂરથી નેકવંતી,
સંત-શૂરા થયા, વીર મે'રા મહીં, ભોમ બર્ડા તણી ભાગ્યવંતી;
મે'ર રજપૂતની, કીર્તિ ઉજ્જવલ બની, ધર્મ રક્ષા કરી પ્રાણ આપ્યા,
પુત્ર 'રાણા, તણા, ધન્ય માલદેવને! મે'ર બર્ડા તણા 'દાસ' થાપ્યા.
જ્ઞાતિ 'અજ્ઞાન'માં, સરદાર તારી હતી, જ્ઞાનમાં લાવવા 'દીપ' ધરિયો,
'છાત્ર-ધામો' થયાં, હાક તારી પડી, દેશ-વિદેશમાં તું જ ફરિયો,
જ્ઞાન-પ્રકાશ તેં પાથર્યો જ્ઞાતિમાં, છાત્ર ધામો તણું કાર્ય સાધી,
ધન્ય સરદારને! છાત્ર ધામે રહી, ભોગ આપી ઘણો કીર્તિ સાધી.
ભોગ તારા વધ્યા, જ્ઞાતિ કાજે ઘણા, દેશમાં તેં બધે મે'ર કાજે,
ભોમથી કાઢિયો, જ્ઞાતિ ઇતિહાસ તેં, ભવ્ય ભૂતકાળમાં કીર્તિ ગાજે,
'મે'ર જવાંમર્દ'થી, નામ રોશન કર્યું, દેશમાં મે'રને તેં બતાવ્યા,
ધન્ય સરદારને! મેર જવાંમર્દને, ઉમદા પંથ પર તેં જગાવ્યા.
ધર્મપાલન તણી હાક તેં સાંભળી, 'આરઝી ફોજ'ની સોરઠ વિષે,
આગ આંખે જલી રક્ત માંહિ ફરી કેશરી-હાથમાં શસ્ત્ર દિસે;
'જંગ ખેલ્યો તહીં' પદ સાર્થક કર્યું વીર સરદારનું મે'ર સાથે,
ધન્ય સરદારને! ધર્મ કાજે લડયો, હાથ શસ્ત્રો ધર્યાં વૃદ્ધ ગાથે.

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

---

(૬૯) આયુષ્ય, વિદ્યા, કર્મ, દ્રવ્ય અને દારિદ્રતા એ પાંચ વસ્તુ પ્રાણી જ્યારે ગર્ભમાં હોય છે ત્યારથી જ તેના કપાળે લખાય જાય છે.
(૭૦) સત્ય અને ક્ષમા જેવું તપ નથી, સંતોષ સરખું સુખ નથી, તૃષ્ણા જેવો રોગ નથી અને દયા જેવો ધર્મ નથી.
(૭૧) જે માણસ ભણે, ગણે, લખે, જુએ, કોઇને પૂછે અને પંડિતોનો આશ્રય લે, તે માણસની બુદ્ધિ સૂર્યનાં કિરણ જેવી પ્રકાશિત થાય છે.

# જન્મભૂમિનું ગૌરવગાન.

( દુહાઓ )

જન્મભૂમિથી દૂર છું, (પણ) મન રહ્યું ભૂમિ-પાસ;
દેયે 'તારો' પ્રેમ છે, મન રહે તારે વાસ.
તું અમારી મુક્તિ ભોમ, દેવોનાં છે ધામ.
તીર્થભૂમિનાં માનવી, કીર્તિ ગાવતાં ધામ.
જન્મભૂમિ તારી જોડ, મળે કદી ના ગોતી;
દર્શન આવે માનવી, દેહ-મન (એનાં) તું ધોતી.
ગાતો સાગર પાસમાં, ભૂમિ તારાં ગીતો;
મેળામાં સૌ માણતાં, ભરી દિલની પ્રીતો.
તળાવ ગંગાજળ તણું, નિર્મળ એનાં નીર;
પાણી પાતું ગામને, સર્જાવે શૂરવીર.
ઊંચાં મંદિર ઓપતાં, ધજા પૂરતી શાન;
જ્ઞાનકુંડ સૌ નાહીને, ગાતાં તારાં ગાન.
નીડરતા તું રક્તમાં, ભરતી ખમીર સાથ;
હિંમત – શૌર્ય પ્રેમ તું, ઉદાર દેતી હાથ
ભારતમાં પ્રખ્યાત છો, તીર્થભોમથી ભાત;
સ્વર્ગભોમથી શ્રેષ્ઠ તું, વંદું તને દિન – રાત.
સિંહ જેવા શૂરવીર, દીધા ભક્તો – સંત,
સતી ધરા તું સોરઠી, શોભે ભોમ વસંત.
ભૂરું ન કરજો કોઈનું, ભૂમિનાં બેન-ભાઈ;
ધર્મ સાચવી ચાલજો, ભૂમિની પત ન જાય.

અર્જુનગિરિ સુંદરગિરિ, હાલ શિક્ષક, માળિયા-હાટીના

(૧૮) જે માણસ સ્ત્રીના કહ્યા મુજબ ચાલે છે, તે નહિ કરવા જેવાં કામને કરવા સરખાં માને છે. અને એ સમાજમાં સન્માન પ્રાપ્ત કરી શકતો નથી.

# સ્તુતિ

( શ્રી મૂળદ્વારકા મંદિરમાં બોલાતી )

હે રામ પુરુષોત્તમ નરહરે નારાયણ કેશવ,
હે ગોવિંદ ગરૂડધ્વજો ગુણનિધે દામોદર માધવ;
હે કૃષ્ણ કમલાપતિઃ યદુપતિઃ સીતાપતિઃ શ્રીપતિઃ,
વૈકુંઠાધિપતિઃ ચરાચરપતિઃ લક્ષ્મીપતે પાહિમામ્.
આદૌ દેવકી દેવગર્ભજનનં ગોપીગૃહે વર્ધનં,
માયા પૂતન જીવતાપહરણં ગોવર્ધનોદ્ધારણમ્;
કંસચ્છેદન કૌરવાદિહનનં, કુન્તીસુતાપાલનં,
એતદ્ ભાગવત પુરાણ કથિતં શ્રીકૃષ્ણલીલામૃતમ્.
આદૌ રામતપોવનાદિગમનં હત્વા મૃગં કાંચનં,
વૈદેહી હરણં જટાયુમરણં સુગ્રીવસંભાષણમ્;
વાલીનિગ્રહણં સમુદ્ર તરણં લંકાપુરી દાહનં,
પશ્ચાત્ રાવણકુંભકર્ણહનનં એતદ્ધિ રામાયણમ્.

શ્રીરામચંદ્ર કૃપાલુ ભજ મન, હરન ભવભય દારુણં.
નવ કંજ લોચન કંજ મુખ, કર કંજ પદ કંજારુણં,
કંદર્પ અગણિત અમિત છબી, નવનીલ નીરદ સુંદરં;
પટપીત માનહુ તડિત રુચિ શુચિ, નૌમિજનકસુતાવરં.
શિર મુકુટ કુંડલ તિલક ચારુ, ઉદાર અંગ વિભૂષણં.
આજાનભુજ શરચાપધર, સંગ્રામજિત ખરદૂષણં.
ભજ દીનબંધુ દિનેશ, દાનવ દલન દુષ્ટ નિકંદનં;
રઘુનંદ આનંદકંદ, કૌશલચંદ દશરથનંદનં.
ઇતિ વદતિ તુલસીદાસ, શંકર શેષ મુનિ મન રંજનં;
મમ હૃદય કંજ નિવાસ કુરુ કામાદિ ખલદલ ગંજનં.

ઉપરની સ્તુતિ બાદ-સૂરદાસ, કબીરદાસ, તુલસીદાસ, મલુકદાસકૃત દોહાઓ સ્તુતિરૂપે બોલાય છે.

# આમંત્રણ

( રાગ :– આશાં ભર્યાં અમે આવિયાં. )

ઝાઝાં મંદિરો, ઝાઝાં ઝાડવાં ને અહીં ઝાઝાં છે મેરનાં મુકામ રે;
તીર્થભૂમિ જોવા આવો૦ ટેક :–
સત્તર મંદિરો અહીં શોભતાં માંહિ બેઠાં છે દેવ–દેવી લોક રે; તીર્થ૦
'ગંગાજળ'નાં પાણી નિર્મળાં એ તો પીતાં અહીંનાં લોક રે; તીર્થ૦
જ્ઞાનકુંડે આવી પાવન બને સૌ ગાતાં ગીતો આવી ધામ રે; તીર્થ૦
સાદાં ભોળાં છે માનવી એનાં ઊજળાં છે દિલનાં કામ રે; તીર્થ૦
મેળા–ઉત્સવમાં ખીલતી સુંદર શોભા આ ભોમની સાથ રે; તીર્થ૦
સંત–શૂરને સતી તણી એ કીર્તિ ભરી છે ભૂમિ ગાથ રે; તીર્થ૦
દેશ – વિદેશથી આવતાં, જોવા તીર્થભૂમિને કાજ રે; તીર્થ૦
જોનાં મંદિરો જોનાં ગામને વળી જોતાં અહીંના 'સાજ' રે; તીર્થ૦
વીરતાની વાતો ગૂંજતી વળી ભક્તિનાં ગૂંજતાં ગાન રે; તીર્થ૦
પ્રેમે ભરી દિલ આવજો અહીં, થશો આનંદ ગુલતાન રે; તીર્થ૦

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ મૂળદ્વારકા – પોરબંદર.

---

(૭૨) તાજું માંસ, નવું અન્ન, યુવાન સ્ત્રી, દૂધનું ભોજન, ઘી અને ઊનું પાણી એ ૭ વસ્તુ શરીરને પુષ્ટ કરનાર છે.

(૭૩ વિદ્વાન પુરુષો પોતાની માતાના જ મહિમાને મોટા જાણે છે.

(૭૪) જ્યાં સુધી પુરુષે, પુરુષાર્થ કર્યો નથી, ત્યાં સુધી તેના ગુણની ઉન્નતિ થતી નથી.

(૭૫) દેશાટન કરવું, પંડિતો સાથે મિત્રતા કરવી, વારાંગનાને ઘેર જવું, રાજસભામાં પ્રવેશ કરવો અને અનેક શાસ્ત્રોનું અવલોકન કરવું એ હોશિયારીનાં મૂળ સમજવાં.

(૭૬) ક્રોધ એ માણુસોના દેહને નાશ કરનાર દેહમાં રહેલો શત્રુ છે.

(૭૭) ખોટું બોલવું તેના કરતાં તો મૂંગા બેસી રહેવું એ શ્રેષ્ઠ છે.

(૭૮) સૂક્ષ્મ દષ્ટિથી જોઇએ તો બધા જ દોષવાળા દેખાય છે.

# શ્રી સિદ્ધેશ્વર મહાદેવની વ્રત આરતી

(રાગ– ભાંગ વાવી છે ભોળાએ ભાંગ વાવી છે–એને મળતો.)

સોમવાર છે આજે સોમવાર છે, મારા શંભુનો રૂડો દિન સોમવાર છે; (૨)
મારા ભોળા શંભુ! તારાં વ્રતનો દિવસ આજે સોમવાર છે. ટેક–
સિદ્ધેશ્વર નામ તારું, મૂળદ્વારકા છે ધામ, (૨)
વ્રતો જહીં થાતાં તારાં, પૂરતો જઈ 'કામ' (કામ–કામ) મારા ભોળાશંભુ.
પ્રભાત જેવું ખીલ્યું હૈયું, આનંદ ઊર છલકાય; (૨)
નવલા આજે ભાવો જાગે, વ્રતો તારાં થાય (થાય–થાય) મારા ભોળાશંભુ.
દેવોમાં તું ત્યાગી–ભોળો, બન્યો મહા–દેવ (૨)
તપ તારું તપે ભારી, વંદે સહુ દેવ (દેવ–દેવ). મારા ભોળાશંભુ.
ભભૂતી ને રુદ્રાક્ષ અંગે, ગળે નાગનો હાર; (૨)
જટામાહે ગંગા સોહે, મહિમાનો નહિ પાર (પાર–પાર). મારા ભોળાશંભુ.
સમુદ્રનું મંથન કર્યું, દાનવ મળી દેવ; (૨)
રત્નો છોડી ઝેર પીધું, થયા નીલકંઠ દેવ (દેવ–દેવ). મારા ભોળાશંભુ.
દેવોમાં દયાળુ ભોળો, પાપીને ઉગારે, (૨)
ભક્તોને જો ભીડ પડે તો, ચડતો એની વારે (વારે–વારે) મારા ભોળાશંભુ
દેવોમાં તું મહાદેવ છો, મન તારું મોટું; (૨)
વ્રતોનું તું ફળ દેતો, પાય તારાં લોટું (લોટું–લોટું). મારા ભોળાશંભુ
દેવ – દાનવ – માનવ સૌ, પૂજા કરે તારી; (૨)
ભાવથી તારું વ્રત કરું એ, વિનંતી છે મારી (મારી–મારી). ભોળાશંભુ

પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

---

(૭૪) પોતાની નાની ભૂલને પહાડ જેવી ગણનાર અને બીજાની પહાડ જેવી ભૂલને રાય જેવડી નાની ગણનાર ભવિષ્યમાં વંદનીય બને છે.

# શ્રી સિદ્ધેશ્વર મહાદેવનો થાળ

(રાગ :– મારે ઘેર આવજો માવા, સુખેથી ભોજન ખાવા...ને મળતો.)
મહાદેવ તમે આવજો અહીં, થાળ ધર્યો છે પ્રેમથી જહીં (૨) ટેક.
ચોખ્ખું કર્યું છે સ્થાન તમારું ને, ભાવે કરી છે પૂજા; (૨)
થાળ ધર્યો મેં ભાવથી જમો, લાંબી કરો તમ ભુજા. મહાદેવ તમે.
લૂખો–સૂકો એવો થાળ ધર્યો છે, નથી મેવા–મીઠાઈ; (૨)
ભાવથી ભર્યો ભાવથી જમો, થાળ તમારો ગાય. મહાદેવ તમે.
કૃપા કરીને ભોગ આરોગો, કર જોડે છે દાસ; (૨)
પ્રેમથી પીજો જળકળશ આ, પછી લેજો મુખવાસ. મહાદેવ તમે.
પુરુષોત્તમગિરિ સુંદરગિરિ, મૂળદ્વારકા – પોરબંદર.

## –= સર્વે વ્રતોનો રાજા =–

મહાદેવ એટલે સૌથી મોટા દેવ, મહાદેવનું વ્રત એટલે સર્વે દેવોના કરતાં વધારે શ્રેષ્ઠ મહિમાવાળું વ્રત. ભગવાન શ્રી રામે દક્ષિણમાં રામેશ્વર શિવલિંગની સ્થાપના કરી હતી, અને ભગવાન શ્રીકૃષ્ણે તો ઠેરઠેર શિવલિંગની સ્થાપના કરીને એની પૂજાઓ કરી હતી. પ્રાચીન સમયમાં મોટે ભાગે રાજા–મહારાજાઓ–રજપૂતો શિવભક્તો હતા. આજથી આશરે પાંચ હજાર વર્ષ પહેલાં ભગવાન શ્રીકૃષ્ણે અહીં શ્રી સિદ્ધેશ્વર મહાદેવની સ્થાપના કરી હતી. અને મૂળદ્વારકા નગરીની રચના કરાવી હતી, એ રીતે અહીંના શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત (આજે પ્રસિદ્ધ થયેલાં અનેક વ્રતો કરતાં ઉપરની દૃષ્ટિએ) સર્વશ્રેષ્ઠ, ઉત્તમ ફળ દેનારું અને ઉત્તમ મહિમાવાળું ગણાય છે. સિદ્ધેશ્વર શબ્દ જ સિદ્ધિ આપવાનો સૂચક છે, એટલે જેમની વ્રત કરવાની ઈચ્છા હોય તેમણે શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત શ્રદ્ધા, ધીરજ અને ભાવનાથી શરૂ કરી દેવું: એનું ફળ અવશ્ય મળશે. આ પુસ્તકમાં શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત, વિધિ, વાર્તા અને ફોટા સહિત આપવામાં આવેલ છે. તો આ પુસ્તક જરૂર ખરીદીને આ ઇતિહાસ, વ્રત મહિમા તથા સુંદર ફોટાઓનો લાભ મેળવો



શ્રી સિદ્ધેશ્વર મહાદેવ ( પ્રાચીન સ્વરૂપે ) મૂળદ્વારકા

# શ્રી સિદ્ધેશ્વર મહાદેવ વ્રત મહિમા

**વ્રત વિધિ :-** આ વ્રત કરનારે પ્રથમ સવારમાં ઊઠીને સવારની નિત્યક્રમ વિધિ કર્યા પછી નાહવું. ત્યાર બાદ નિયત કરેલી જગ્યા પર ગૌમૂત્ર છાંટી તેના પર પાટલો મૂકવો, તેના પર શ્રી સિદ્ધેશ્વર મહાદેવનો ફોટો (જે આ ચોપડી સાથે આપેલો છે એ સરખી રીતે કાપી મઢાવી લેવો.) તથા ચોખ્ખા પાણીથી ભરેલો કળશ મૂકવો. કળશની અંદર એક તુલસીનું પાન નાખવું, ફોટા આગળ ઘીનો દીવો કરવો, સવા આનાની મગફળી અગર મગફળીનાં બીજ લઈ, પરમાંથી થોડો ગોળ લેવો અગર સવા આનાનો ખરીદ કરવો. એ બંને મિશ્ર કરી તેના બે ભાગ પાડવા. એક ભાગ વાટકામાં રાખી એ વાટકો કળશ પર ઢાંકી દેવો અને બીજો ભાગ કાગળમાં રાખી એ પાટલા પર રાખવો, ત્યારબાદ વાર્તા શરૂ કરવી. વાર્તા પૂરી થયા પછી આરતી બોલવી. આરતી પૂર્ણ થયા પછી કળશનું થોડું પાણી ઘરમાં બધે છાંટવું અને બાકીનું તુલસી અગર વડના ક્યારામાં રેડી દેવું. કુંભવાળો પ્રસાદ બધાને આપવો. કાગળ પરનો પ્રસાદ ગાય અગર બળદને આપવો. વ્રત કરનારે પ્રથમ વાર્તાનો પ્રસાદ તથા કળશમાં રાખેલું તુલસીનું પાન લીધા પછી જમવું.

ફળ મળ્યા પછી જ વ્રતનું ઉજવણું કરવું. ઉજવણું કરતી વખતે ઉપરની દરરોજની વિધિ કર્યા પછી શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું નામ લઈ એક આખું શ્રીફળ ફોટા આગળ મૂકવું (વધેરવું નહિ) ત્યાર બાદ ગમે તે મિષ્ટાન્ન તથા શાક બનાવી એનો ફોટા આગળ થાળ ધરવો. ત્યાર બાદ પોતાના કુટુંબનાં અગર ગમે તે પાંચ બ્રાહ્મણનાં નાનાં બાળકોને અગર શક્તિ હોય તો પાંચથી વધારે બાળકોને જમાડવાં. ત્યાર બાદ તેમના ભણતરમાં કામ લાગે તેવી દરેકને એક એક ચીજ-વસ્તુ યથાશક્તિ દક્ષિણારૂપે આપવી (રોકડા પૈસા આપવા નહિ)

-

એ દિવસે પણ વ્રત કરનારે એકટાણું જમવું. અને બધાં બાળકોને જમાડયા પછી જ જમવું. શ્રીફળ પોતાના ગામમાં ગમે તે મહાદેવનુ મંદિર હોય ત્યાં યોગ્ય દક્ષિણા સાથે મંદિરમાં ધરી દેવું. અગર પોતાનાં ગામમાં મહાદેવનું મંદિર ન હોય તો બીજા ગામે મહાદેવના મંદિરે મોકલી દેવું. ઉજવણાંની રાત્રિએ બાર વાગ્યા સુધી જાગરણ કરવું અને ત્યાં સુધી અખંડિત દીવો રાખવો. આ રીતે શ્રદ્ધાથી, ભાવનાથી અને ધીરજથી શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત પૂર્ણ કરવું. એ રીતે વ્રત કરનાર દરેકને શ્રી સિદ્ધેશ્વર મહાદેવ ફળ આપે છે, અને આપશે.

વ્રત કથા : એક બ્રાહ્મણ હતો. તેને ચાર દીકરા હતા તેના ઘરની સ્થિતિ બહુજ ગરીબ હતી. આથી બ્રાહ્મણ એ ગામનો લોટ માગતો, છતાં કુટુંબનું પૂરું થતું નહિ. તેથી તેની પત્ની પણ નજીકના જંગલમાં લાકડાં કાપીને વેચવા જતી, આ રીતે તેના કુટુંબનું ભરણપોષણ ચાલતું. એક વખત તેની પત્ની લાકડાં કાપવા માટે મોટા ઝાડ પર ચઢીને, એક ડાળ ઉપર ઊભીને બીજી ડાળને કુહાડા વડે કાપતી હતી, એવામાં અચાનક જે ડાળ પર પોતે ઊભી હતી એ ડાળ ભાંગતાં લગભગ ત્રીસેક ફૂટની ઊંચાઈએથી તે નીચે પડી, તેથી તેનો એક હાથ તથા બંને પગ ભાંગી ગયા અને તે બેભાન સ્થિતિમાં પડી રહી. એવામાં એક ગોવાળ ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. તેણે જોયું તો પોતાના જ ગામના બ્રાહ્મણની પત્ની, એના હાલ જોઈને ગોવાળનું દયાળુ હૃદય પીગળ્યું, તરત જ તે બાજુની વાડીવાળા પાસે ગાડું લેવા ગયો. એ વાડીવાળા પાસે જઈને તેણે બધી વિગત જણાવી. આથી એ ખેડૂતને પણ દયા આવી. તેણે પોતાની વાડીમાં એક નાળિયેરી હતી એમાં ત્રણ જ નાળિયેર લટકતાં હતાં, એ ત્રણેય નાળિયેર તોડી લીધાં. અને ગાડું જોડી પોતે તથા ગોવાળ એ બાઈ પાસે આવ્યા. એ બાઈ તો હજુ બેભાન પડી હતી. બંને તેને પવન નાખવા લાગ્યા, દશેક મિનિટ બાદ તેણે જરા આંખ ઉઘાડી ત્યારે તેને

લીલા નાળિયેરનું પાણી પાયું. ત્યારબાદ તેને ગાડામાં સુવાડીને ગાડું ઘર તરફ હાંક્યું. તેનું ઘર ગામને છેડે રસ્તા પર જ હતું. એના ઘર આગળ ગાડું ઊભું રાખ્યું. ઘરમાં એના બે દીકરા હતા, (એક નાનો હતો એને રમાડવા માટે બીજો ઘેર રહ્યો હતો.) અને બે દીકરા નિશાળે ભણવા ગયા હતા. બ્રાહ્મણ બીજે ગામ લોટ માગવા ગયો હતો જેથી તેને ઉપાડીને ઘરમાં સુવાડી. એના બંને નાના છોકરા પોતાની માને જોઇને રડવા લાગ્યા. એક બાજુ છોકરાનું રુદન, બીજી બાજુ ઘરની અત્યંત ગરીબાઇ અને ત્રીજી બાજુ એ બાઈની કરુણ સ્થિતિ આ કરુણ દૃશ્ય જોઇને દરેકનાં હૃદય દ્રવી ઊઠયાં. આજુબાજુનાં માણસો દોડી આવ્યાં. પેલો ખેડૂત ગામમાંથી એક વૃદ્ધ અનુભવીને પાટાપિંડી બાંધવા બોલાવવા ગયો. તરત એ વૃદ્ધ આવ્યો. તેણે પોતાની આવડત પ્રમાણે પાટાપિંડી બાંધ્યાં. ત્યાં થોડીવાર થઇ તો એના બંને દીકરા નિશાળેથી ઘેર આવ્યા. પોતાની માતાની કરુણ દશા જોઇને એ બંને રડી પડ્યા, ત્યાં રહીને બંધ રહી ગયેલા બીજા બંનેએ પણ એમાં સાદ ઊમેર્યો. ગામનાં ભેગાં થયેલાં માણસોએ બધાને છાના રાખ્યા. ગામનાં દયાળુ માણસોએ જોઈતી મદદ કરી. થોડીવાર થઈ ત્યાં તો બ્રાહ્મણ પણ બીજે ગામથી લોટ માગીને આવ્યો તેને તો કશી કલ્પના પણ ન હતી. એતો પોતાની પત્નીને જોતાં જ સ્તબ્ધ થઇ ગયો, જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેવી સ્થિતિ તેની બની ગઇ. બીજે દિવસે મોટો પુત્ર શંકરલાલ પોતાની માતાની સારવારમાં રોકાયો. બીજો પુત્ર ધનસુખ નિશાળે ગયો. દોઢેક મહિના પછી એ બાઇ સાજી થઇ. હવે શંકરે અભ્યાસ છોડી દઇ છૂટક મજૂરી કરવાનું નક્કી કર્યું. અમુક સમય બાદ બ્રાહ્મણપત્નીએ પોતાના પતિને કહ્યું કે હવે શંકરનું ક્યાંક સગપણ કરીએ તો ઠીક. તેથી એ બ્રાહ્મણ આજુબાજુનાં ગામડાંઓમાં કન્યા જોવા માટે નીકળ્યો. ઘણાં ગામ ફર્યો છતાં ગરીબાઇ આડે આવવાથી કોઈ, બ્રાહ્મણને સંબંધ માટે હા પાડતું નહિ. આથી નિરાશ

બની તે ઘેર પાછો ફર્યો. બ્રાહ્મણ પતિ–પત્ની નિસાસો નાખી બેઠાં હતાં એવામાં એક વૃદ્ધ માણસ પાણી પીવા માટે તેને ઘેર આવ્યો. બ્રાહ્મણે તેને પ્રેમથી પાણી આપ્યું. એ માણસ પાણી પી લીધા પછી થોડીવાર ઘરના ઓટલા ઉપર બેઠો, ત્યારે બ્રાહ્મણે વાત કરી; "પટેલ તમારા ગામમાં અમારા જેવી કોઇ ગરીબ બ્રાહ્મણની કન્યા ધ્યાનમાં હોય તો વાત કરજો, અમારા મોટા દીકરા માટે સગપણ કરવું છે." પેલા વૃદ્ધે કહ્યું; "અમારા ગામમાં એક નિરાધાર બ્રાહ્મણ કન્યા છે, કુસુમ એનું નામ છે અને તેનાં માબાપ ત્રણ માસ પહેલાં, એક મહિનાને અંતરે મરણ પામ્યાં છે, તેથી એ નિરાધાર કન્યા પોતાના કાકાની સાથે રહે છે તમારો વિચાર હોય તો ચાલો મારી સાથે." બ્રાહ્મણ પતિ–પત્નીએ વિચાર કરી નક્કી કર્યું. આથી બ્રાહ્મણ એ વૃદ્ધની સાથે ગયો. બંને એ કન્યાના કાકા પાસે ગયા. અને બધી વિગત કહી. વાતચીત કર્યા પછી સંબંધનું નક્કી કર્યું. એક માસ પછી લગ્નનો દિવસ પણ નક્કી કરી લીધો, માસ પૂરો થયો ત્યારે તેમણે પોતાની ગરીબાઇ પ્રમાણે લગ્ન પતાવ્યા ત્યારબાદ કુસુમ ઘેર આવી. કુસુમ ગરીબ માબાપની પુત્રી હતી પરંતુ સંસ્કારી અને સમજુ હતી. તેથી સાસરામાં આવીને તેણે ઘરનું તમામ કામ સંભાળી લીધું

એક દિવસ કુસુમ કૂવા પર પાણી ભરવા ગઇ હતી, સોમવારનો દિવસ હતો, બીજી પનિહારીઓ પણ પાણી ભરવા આવી હતી, એમાંથી એકે કહ્યું; "મંગળા, તું આજે કેમ મોડી આવી!" મંગળાએ કહ્યું, "હું આજે શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત કરી રહી છું જેથી વ ર્તા–પૂજા વગેરે કરવાથી મોડું થયું છે." બીજી પનિહારીએ કહ્યું; "મારે પણ આવતા સોમવારથી 'શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત' લેવું છે." બહુ સારું. આપણા ગામમાં પણ ઘણી બહેનો શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત કરે છે. આ વાર્તાલાપ કુસુમ પણ પાણીનો ઘડો સીંચતા સીંચતા સાંભળતી હતી. તેણે ઘડો સીંચી લીધા પછી પૂછ્યું; "મંગળાબહેન,

આ વ્રત કરવાથી શું ફાયદો થાય ? અને આ વ્રત કેવી રીતે કરવું ? એની વ્રતવિધિ મને કહો તો હું તમારો આભાર માનીશ."

મંગળાએ કહ્યું, જો બહેન સાંભળ, સુદામાપુરી (પોરબંદર)થી આઠ ગાઉ દૂર મૂળદ્વારકા નામનું પ્રાચીન તીર્થધામ છે. તેમાં શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું પણ મંદિર છે. આજથી પાંચહજાર વર્ષ પહેલાં ભગવાન શ્રી કૃષ્ણ પોતાની રાજધાની દ્વારકા જતા હતા ત્યારે રસ્તામાં અહીં મુકામ કર્યો હતો. અહીંનું કુદરતી સૌંદર્ય જોઇ ભગવાન શ્રી કૃષ્ણને આ ભૂમિ ખૂબ જ પસંદ પડી હતી, જેથી અહીં જ્યારે મૂળદ્વારકા નગરીની રચના કરાવી ત્યારે પ્રથમ ભગવાન શ્રી કૃષ્ણે પોતાના હાથથી અહીં શ્રી સિદ્ધેશ્વર મહાદેવનાં શિવલિંગની સ્થાપના કરી હતી. ત્યારબાદ ઘણાં વર્ષો બાદ ભૌગોલિક ફેરફારોને લઈને એ મૂળદ્વારકા નગરી સમયના વહેણમાં અદૃશ્ય થઇ ગઈ. સાડા આઠસો વર્ષથી ફરીથી એને સૌ અખંડિત રીતે પૂજે છે અને તેનાં વ્રત-પૂજા દૂરદૂરનાં હજારો માણસો શ્રદ્ધાથી અને ભાવથી કરે છે. આ વ્રત કુમારી કન્યા, પરણેલ સ્ત્રી, વિધવા સ્ત્રી, ગમે તે ભક્ત પણ શ્રદ્ધા અને ભાવનાથી વ્રત કરી શકે છે." કુસુમે પૂછ્યું; "બહેન આ વ્રત કરવાથી શું ફળ મળે છે ?" મંગળાએ કહ્યું; "શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું આ વ્રત શ્રદ્ધા, ભાવના અને ધીરજથી કરવામાં આવે તો, ગરીબ માણસોની ગરીબાઇ દૂર થાય અને તે ધનવાન બને, સંતાન વગરનાંને સંતાનની પ્રાપ્તિ થાય, કુમારી કન્યાઓને મનપસંદ વર મળે, દુઃખી માણસો દુઃખમાંથી મુક્ત બને, જેમનો પતિ-ભાઇ કે પિતા પરદેશ ગયો હોય તે વ્રત કરવાથી સ્વદેશમાં (ઘેર) આવે, જેમના ઘરમાં કંકાસ થતો હોય તેના ઘરમાં સુખ શાન્તિ થાય, કોર્ટમાં જેના કજિયા-કેસ ચાલતા હોય એનો અંત આવે, બેકાર માણસને નોકરી મળે, નિરાશ થયેલાઓની આશાઓ પૂર્ણ થાય, કોઇ સ્ત્રીને સાસરામાં દુઃખ હોય એને સુખ મળે, પતિ-પત્નીનો વિયોગ થયેલો હોય એનો ફરી મેળાપ થાય, જેમનાં બાળકો જીવતાં ન હોય એ જીવતાં રહે,

સુખી માણસોનું સુખ કાયમ રહે, વિધવા સ્ત્રીઓની મનોકામના પૂરી થાય, સંતાનોની રક્ષા રહે, આવી રીતે જેમની જે મનોકામના હોય તે આ વ્રત કરવાથી પૂર્ણ થાય છે. કલિયુગમાં પણ શ્રી સિદ્ધેશ્વર મહાદેવ સિદ્ધિ આપે છે, 'સિદ્ધેશ્વર' નામમાં જ સિદ્ધિ ભરેલી છે. સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત કરવાથી ઉપર પ્રમાણે ફળ મળે છે. કુસુમે પૂછ્યું: "બહેન, આ વ્રત કેવી રીતે કરવું? એની વિધિ પણ મને કહો તો હું તમારો આભાર માનીશ." મંગળાએ કહ્યું; "જો બહેન, દર સોમવારે અખંડિત રીતે શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત કરવું, એ દિવસે એકટાણું જમવું, સવારમાં નાહી ધોઇને જે જગ્યાએ બેસીને વ્રત-વાર્તા કરવી હોય એ જગ્યાએ ગોમૂત્ર છાંટી તેના પર પાટલો મૂકવો, અને પાટલા પર (ફોટાનું મુખ પૂર્વ દિશા તરફ રહે એવી રીતે) શ્રી સિદ્ધેશ્વર મહાદેવનો ફોટો મૂકવો તથા ચોખ્ખા પાણીનો કળશ મૂકવો. કળશમાં તુલસીનું એક પાન નાખવું. ફોટા આગળ ઘીનો દીવો કરવો. સવા આનાની મગફળીના બીજ લેવાં ઘરમાંથી થોડો ગોળ લેવો અગર સવા આનાનો ખરીદ કરવો. એ બંને મિશ્ર કરી તેના બે ભાગ પાડવા એક વાટકામા રાખી એ વાટકો કળશ પર ઢાંકી દેવો અને બીજો ભાગ કાગળમાં રાખી, એ પાટલા પર રાખવો. ત્યારબાદ વાર્તા શરૂ કરવી. વાર્તા અને આરતી પૂર્ણ થયા પછી કળશનું થોડું પાણી ઘરમાં બધે છાંટવું અને બાકીનું તુલસી અગર વડના ક્યારામાં રેડી દેવું કુંભરાગો (કળશ પરનો) પ્રસાદ સર્વેને આપવો કાગળ પરનો પ્રસાદ ગાયે અગર બળદને આપવો. અને જ્યારે જમવાનો સમય થાય ત્યારે પ્રથમ વાર્તા વખતનો પ્રસાદ તથા કળશમાં રાખેલું તુલસીનું પાન લીધા પછી જમવું. એ રીતે અખંડિતપણે શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત કરવું. સ્ત્રીઓએ અડચણના સમયમા ઘરનાં બીજાં માણસો પાસે આ વ્રત કરાવવું પણ વ્રતનો ભંગ થવો જોઇએ નહિ.

ફળ મળ્યા પછી જ વ્રતનું ઉજવણું કરવું. ઉજવણું કરતી વખતે ઉપરની દરરોજની વિધિ કર્યા પછી શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું નામ લેઇ

એક આખું શ્રીફળ ફોટા આગળ મૂકવું (વધેરવું નહિ) ત્યારબાદ ગમે તે મિષ્ટાન્ન તથા શાક બનાવી એનો ફોટા આગળ થાળ ધરવો. ત્યારબાદ પોતાના કુટુંબનાં અગર ગમે તે પાંચ ભણુનાં નાનાં બાળકોને અગર શક્તિ હોય તો પાંચથી વધારે બાળકોને જમાડવાં. ત્યારબાદ તેમના ભણતરમાં કામ લાગે તેવી દરેકને એક એક ચીજ-વસ્તુ યથાશક્તિ દક્ષિણારૂપે આપવી (રોકડા પૈસા આપવા નહિ) એ દિવસે પણ વ્રત કરનારે એકટાણું જમવું. અને બધાં બાળકોને જમાડયા પછી જ જમવું. શ્રીફળ પોતાના ગામમાં ગમે તે મહાદેવનું મંદિર હોય ત્યાં યોગ્ય દક્ષિણા સાથે મંદિરમા ધરી દેવું. અગર પોતાનાં ગામમાં મહાદેવનું મંદિર ન હોય તો બીજા ગામે મહાદેવના મંદિરે મોકલી દેવું. ઉજવણાંની રાત્રિએ બાર વાગ્યા સુધી જાગરણ કરવું અને ત્યાં સુધી અખંડિત દીવો રાખવો. આ રીતે શ્રદ્ધાથી, ભાવનાથી અને ધીરજથી શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત પૂર્ણ કરવું. એ રીતે વ્રત કરનાર દરેકને શ્રી સિદ્ધેશ્વર મહાદેવ ફળ આપે છે, અને આપશે. કાં પાંચ અઠવાડિયે અને કાં પાંચ મહિને પરંતુ કોઈના ગ્રહ બહુ નબળા હોય તો પાંચ વર્ષે ફળ આપે છે. પરંતુ ફળ અવશ્ય મળે છે. હજુ સુધી શ્રી સિદ્ધેશ્વર મહાદેવે કોઈને નિરાશ કર્યા નથી. કુસુમ તો બધી વ્રતવિધિ જાણી, મંગળાનો આભાર માની પોતાને ઘેર આવી. તેણે "પોતાના કુટુંબની ગરીબાઈ દૂર કરવા માટે ઘરમાં ધન આવે એ માટે" આવતા સોમવારથી વ્રત લેવાનો નિશ્ચય કર્યો.

કુસુમે દર સોમવારે અખંડિત રીતે શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું વ્રત શરૂ રાખ્યું. પાંચ મહિનામાં એક દિવસ ઓછો હતો ત્યારે રાત્રે શ્રી સિદ્ધેશ્વર મહાદેવ સ્વપ્નામાં આવ્યા અને કહ્યું; "આવતી કાલે તારી મનોકામના પૂરી થશે માટે રાત્રે બાર વાગ્યા સુધી જાગજે ત્યાં સુધીમાં તારા કુટુંબની ગરીબાઈ દૂર થઈ જશે." કુસુમ તો સવારે સોમવાર હતો તેથી વહેલી ઊઠી પોતાની વ્રત વિધિ કરવા બેઠી.

શંકર વહેલી સવારે, નજીકના મોટા શહેરમાં ઘર માટે ચીજવસ્તુ તથા કાપડ ખરીદ કરવા ગયો હતો. શંકરથી નાનો ધનસુખ પોતાના મામાને ત્યાં ગયો હતો. એનો પત્ર પણ તે દિવસે પોતે આવે છે એમ હતો. શંકર તો આજે શહેરનું કામકાજ પતાવી બપોર થઇ ગયા હતા એટલે દુકાનેથી નાસ્તો લઇ, એ શહેરમાં જ્યાં મહાદેવનું પ્રખ્યાત મંદિર હતું એના આગળ બગીચો હતો. ત્યાં દર્શન કરી, એ તો બગીચાની ખુરશી પર નાસ્તો કરવા બેઠો. અર્ધો નાસ્તો કરી લીધો હશે ત્યાં તેનો જે પગ જમીન પર હતો એ પગ પર મંકોડાએ ડંખ માર્યો. આથી શંકર નીચે વળ્યો ત્યાં તો એક ચામડાનું મોટું (એટેચી કેઇસ) પાકીટ નીચે પડેલું જોયું. એ તેણે લઇ લીધું. નાસ્તો પૂરો કરીને પછી તેણે એ ખોલીને જોયું તો અંદર ચોરાશી હજાર રૂપિયાની નોટો ઉપરાંત બેંકોના ચેક તથા જરૂરી પત્રો હતા. એ કવર ઉપર માલિકનું સરનામું પણ લખેલું હતું. શંકર તો આનંદમાં આવી ગયો એ પૈસા ઘેર લઇ જવાનું વિચાર્યું, પરંતુ વળી વિચાર આવ્યો કે આના માલિકને કેટલું દુઃખ થતું હશે, કદાચ એની આબરૂ પણ જોખમાતી હશે અને કદાચ તેનું કોઇ કામ અટકી પડ્યું હશે. ત્યાં તો કુસુમનો સોમવાર યાદ આવ્યો એટલે વિચાર કર્યો કે આજે તો પ્રામાણિકપણે વર્તવું જોઇએ. જેથી આ કવર એના માલિકને શોધી. એને સોંપી આવું. એ કવરનો માલિક પ્રખ્યાત હતો. દશ-બાર કારખાનાં તથા દુકાનોનો માલિક હતો છતાં ભાવિક હતો. દરરોજ મહાદેવનાં મંદિરે દર્શને જતો. મહાદેવનું એ મંદિર પણ તેણે બંધાવી આપ્યું હતું એ દિવસે શેઠ વિચારવમળમાં હોવાથી ગફલતચૂકથી તેમનું એ કવર પોતે જે ખુરશીપર બેઠો હતો તેની નીચે પડી ગયું હતું, અને જતી વખતે એ યાદ રહ્યું ન હતું.

શંકર તો એ શેઠના બંગલા પાસે આવ્યો. જઇને એના દરવાનને કહ્યું; "શેઠને મારે મળવું છે, અંદર જાણ આપો." એ દરવાને અંદર જાણ આપી. જેથી મળવાની રજા મળતાં, શંકર

શંકર વહેલી સવારે, નજીકના મોટા શહેરમાં ઘર માટે ચીજવસ્તુ તથા કાપડ ખરીદ કરવા ગયો હતો. શંકરથી નાનો ધનસુખ પોતાના મામાને ત્યાં ગયો હતો. એનો પત્ર પણ તે દિવસે પોતે આવે છે એમ હતો. શંકર તો આજે શહેરનું [illegible] મકાજ પતાવી બપોર થઇ ગયા [illegible] હતા એટલે દુકાનેથી નાસ્તો લઇ [illegible] ાં જ્યાં મહાદ [illegible] લઇ મંદિર હતું એના આગળ [illegible] ા વાગ્યે પોતાન [illegible] વહાર્યો. ઘેર આવ્યો બગીચાની ખુરશી પર [illegible] ાનંદમય હતું. ધનસુખે મોટરમાંથી ઊતરીને પંદર [illegible] બંડલ પોતાની ભાભીને આપતાં કહ્યું; "લો ભાભી, હશે ત્યાં તેનો જે [illegible] તનું ફળ, અને બીજું મળ્યું છે એ પછી કહીશ" માર્યો. આથી [illegible] આનંદમાં, આનંદનો વધારો થયો. આવી રીતે કુસુમની (એરચી [illegible] કામના પૂર્ણ થઇ. "તેના કુટુંબની ગરીબાઇ દૂર થઇ ગઇ" પરા [illegible]

કુસુમે વિધિ સહિત પ્રેમથી શ્રી સિદ્ધેશ્વર મહાદેવનું ઉજવણું કર્યું. આવી રીતે શ્રદ્ધાથી, ભાવનાથી અને ધીરજથી વ્રત કરવાથી જેમ કુસુમની મનોકામના ફળી તેમ સૌની ફળજો.

**વ્રત કરનારને સૂચના :–**

૧ વ્રતને દહાડે પતિપત્નીએ પવિત્ર રહેવું.
૨ વ્રત કરનાર સ્ત્રીએ અડચણના દિવસોમાં ઘરમાં બીજા પાસે વ્રત કરાવવું પણ વ્રતનો ભંગ કરવો નહિ.
૩ વ્રતને દિવસે એકટાણું કરવું અને ભૂખ્યે પેટે વાર્તા કરવી.
૪ આ વ્રત ગમે તે કન્યા, પરણેલ સ્ત્રી, વિધવા સ્ત્રી અને ગમે તે પુરુષ પણ શ્રદ્ધાથી કરી શકે છે.
૫ વ્રત કરનારે ઉપવાસના દિવસોમાં ફક્ત પ્રસાદ લેવો.
૬ બની શકે તો આડોશીપાડોશી સાથે બેસી ભગાને મહિમા ગવાય તો એ ઉત્તમ છે.
૭ વ્રતને દિવસે ઘરમાં સૌએ પ્રામાણિકપણે અને સંપથી રહેવું.
૮ વ્રતનું ફળ મળ્યા પછી જ ઉજવણું કરવું.
૯ વ્રતનું ફળ મળ્યા પછી બની શકે તો મૂળદ્વારકા તીર્થભૂમિમાં આવેલા આ શ્રી સિદ્ધેશ્વર મહાદેવનાં દર્શને જવું.